વિવિધ ગ્રંથમાળા વર્ષ ૧૫ મું-સંવત ૧૯૮૧, સળંગ ગ્રંથાંક
૧૯૨-૧૯૩ તથા વિભાગ પહેલાનો ગ્રંથાંક ૧૭૯-૮૦

# आदर्श दृष्टांतमाळा

## भाग पहेलो

આદર્શભૂત ૩૯૩ દૃષ્ટાન્તોનો સંગ્રહ

અનુવાદક તથા પ્રયોજક:
**पंडित शिवप्रसाद दलपतराम**
નિવાસ: કોટા, રાજપૂતાના

**सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी**
સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ-અખંડાનંદ
સ્થળ: અમદાવાદ અને મુંબઈ

આવૃત્તિ પહેલી, પૃષ્ઠસંખ્યા ૩૩૬, પ્રત ૬૫૦૦, સં૦ ૧૯૮૧
મૂલ્ય ०।।।= પાકું પૂંઠું ૧)=
અન્ય સ્થળના વેચનાર એક આનો વધુ લેશે.

# समर्पण

रा. रा. चुनीलाल त्रिभुवनदास शुक्ल

( કોટા રાજ્યના કન્ટ્રોલર ઑફ્-

એકાઉન્ટસ )ની સેવામાં

પ્રિય બંધુ,

૨૧ વર્ષના આપના સહવાસમાં આપના સૌજન્ય, સ્વાવલમ્બન, પ્રભુ-પરાયણતા આદિ ગુણોએ મારા ઉપર ઉંડી અસર કરી છે; આપની સાથે મેં જીવનના અનેક સુખી દિવસ ગાળ્યા છે;એ બધાનું સ્મરણ અત્યારે તાજું થઇ આ ગ્રંથ આપને સમર્પણ કરવા પ્રેરે છે તે સ્વીકારી આભારી કરશો.

કોટા
તા. ૨-૧૦-૨૫

આપનો સ્નેહાધીન
શિવપ્રસાદ દલપતરામ પંડિત

# પ્રકાશકનું નિવેદન

વિવિધ ગ્રંથમાળાનું સં. ૧૯૮૧ નું પંદરમું વર્ષ (પહેલા વિભાગનું) આ ગ્રંથની સાથે પૂરૂં થાય છે. આ પુસ્તકનું નામ આદર્શ દૃષ્ટાંતમાળા રાખવામાં આવ્યું છે.

દૃષ્ટાંત કલ્પિત, ખરાં બનેલાં, તેમજ મિશ્રિત પ્રકારનાં પણ હોય છે; પરંતુ ખરા મનુષ્યો અને ખરા બનાવોનાં દૃષ્ટાંતોની અસર ઘણી વધારે થાય છે. એવાં દૃષ્ટાંતો માણસને યાદ પણ વધુ રહી જાય છે અને વાતચીતમાં તેનો ઉપયોગ બહુ છૂટથી તેમજ લાગણીપૂર્વક કરવામાં આવે છે. આ પુસ્તકમાંનાં લગભગ બધાં દૃષ્ટાંતો આવાજ પ્રકારનાં છે અને તે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, અંત્યજ ઇ૦ સર્વ કોમોને લગતાં તેમજ હિંદ, જાપાન, અરબ, ઇરાન, યૂરોપ, અમેરિકા, ઇજિપ્ત વગેરે અનેક દેશોને લગતાં છે.

આ દૃષ્ટાંતો સેંકડો જીવનવૃત્તાંત અને ઇતિહાસને લગતાં પુસ્તકોના મંથનનું પરિણામ છે. માણસને જે કાર્યનો શોખ હોય છે, તે કાર્ય કરવામાં તેને પરિશ્રમ પણ આનંદનોજ અનુભવ આપે છે. ભાઇ શિવપ્રસાદનો આ પુસ્તકને લગતો પરિશ્રમ પણ એવાજ પ્રકારનો છે. વળી એ શ્રમ તેમણે એક પવિત્ર બ્રાહ્મણની રીતે–એટલે કે પૂર્ણ નિષ્કામ ભાવથી ઉઠાવ્યો છે. આવી નિષ્કામતાનું માહાત્મ્ય ફળના હેતુવાળી કૃપણ દૃષ્ટિ નજ સમજી શકે; પરંતુ ધર્મદૃષ્ટિએ તો તે ઉત્તમ પ્રકારનું કાર્ય-કૌશલ્યજ છે. લૌકિક બદલામાટે કાર્ય કરનાર કરતાં પ્રભુપ્રીત્યર્થે કાર્ય કરનારો પ્રભુપ્રીતિના પેટામાં જે કાંઇ મેળવે છે, તે જોતાં ભાઇ શિવપ્રસાદનો તેમની નિષ્કામતામાટે આભાર માનવાને બદલે યોગદૃષ્ટિના "કર્મકૌશલ્ય" માટે તેમને મુબારકબાદીજ આપીશું.

વારંવાર નજર સામે રાખીને ચિંતવવા તથા મેળવવા યોગ્ય ઉચ્ચ વસ્તુ અથવા સ્થિતિને આદર્શ વસ્તુ–સ્થિતિ કહે છે.

કોઇ સમજીને તો કોઇ વગરસમજ્યે; પરંતુ સર્વ માનવો પોતપોતાની મતિગતિ પ્રમાણેની ઉત્તમ વસ્તુ અથવા સ્થિતિને ઇચ્છીજ રહ્યાં છે અને તેનેમાટે યત્ન પણ કરી રહ્યાં છે.

ખરેખરી–એટલે કે સર્વોત્તમ, શાશ્વત અને અનુપમ આનંદમયી વસ્તુ અથવા સ્થિતિ તો મોક્ષનેજ કહે છે; પરંતુ તેને તેવી સમજીને ઇચ્છી શકે તથા મેળવવા મથે એવાં માનવો તો વિરલજ હોય છે. બાકી તો મોટે ભાગે બીજી તેની આ તરફની વસ્તુ–સ્થિતિઓનેજ સર્વોત્તમ સમજી તેનેજ ઇચ્છનારા વધારે હોય છે; પરંતુ તેવી લૌકિક વસ્તુ–સ્થિતિઓ મેળવવા માટે પણ માણસને પોતાની આંતરિક યોગ્યતા તો વધારવાની જરૂર રહે છેજ. એ યોગ્યતા દૈવી અને આસુરી, એમ બે પ્રકારની કહેલી છે. દૈવીનો ઉપાસક દિવસાનુદિવસ મન, વાણી અને કર્મથી પવિત્ર–ઉન્નત થતો ચાલે છે; અને તેના પરિણામે તેનો આદર્શ પણ ઉત્તમ થતો ચાલી છેવટે તે પરમ ગતિરૂપ મોક્ષપદને પણ ઇચ્છવા મેળવવાને શક્તિમાન થાય છે; અને આસુરીવાળાને તો (ભલે કદાચ તત્કાળમાં તે થોડી કે ઘણી ભૌતિક વસ્તુ–સ્થિતિ

મેળવી લે તોપણ છેવટે તો) અધોગતિ, દુઃખ અને વિનાશજ અનુભવવાં પડે છે.

ભગવતી ભગવદ્ગીતા દૈવી સંપત્તિનાં અથવા સદ્ગુણોનાં નામ આ પ્રમાણે કથે છેઃ–નિર્ભયતા, અંતઃકરણની (મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારની) શુદ્ધિ, જ્ઞાન અને યોગમાં વિશેષ સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચાડી ન કરવી, ભૂતદયા, અલોલુપતા, નમ્રતા, લજ્જા, એકનિષ્ઠતા, તેજસ્વિતા, ક્ષમા, ધૈર્ય, સ્વચ્છતા, અદ્રોહ અને નિર્માનતા. એ પછી આસુરી સંપત્તિ અથવા અવગુણોનાં નામ આ પ્રમાણે કહ્યાં છેઃ–દંભ, ગર્વ, માનીપણું, ક્રોધ, કઠોર ભાષણ અને અજ્ઞાન.

ઉપલા સદ્ગુણો કાંઇ માત્ર મોક્ષાર્થીને માટેજ જરૂરના છે એવું નથી. કોઇ પણ વ્યક્તિ અથવા પ્રજાની પાર્થિવ સંપત્તિ વધવા ઘટવામાં પણ એ દૈવી અને આસુરી આંતરિક સંપત્તિઓનો વધારો ઘટાડોજ મૂળ કારણરૂપે હોય છે. ભારતવર્ષમાં જ્યારે સર્વોપરી જાહોજલાલી હતી, ત્યારે એ દૈવી સંપત્તિના પ્રતાપેજ હતી; અને તેનો ઘટાડો થતો ચાલીને અવદશા પેઠી, તથા તે વધતી ચાલીને હાલની સ્થિતિએ પહોંચી; તેનું કારણ પણ એ દૈવી સંપત્તિનો ઘટાડો અને આસુરી સંપત્તિનો વધારોજ હતો અને છે. આમ હોવાથી અત્યારે આરોગ્ય, ધન, અન્ન, વિદ્યા, અધિકાર વગેરે બાબતોમાં આપણો દેશ જે અવદશા અને પરતંત્રતા ભોગવી રહ્યો છે; તેમાંથી છુટવા માટે સર્વથી વધારે જરૂર એ દૈવી સંપત્તિનીજ છે. શુભ સાહિત્ય પણ એ આવશ્યકતાની પૂર્તિમાટે એક અગત્યનું અંગ હોવાથી તેનો જેટલો પણ પ્રચાર અને ઉપયોગ થાય તેટલો સારો છે.

એ દૈવી સંપત્તિ અથવા સદ્ગુણ સંપત્તિ અનેક પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ માણસોમાં જૂદા જૂદા ગુણ–સ્વભાવરૂપે એવી તો સરસ ખીલેલી હોય છે અને અમુક પ્રસંગો ઉપર તે એવી તો ઉત્તમ રીતે બહાર પડીને અમલમાં આવેલી હોય છે કે તે જાણવાથી માનવજીવન ઉપર કોઇ અનેરીજ અસર થાય છે. આ પુસ્તક એવા અસામાન્ય, અસરકારક, મનોરંજક અને ઉપદેશપ્રદ લગભગ ચારસો પ્રસંગ–દૃષ્ટાંત રજુ કરે છે.

વાચક! તું ગમે તે કોટિનો હઇશ તોપણ એમાંથી પાંચપચીસ દાખલાદૃષ્ટાંત તો તને ગમીજ જવાનાં. (પાંચપચીસ તો શું પણ અસાધારણ કોટીના કોઇ એકાદ દૃષ્ટાંતનો આદર્શ સાધ્ય કરવાથી પણ માણસ દેવતુલ્ય બની રહે છે.) એ ગમી ગએલાં દૃષ્ટાંતોને જેમ વધારે તારી દૃષ્ટિસન્મુખ રાખીશ અને જેમ પણ તેનું વધારે ચિંતન અને અનુસરણ કરીશ, તેમ તારામાં પણ તે ગુણો જરૂર ખીલતા જશે અને તારી મનિગતિના પ્રમાણમાં તું પણ વહેલોમોડો એવો ઉત્તમ ગુણસંપત્તિવાળો બની શકીશ; કે જેથી બીજા અનેકો માટે દૃષ્ટાંતરૂપ થઇ રહીશ. તારો આત્મા એમ અધિકાધિક ઉન્નત થતો ચાલી તે પરાકાષ્ઠારૂપ સચ્ચિદાનંદ પદને સત્વર ઇચ્છે અને પામે એવા ભાવપૂર્વક

ॐ तत्सत् — અમદાવાદ. ધનતેરસ, સં૦ ૧૯૮૧.

# પ્રસ્તાવના

આપણાં સંતાનોને નીતિનું શિક્ષણ આપવાની આવશ્યકતા હવે સ્વીકારાઇ ચૂકી છે; અને બાળકોને માટે લખાતાં પુસ્તકોમાં નીતિને પોષણ મળે એવા પાઠો વધવા માંડ્યા છે. ઇ૦ સ૦ ૧૯૧૧ માં આચાર્ય શ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવનો 'નીતિશિક્ષણ' નામનો ઉત્તમ ગ્રંથ પ્રસિદ્ધ કરી ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ એ વિષયમાં ગુજરાતની મોટી ખોટ પૂરી પાડી છે; એટલે આ ગ્રંથ ગુર્જર-વાચકોના કરકમળમાં મૂકતાં ખુલાસારૂપે વધારે કહેવાનું રહેતું નથી.

આચાર્ય શ્રી આનંદશંકરભાઇનું પુસ્તક પ્રગટ થયું એજ અરસામાં તેમની હાલની કર્મભૂમિ કાશીક્ષેત્રમાંથી 'સોમદેવ સત્કર્મ ભંડાર કમિટિ'દ્વારા 'સદાલાપ' નામનો ગ્રંથ બંગાળી ભાષામાં બહાર પડ્યો હતો. બન્ને ગ્રંથો લગભગ એકજ અરસામાં મારા વાંચવામાં આવ્યા અને પૂજ્ય આચાર્યશ્રીએ નીતિશિક્ષણ ગ્રંથદ્વારા ઉત્પન્ન કરેલી રૂચિને પોષવા 'સદાલાપ' ગ્રંથનો અનુવાદ કરવાની મારી ઇચ્છા થઈ;અને પ્રાર્થના કરતાં એના પ્રકાશકમંડળદ્વારા એ વિષયની અનુમતિ પણ તા–૨૨–૬–૧૯૧૫ના પત્રદ્વારા મળી ગઇ, જે માટે એમનો તથા ગ્રંથના સંપાદક શ્રી મુકુંદદેવ મુખોપાધ્યાયનો ખરા અંતઃકરણથી ઉપકૃત છું.

પ્રસ્તુત ગ્રંથનો પાયો 'સદાલાપ' ગ્રંથ છે ખરો; પરંતુ એમાંનાં કેટલાંક ઓછાં ઉપયોગી દૃષ્ટાંતો છોડી દેવામાં આવ્યાં છે અને એ અનુવાદ આરંભ કર્યા પછીથી તે ગ્રંથ છાપવા અપાતાં સુધીમાં મારા વાંચવામાં આવેલા જીવનચરિત્ર, ઇતિહાસ આદિના ગ્રંથો અને વર્તમાનપત્રો તથા પ્રત્યક્ષ અનુભવમાં જે બોધજનક પ્રસંગો જોવામાં આવ્યા તે આ ગ્રંથમાં નોંધતો ગયો છું. અભિલાષ એવો છે કે, ગુજરાતને ચરણે એક સહસ્ત્ર દૃષ્ટાંત રજુ કરૂં. સફળતા પ્રભુના હાથમાં છે.

વાચકો જોઇ શકશે કે, આ ગ્રંથમાં વર્ણવેલા પ્રસંગો કલ્પિત નહિ, પરંતુ ઐતિહાસિક છે. એમાંના ઘણાખરા મહાન પુરુષોનાં જીવનચરિત્રોમાં નોંધાઇ ચૂક્યા છે; પરન્તુ એવા અનેક ગ્રંથો વાંચવાની અનુકૂળતા બધાને પ્રાપ્ત થતી નથી;તેથી આ ગ્રંથ એક રીતે અનેક ચરિત્રોના દોહનરૂપ થઇ પડશે.વળી સામાન્ય કોટિના મનુષ્યોના જીવનમાં પણ કોઇ કોઇ એવી ઘટનાઓ જોવામાં આવે છે કે જેને જનસમાજ આગળ મૂક્યાથી મનુષ્યોને લાભ થવાનો સંભવ હોય છે.જેથી સામાન્ય મનુષ્યોના જીવનના છૂટાછવાયા બોધપ્રદ પ્રસંગો પણ આ ગ્રંથમાં નોંધવામાં આવ્યા છે.

આ દૃષ્ટાંતોને વિષયવાર ગોઠવવાનું બન્યું નથી. આવાં પુસ્તકો આદિથી અંતસુધી એકેસપાટે વાંચી જવાનાં નથી, પણ ધીમે ધીમે વાંચતાં જવાનાં છે. સંસારમાં લોકરૂચિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે, એટલે બધાં દૃષ્ટાંતો દરેક વાચકને ગમશેજ એવી આશા રાખવી મિથ્યા અને અવાસ્તવિક છે. એવી સ્થિતિમાં ઉત્તમ માર્ગ એ છે કે

પ્રથમ વાચન વખતે વાચકે પોતાને રુચે એવાં દૃષ્ટાંતો ઉપર પસંદગીનું અને ન રુચે તેના ઉપર ચોકડીનું નિશાન કરવું અને પોતાને રુચતા વિષયોનું વાચન અવકાશે પુનઃ પુનઃ કરવું. અનેકવાર વાંચીને વિચાર્યાથીજ આ દૃષ્ટાંતોમાં રહેલો બોધ દૃઢતાથી હૃદયમાં ઠસી જશે અને વાચકોની ભાવી ઉન્નતિમાં સહાયક થશે. હમેશાં નિયમિત સમયે કે અવકાશના સમયે કુટુંબનાં બાળકો તથા સ્ત્રીઓને એકઠાં કરીને ઘરનો વડિલ દરરોજ આમાંનાં બે ત્રણ દૃષ્ટાંતો વાંચી એ સંબંધી વિવેચન કરે તો થોડા પરિશ્રમથી સર્વને ઘણો સારો લાભ થાય. ગુજરાત વ્યાપારપ્રધાન દેશ છે, એટલે લોકોને અવકાશનો ઘણો અભાવ રહે છે. એવા લોકો રેલગાડીમાં, ટ્રામમાં, મોટરમાં કે ઘોડાગાડીમાં જતી વખતે આ ગ્રંથને સાથે રાખી પોતાને મળતા બેચાર મિનિટ જેટલા સમયનો પણ સદુપયોગ કરવા ધારશે તો એમને આ ગ્રંથમાંથી વાંચવા અને વિચારવાનું ઘણું મળશે.

શિક્ષકો, વ્યાખ્યાનદાતાઓ, અને કથાકારો પણ પોતાના પરોપકારી કાર્યમાં આ ગ્રંથની સહાયતા લઇ શકશે. તેમણે પોતાના વિષયને લગતાં દૃષ્ટાંતોનો ક્રમ નોંધી લેવાની તસ્દી લેવી પડશે.

આ ગ્રંથ લોકાદરને પ્રાપ્ત થશે તો એના બીજા ભાગ સહૃદય વાચકોના કરકમળમાં શીઘ્ર સમર્પણ કરી કૃતાર્થ થઇશ. અંતમાં જે જે લેખકોની રચનામાંથી આ દૃષ્ટાન્તો એકઠાં કરવામાં આવ્યાં છે તે સર્વનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

કોટા-રાજપૂતાના
શરતપૂર્ણિમા, વિ. સં. ૧૯૮૧ } **શિવપ્રસાદ દલપતરામ પંડિત.**

# ખાસ બાબતો

**૧-પૃષ્ઠમેળ**-આ પુસ્તક સાથે 'વિવિધ ગ્રંથમાળા'ના પ્રથમ વિભાગનું પંદરમું વર્ષ સમાપ્ત થાય છે. આ સંવત ૧૯૮૧ ના વર્ષનો પૃષ્ઠમેળ નીચેની વિગતે ૧૭૦૦ ઉપરાંતનો થયો છે.

| ગ્રંથાંક | પુસ્તકનું નામ | પૃષ્ઠ | કદ | ચિત્ર |
|---|---|---|---|---|
| ૧૬૯ થી ૧૭૩ | સ્વામી રામતીર્થ-ગ્રંથ ૪ થો | ૬૪૦ | ૫ાાા×૮ાા | ૧ |
| ૧૭૪ થી ૧૭૬ | યોગતત્ત્વ | ૩૮૪ | ,, | + |
| ૧૭૭ થી ૧૭૮ | સ્વર્ગનો પ્રકાશ | ૩૬૦ | ૫×૯ | + |
| ૧૭૯ થી ૧૮૦ | આદર્શ દૃષ્ટાંતમાળા | ૩૩૬ | ૫ાાા×૮ાા | + |
| | | કુલ ૧૭૨૦ | | |

**૨-ચાલુ સાલમાં બીજાં પુસ્તકો** નીચે મુજબ નીકળ્યાં છેઃ—

| નામ | મૂલ્ય | કદ | પૃષ્ઠ | ચિત્ર |
|---|---|---|---|---|
| શ્રી શિવાજી છત્રપતિ-બીજી આવૃત્તિ | ૨ા | ૫ાાા×૯ | ૫૪૪ | ૧૦ |
| મહાન સમ્રાટ્ અકબર ,, ,, | ૧ા | ૫ાાા×૮ાા | ૩૫૨ | ૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વીર દુર્ગાદાસ | ,, ,, | ૦ાા | ૫ા×૭ | ૨૪૦ | ૧ |
| સ્વર્ગનું વિમાન | ચોથીઆવૃત્તિ | ૧ા= | ૫×૯ | ૩૮૪ | × |
| સ્વર્ગની કુંચી | ,, ,, | ૧ા= | ,, | ૩૭૮ | × |
| સ્વર્ગનો ખજાનો | ત્રીજીઆવૃત્તિ | ૧ા= | ,, | ૩૨૪ | × |
| સામાજીક ટુંકીવાર્તાઓ ભાગ ૧ થી ૪ | બીજી આવૃત્તિ | ૨) | ૫×૯ | ૬૦૮ | × |
| રાજસ્થાનનો ઇતિહાસ ગ્રં. ૧ લો | ,, ,, | ૫) | ૬ાા×૧૦ | ૭૫૪ | ૧૦ |
| ,, ,, ગ્રં. ૨ જો | ૧લી આવૃત્તિ | ૫) | ,, ,, | ૭૭૬ | ૮ |

ઉપલાં પૈકી રાજસ્થાનના બંને ભાગો એકેક રૂ. ની કિફાયતે મેળવવાનો સમય હજી માગશર માસની આખર સુધી પહોંચે છે.

**૩–વી. પી. પાછાં ફર્યા બાબત**–ચાલુ ધોરણને અનુસરીને આ પુસ્તક સં. ૧૯૮૨ ના પહેલા વિભાગના લવાજમબદલ ગ્રાહકો તરફ વી. પી. થી મોકલાશે. આ વી. પી. સ્વીકારી લઈ ગ્રાહકમાં ચાલુ રહેવાની ઇચ્છા છતાં કોઇ ભૂલ કે એવા કારણથી જેમનું વી. પી. પાછું વળ્યું હોય, તેઓ જો પોતાનું વાર્ષિક લવાજમ તથા રદ ગયેલા પોસ્ટેજ ઇ૦ બદલના ચાર આના મોકલી આપશે, તો ગ્રાહકમાં તેમનું નામ ફરી દાખલ કરાશે, અને પાછું વળેલું પુસ્તક પણ તેમને મોકલી અપાશે. લવાજમ નજ ભરવું હોય તો આઠ આના મોકલવાથી આ પુસ્તક મોકલી અપાશે.

**૪–નવા વર્ષનું લવાજમ**–નવા વર્ષમાં પણ છે તેજ (રૂ. ૫ અને ૪) લવાજમ પહેલા વિભાગનું રહેશે અને પૃષ્ઠસંખ્યા ૧૬૦૦ની રહેશે. પુસ્તકોનું કામ, એટલે સો દોઢસો પૃષ્ઠ એ કરતાં ઓછાંનો મેળ બેસે તોપણ ગ્રાહકોએ ચલવી લેવું પડશે.

**૫–નવા વર્ષનાં પુસ્તકો**—નીચલામાંથી તેમજ બીજાં પસંદ થાય તેમાંથી નીકળશે. જગતની મુસાફરી, સ્વર્ગના દેવતાઓ, જ્ઞાનયોગ, સત્યાગ્રહ, ટુંકી વાર્તાઓ, કારનેગીનું ચરિત્ર, ગૌરાંગચરિત્ર, ટાગોરકૃત ભારતધર્મ, ભારતની નીતિકથાઓ, સુબોધ રત્નાકર, સ્વર્ગનો આનંદ.

**૬–બીજા વિભાગનાં પુસ્તકો**:—૧૯૮૧ ના વર્ષ પૈકી આ વિભાગનું ફક્ત એકજ પુસ્તક **પ્રીતમની** વાણી નીકળ્યું છે. કેમકે વખત અને મહેનત એમાં વિશેષ લાગે છે. પણ હવે બાકીનાં પુસ્તકો–પણ છપાવા માંડયાં છે અને બનતી ત્વરાએ મોકલાઈ જઇ તે પછી નવા વર્ષનાં પણ નીકળશે.

**૭–એ ઉપરાંત સત્વર નીકળનારા ગ્રંથો**–**આર્યભિષક્** તથા **આગળ ધસો** છપાય છે અને **યોગવાસિષ્ઠ** મહિના માસમાં છપાવું શરૂ થઈ ચૈત્ર વૈશાખમાં બહાર પડી જશે. હોળી પછી **મહાભારત** પણ છપાવું શરૂ થશે.

**૮–ગ્રાહકોના રજીષ્ટર નંબર ફર્યા છે**:—આ પુસ્તકના રેપર ઉપર ગ્રાહકોના જે રજીષ્ટર નંબર નાખેલા છે, તેજ નંબર હવેથી પત્રવહેવારમાં વાપરવાના છે. આગલાં પત્રકો ભરાઇ જઇ નવાં તૈયાર થવાથી આગળના નંબરો હવે રદ થયા છે.

# અનુક્રમણિકા

( મથાળાં ટુંકાવીને )

# आदर्श दृष्टांतमाळा

## भाग पहेलो

## १–गुरु तेगबहादूरनुं धर्मने खातर बलिदान

### શિર દિયા પર શિષ ના દિયા.

બાદશાહ ઔરંગઝેબના સમયમાં ધર્માંધતાને લીધે હિંદુઓ ઉપર અત્યાચાર શરૂ થયો અને સાધુપુરુષોની હત્યા થવા માંડી, ત્યારથી મોગલ-બાદશાહીની પડતી ઝપાટાબંધ શરૂ થઇ. ઔરંગઝેબ પછી બહાદુરશાહ ગાદીએ આવ્યો અને તેના પછીના મોગલબાદશાહો તદ્દન નિસ્તેજ થઇ ગયા.

શિખગ્રંથો ઉપરથી જણાય છે કે, બાદશાહ ઔરંગઝેબે જોયું કે, દુકાળના વખતમાં ગરીબ હિંદુઓમાંથી કેટલાકને અન્ન આપીને મુસલમાન મુલ્લાંઓ સહેલાઇથી વટલાવી શકે એમ છે, સુકાળનાં વર્ષોમાં એટલી સહેલાઇથી મોટી સંખ્યામાં લોકો મુસલમાન થશે નહિ અને મુસલમાન થયા વગર મનુષ્યને મુક્તિ મળતી નથી, એવો દૃઢ વિશ્વાસ હોવાથી એણે કેટલાક પ્રાંતોમાં કૃત્રિમ ઉપાયોથી દુકાળના જેવી સ્થિતિ ઉભી કરીને તથા બીજા પ્રકારના અત્યાચાર કરીને હિંદુઓને મુસલમાન કરવા માંડયા.

વટલાવવાના એ કાર્યનો આરંભ પ્રથમ કાશ્મિરમાં થયો. બે લાખ મોગલસૈનિકોએ આખા પ્રાંતમાં ઘુસી જઇને દરેક ખેતર ઉપર શસ્ત્રધારી મુસલમાન સિપાઇનો પહેરો બેસાડયો અને હુકમ આપ્યો કે, જે મુસલમાન થશે તેજ અનાજ કાપી લઈ જઈ શકશે અને જે હિંદુ રહેશે તેનું અનાજ

સરકારી ભંડારમાં જમા થશે તથા તેઓ ભૂખે મરશે.

ઇશ્વરના પ્રતિનિધિતરીકે પ્રાપ્ત થયેલા રાજધર્મને ઔરંગઝેબે આ પ્રમાણે તિલાંજલિ આપી. સત્તા આગળ શાણુપણ ચાલતું નથી. કાશ્મિરમાં અસંખ્ય હિંદુઓએ જીવ બચાવવા ખાતર મુસલમાનધર્મ સ્વીકાર્યો. ત્યાર પછી ઔરંગઝેબે એકે એકે બીજા પ્રદેશો ઉપર પણ એવો જુલમ કરવા માંડયો,એટલે પંજાબીઓ ઘણા ભયભીત થયા, કાશ્મીરી અને પંજાબી બ્રાહ્મણો શિખ ગુરુ તેગ બહાદૂરના ચરણમાં જઈને પડયા અને વિનતિ કરી કે, અમારા ધર્મનું રક્ષણ કરો. ગુરુએ કહ્યું કે,તમે લોકો બાદશાહ ઔરંગઝેબ પાસે જાઓ અને કહો કે અમારા યજમાનો મુસલમાન નહિ થાય, ત્યાંસુધી અમે મુસલમાન થઈને શું ખાઈશું ? માટે પહેલાં ક્ષત્રીઓને મુસલમાન કરો અને બધા ક્ષત્રીઓમાં સૌ પહેલું મારૂં નામ દઈને કહેજો કેઃ– "તેગ બહાદૂર મુસલમાન થશે તો એના દેખાદેખી બીજા અસંખ્ય હિંદુઓ તમારા ધર્મમાં આવશે." બ્રાહ્મણોએ દિલ્હી જઈને ગુરુની સૂચના પ્રમાણે બાદશાહને વિનતિ કરી. બાદશાહે ગુરુને દિલ્હીમાં આવવાનું આમંત્રણ મોકલ્યું. ગુરુ તેગ બહાદૂર તરતજ દિલ્હી જવા નીકળ્યા. શિષ્યોએ કહ્યું:– "અમારો ત્યાગ કરીને જશો નહિ.ત્યાં ગયા પછી આપ પાછા આવશો નહિ." ગુરુએ ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો:–"હું એ જાણીનેજ જાઉં છું.ગુરુ નાનકનાં ×વચનોનું સ્મરણ કરો કેઃ–'સાત સાધુઓની હત્યા નહિ થાય ત્યાંસુધી આ દેશના ઉદ્ધારનો કાંઈ ઉપાય નથી.' તમે લોકો મને સાધુ ગણો છો, એટલા માટે હુંજ સૌથી પ્રથમ મારૂં બલિદાન આપવા જાઉં છું. એમ આરંભ કર્યાથીજ એકે એકે સાત બલિદાનો પૂર્ણ થશે." અને દેશનો ઉદ્ધાર થશે. કહો, હવે એવા કામમાં વિલંબ કરવો એ વ્યાજબી છે ?"

ઔરંગઝેબ બાદશાહે ગુરુને મુસલમાન થવાને સારૂ ઘણીએ લાલચો બતાવી; પણ કાંઇ વળ્યું નહિ, ત્યારે કહ્યું કે, તમે કાંઈ ચમત્કાર બતાવો; નહિ તો તમારા મોંમાં ગોમાંસ ખોસી દેવામાં આવશે.

ગુરુએ કહ્યું:–"ચમત્કાર બતાવવા એ તો જાદુગરનું કામ છે,

× મોગલ બાદશાહીના સ્થાપક બાબરના સમયમાં ગુરુ નાનક થઇ ગયા. તેમણે એવું ભવિષ્ય ભાખેલું. શીખ ગ્રંથોમાં જણાવ્યું છે કે, તેમણે બાબરને ભવિષ્ય કહેલું કે તારી સાત પેઢી સુધી રાજ્ય ચાલશે ને પછી સાત સાધુઓની હત્યા થશે એટલે બાદશાહી પડી ભાગશે.

**ઇશ્વરભક્તનું કામ નથી.** જુઓને, આ આખું બ્રહ્માંડ કેવું અલૌકિક ચમત્કારી છે ! તેમ છતાં પણ જો આપની હઠ મને મારી નાખવાની હોય તો ભલે મારા ગળામાં તલવાર ખોસી દો.”

આ પછી દિલ્હીના મોટા ચોકમાં તલવારના ઝટકાથી તેમનું મસ્તક જૂદું કરવામાં આવ્યું. એ સમયે ગુરુ તેગ બહાદૂરે પોતાના ગળામાં એક કાગળનો ટુકડો બાંધ્યો હતો. એમાં લખ્યું હતું કેઃ–“ શિર દિયા પર શિષ ના દિયા” અર્થાત્ માથું આપ્યું પણ ગુરુએ શિષ ધર્મ ન આપ્યો.

આ પ્રમાણે ધર્મની ખાતર ભારતવર્ષના એક ધર્મવીર મહાત્માનું બલિદાન અપાયું. ઔરંગઝેબે તો ધાર્યું હતું કે, સરિયામ રસ્તામાં બધાનાં દેખતાં આવા મહાન પુરુષનો વધ કર્યાથી અનેક હિંદુ અને શિખ લોકો ડરી જઇને મુસલમાન થશે; પણ પરિણામ એથી ઉલટુંજ આવ્યું. ગુરુ તેગ બહાદૂરના ઉદાહરણથી લોકોમાં સ્વધર્મનો જુસ્સો ઘણોજ વધી ગયો.

## ૨–एक शिख गाडीवाळानी गुरुभक्ति

જ્યારે બાદશાહ ઔરંગઝેબની આજ્ઞાથી ગુરુ તેગ બહાદૂરનું શિર દિલ્હી શહેરમાં કાપી નાખવામાં આવ્યું,ત્યારે એવો હુકમ આપવામાં આવ્યો હતો કે, એમના શબનો કોઇપણ પ્રકારે સંસ્કાર કરવા દેવામાં આવશે નહિ. રાજમાર્ગમાં જ્યાં આગળ તેને છેદી નાખવામાં આવ્યું હતું, ત્યાંજ પડીને સડયા કરશે ! ગુરુ ગોવિંદસિંહ એ વખતે સોળ વર્ષના બાળક હતા. એ પિતાના અંત્યેષ્ટિસંસ્કાર કરવા સારૂ પંજાબથી દિલ્હી જતા હતા,એવામાં એક શિખ ગાડીવાળો અને તેના પુત્ર સાથે તેમનો મેળાપ થયો. એ લોકોનો ઘણો આગ્રહ જોઇને ગોવિંદસિંહે એ કાર્ય એમનેજ સોંપ્યું. એમણે શિખલોકોના એકમાત્ર આધાર ગુરુના બાળકપુત્ર ગોવિંદસિંહને અનેક સંકટોથી ભરેલા દિલ્હી નગરમાં જવા દીધા નહિ અને બહાર નિર્ભય સ્થાનમાં રાખીને, પોતે નગરમાં જઇને તપાસ કરી તો જણાયું કે પહેરાવાળાઓ ગુરુ તેગ બહાદૂરના સડવા માંડેલા શબની માથું ફાટી જાય એવી દુર્ગંધને લીધે દૂર બેઠા બેઠા ઝોકાં ખાઈ રહ્યા હતા. વસ્ત્રથી ઢાંકેલું શબ ચાર રસ્તાની વચમાં પડયું રહ્યું છે. પિતાપુત્રે ચુપચાપ ગુરુના શબની પાસે જઇને શબ ઉપાડી લઇ જતી વખતે નક્કી કર્યું કે, આપણા બેમાંથી એક

જણે પોતાના પ્રાણ ખોવાની જરૂર છે; કેમકે આ શબની જગ્યાએ બીજા કોઇનું શબ ઢાંકીને નહિ મૂકીએ તો પહેરાવાળાઓને જાગતાંવારજ એનો પત્તો લાગી જશે અને તેઓ ચારે તરફ તપાસ કરવા સારૂ દોડશે, તો આપણે તરતજ પકડાઇ જઇશું અને ગુરુજીના શબની ફરીથી દુર્દશા થશે.પુત્રે કહ્યું:–"પિતાજી મને મરવા દો." પિતાએ કહ્યું:–"તારૂં શરીર સબળ છે. ગુરુજીનો દેહ ઉંચકી જવાને તું વધારે યોગ્ય છે. વળી નવા ગુરુના તાબામાં રહીને ધર્મને સારૂ યુદ્ધ કરવાનો વખત આવશે, ત્યારે પણ તું યુવાન હોવાથી વધારે કામ લાગીશ; માટે મનેજ મરવા દે." એમ કહીને એ ગાડીવાળાએ પોતાના પેટમાં શાંતિથી એક છરો ભોંકી દઇને આત્મ-વિસર્જન કર્યું. પુત્રે લોહીથી ખરડાએલા એ દેહને ગુરુના દેહને ઠેકાણે મૂકીને તેના ઉપર પહેલાંની પેઠેજ ચાદર ઢાંકી દીધી અને ગુરુના દેહને ઉંચકીને તે ચાલતો થયો !

સાચા મહાપુરુષના સંસર્ગથી પ્રજાના અભ્યુદયકાળમાં આખી પ્રજા મહાન થવા માંડે છે;અને તેનામાં ઉંચા પ્રકારનો આત્મત્યાગ–ઉદય પામે છે.

## ૩--ગુરુ પણ આનું નામ અને શિષ્ય પણ આનું નામ

આધુનિક શિખગુરુ રામસિંહે ઉપદેશ આપ્યો છે કે:–" સત્યજ એક-માત્ર ધર્મ છે. સત્યને વળગી રહેવાથી બધાં કામ સધાય છે. એજ મુક્તિનો એકલો ઉપાય છે." ગુરુ રામસિંહે પોતાના સરળ ઉપદેશથી અનેક સામાન્ય લોકોને સદાચારી અને ઇશ્વરથી ડરનારા બનાવ્યા હતા.

એમના વખતમાં એક દિવસ અંબાલાના કસાઇઓ સાથે હિંદુઓને ટંટો ઉભો થયો. કસાઇઓ એકઠા થઇને વાજતેગાજતે કેટલીક ગાયોને વેચાતી લઇને વધ કરવા સારૂ જતા હતા. રસ્તામાંના હિંદુઓનું લોહી એથી ઉકળી આવ્યું. તેમણે કસાઇઓના હાથમાંથી ગાયોને છીનવી લેવાનો યત્ન કર્યો, પણ ફાવ્યા નહિ. ત્યાર પછી એક રાત્રે દશબાર કસાઇ-ઓનાં ગળાં કોઇએ એમના ઘરમાંજ જઇને કાપી નાખ્યાં. પોલિસે કેટલાક લોકોની ધરપકડ કરી અને સાચાજૂઠા સાક્ષીપૂરાવા ઉભા કરીને ફાંસીનો હુકમ અપાવ્યો. એ સમાચાર એક દિવસ ગુરુ રામસિંહને કાને પહોંચ્યા. ગુરુએ કહ્યું:–" આવી રીતે ગુપ્ત ખૂન કરવું એ ઘોર અત્યાચાર છે. કસાઇઓ

ઉપર અત્યંત ગુસ્સો ઉપજ્યો હતો તો હિંદુઓએ પોતપોતાના છરા બહાર કહાડીને કહેવું જોઈતું હતું કે, આવી જાઓ તમે અમને ઘણા ચીડવ્યા છે, માટે અમે તમને સામે મોઢે મારીશું અને પછી મારામારી કરીને સરકારી કાયદાનો ભંગ કરવાના અપરાધની જાતેજ પોલીસમાં જઇને ખબર આપીને રાજ્ય જે સજા કરે તે માથે ચડાવવી જોઈતી હતી. આવી રીતે સામાને ચેતાવ્યા વગર ગુપ્ત રીતે હત્યા કરવી અને પછી પોતે અગીઆરા ગણી જવા એ તો ઘણીજ કુટીલ, અપવિત્ર અને અસત્ય વર્તણુક કહેવાય. સત્ય સદા સરળ અને તેજસ્વી હોય છે. અસત્યજ ગુપ્ત, કપટી, હીન અને જોખમવાળું છે. મારો કોઇ શિષ્ય ગુપ્ત હત્યા કરેજ નહિ. ગુરુની આગળ કુકા નામનો એક શિખ બેઠો હતો. તે ગુરુજીના શબ્દો સાંભળીને કાંપવા લાગ્યો અને બોલી ઉઠયોઃ–"ગુરુદેવ ! આપ આ શું કહો છો ? કોઇ અમને પૂછે નહિ તોપણ શું અમારે આગળ આવીને સાચી વાત સરકારને જણાવી દેવાની અમારી ફરજ છે ?" ગુરુ ચમકી જઇને બોલ્યા કેઃ–"તું આ હિચકારા કામમાં સામિલ હતો કે ?" શિષ્ય બોલ્યોઃ— "હાજી,અમે બે ચાર જણાએ મળીને એ ખૂન કર્યાં છે.કસાઈઓ ઉપર અમને ઘણોજ ગુસ્સો ચડયો હતો." ગુરૂએ પૂછ્યુંઃ–"જે લોકો અપરાધી હતા, તેમને તો ફાંસીની સજા ફરમાવવામાં આવી છે નો?" કુકા શિખે કહ્યુંઃ–"મહારાજા એ લોકો તો નિર્દોષ છે." ગુરુ ગર્જના કરીને ઉભા થયા અને બોલ્યાઃ– "આ તું મારો શિષ્ય ! તેં સત્યનું શરણ આવીજ રીતે લીધું છે કે ? નિરપરાધી મનુષ્યો ફાંસીએ ચડવાની તૈયારીમાં છે અને તું અપરાધી હોવા છતાં છૂટો ફરે છે !!" શિષ્ય શરમાઇ જઇને કહેવા લાગ્યોઃ–"ગુરુદેવ ! હું હમેશાં સાચુંજ બોલતો આવ્યો છું; પરંતુ ગુપ્ત હત્યા એ અસત્યાચરણ છે તથા વગરપૂછ્યે પણ સત્યાચરણની ખાતર પોતાનો દોષ કબૂલ કરી દેવાની માણસની ફરજ છે–એ બે વાત હું આજસુધી જાણતો નહોતો. કૃપા કરીને મને ક્ષમા આપો અને હવે મારે શું કરવું એ બતાવો." ગુરુએ હવે નરમ થઇને કહ્યુંઃ–"બેટા ! તેં બેશક ઘણું ખરાબ કામ કર્યું છે. જે વાત બની ગઇ તેનો હવે ઉપાય નથી. હવે તો દ્રઢ મનથી અને ખરા અંતઃકરણથી સત્ય સ્વરૂપ પરમાત્માને બોલાવ અને તેનુંજ ભજન કર તથા જાતે જઇને અપરાધ કબૂલ કરી આવ. નિર્દોષીને ફાસીને લાકડે ચડતા બચાવ. તેં જે અન્યાય કર્યો છે, તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવા સારૂ જરાપણ

ડગ્યાવગર સાહસપૂર્વક સરકારની સજા માથે ચઢાવીને ફાંસીએ ચડ,એજ હવે તારે માટે કલ્યાણનો માર્ગ છે.” શિષ્ય બોલ્યોઃ–“ એ બધી વાત ખરી; પરંતુ મારા સાથીઓનાં નામ દેવાને મારો જીવ ચાલતો નથી. ” ગુરુએ પૂછ્યુંઃ– “એ લોકો પણ મારાજ શિષ્ય છે ? જો એમ હોય તો એમનાં નામ મને જણાવ, એટલે એમના પરલોકના સુખ ખાતર હું તેમને પણ સત્ય બોલીને પ્રાયશ્ચિત્ત કરવા મોકલું.” શિષ્યે કહ્યુંઃ–“ ના સાહેબ, તેઓ તો સાધારણ હિંદુધર્મી છે.” ગુરુએ કહ્યુંઃ–“પોલિસને કહી દેજે કે, મારા સાથીઓનાં નામ હું જાણું છું, પણ તમને બતાવીશ નહિ. હું જાણતો નથી અથવા આ કામમાં મારી સાથે બીજું કોઇ સામીલ હતું નહિ એવું જૂઠું બોલીશ નહિ; તેમજ સાથીઓનાં નામ કહી દેવાં એ પણ વિશ્વાસઘાતકતા હોવાથી એક પ્રકારનું અસત્યાચરણ છે. જો એ લોકો મારા શિષ્યો હોત તો એમને પણ સમજાવત કે, રાજ્યની શિક્ષા ભોગવીને કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરો. ગુપ્તહત્યા કરતાં વધારે મોટું પાપ બીજું કોઇ નથી. ”

ગુરુની આજ્ઞા માનીને શિષ્ય સરકારી અમલદાર પાસે ગયો અને તેની આગળ પોતાનો અપરાધ કબૂલ કર્યો; પરંતુ ગમે તેટલું સમજાવવા છતાંએ તેણે પોતાના સાથીઓનાં નામ દીધાં નહિ. છેવટે તેને ફાંસી દેવામાં આવી.

આ પ્રમાણે ગુરુ રામસિંહના ઉપદેશથી કુકાસિંહે નિડરપણે સ્વેચ્છાથી સત્ય વાત જણાવી દઈને પોતાના અન્યાયી આચરણનું પ્રાયશ્ચિત્ત કર્યું.

## ૪– ગુરુ ગોવિંદસિંહે લીધેલો પિતૃહત્યાનો બદલો

ગુરુ તેગ બહાદ્દુરના મૃત્યુસમયે તેમના પુત્ર ગોવિંદસિંહની વય પંદર વર્ષની હતી. પિતૃહત્યાનો બદલો લેવાની પ્રતિજ્ઞા કરીને તેમણે ઘણાં વર્ષ સુધી કોટકાંગડા નયનાદેવીના મંદિરમાં તપસ્યા કરી હતી. એ બદલો કેવા પ્રકારે લેવો તે સંબંધમાં એમણે જે વિચાર કર્યો હતો, તે એમના જેવા મહાપુરુષને છાજતો હતો.

તેમણે વિચાર કર્યો કેઃ–“ જે જલ્લાદે મારા ગુરુ અને પિતાશ્રીને માર્યા છે તેને શા સારૂ મારવો ! એ તો નીચ જાતિનો અને બીજાના હુકમનો તાબેદાર હતો. ત્યારે શું હું અન્યાયી હુકમ આપનાર બાદશાહને

મારીશ ? એ તો થોડા સમયમાં કાળને વશ થઈને પોતાની મેળેજ મરશે. ત્યારે કરવું શું ? ફરીથી કોઇ હિંદુ પિતાની આવી દશા ન થાય એવુંજ કાંઇ કરવું જોઇએ, ફરીથી કોઈ હિંદુનું અપમાન કરવાનું તથા પશુની માફક એનું બલિદાન આપવાનું સાહસ કોઈ પણ અભિમાની મોગલને ન થાય એવો કાંઇ ઉપાય તો કરવોજ જોઇએ. હિંદુઓની યુદ્ધ કરવાની શક્તિ જાગૃત થાય તથા બધી વર્ણોમાંથી પસંદ કરેલી એક સિંહ જેવા પરાક્રમવાળી સેના તૈયાર થાય એવું કરવું જોઇએ કે જેથી કરીને દુરાત્મા ઔરંગઝેબનું રાજ્ય ઢીલું પડી જાય. બદલો લેવાનો ખરો રસ્તો એજ છે."

ઉપર મુજબનો નિર્ણય કરીને તથા તેજ કામ પાછળ મંડીને ગુરુ ગોવિંદસિંહે ભારતમાંથી દુષ્ટોનો સંતાપ ઓછો કર્યો હતો. હિંદુઓ ઉપર ધર્મને નામે ચાલતો ઉપદ્રવ બંધ કરાવ્યો હતો. ઔરંગઝેબે પ્રજાપાલનનો ધર્મ છોડી દઇને કાશીમાં વિશ્વનાથનાં અને વેણીમાધવનાં મંદિર તોડી નાખ્યાં હતાં. સાધુ મહાત્મા તેગ બહાદૂરને નિમંત્રણથી દિલ્હી બોલાવીને વગરકારણે તેમની હત્યા કરી હતી. તેના પોતાના પિતા, ભાઈ, પુત્ર અને મુસલમાન ફકિર સર્મદશાહ પણ તેના હાથથી બચ્યા નહોતા. એ વિલાસી અને અસંયમી નહોતો; પણ એના બધા દોષોનું મૂળ કારણ એની ધર્માંધતા હતી. "ઉપનિષદોનોઅનુવાદ કરનાર મોટાભાઇ દારા બાદશાહ થશે તો મુસલમાનધર્મનો પ્રચાર બંધ થશે, હું તેમ થવા દઇશ નહિ. હું ઇસ્લામના ખરા ધર્મનો પ્રચાર કરીશ અને એના પ્રચારના માર્ગમાંના કાંટાઓ કહાડી નાખવામાં જરા પણ પાછી પાની નહિ કરૂં," એવો એના મનનો ભાવ હતો; પરંતુ તેણે એ બાબતનો વિચાર ન કર્યો કે, હિંદુઓ તથા અન્ય ધર્મીઓ જો ઇશ્વરના ક્રોધને પાત્ર છે તો પછી તેઓ જીવે છેજ કેવી રીતે ? તેણે વિચાર્યું નહિ કે હું મુસલમાન છું, એવું મોંએથી કહેવાથીજ ખરા મુસલમાન થવાતું નથી. જે સંયમી છે, દિનતાસંપન્ન અને સર્વ કર્તવ્યપાલનકારી ભક્ત છે, તેજ મુસલમાન છે. જે ઇશ્વરે આપેલી શક્તિનો દુરુપયોગ કરીને બીજાઓને દુઃખ દે છે તેજ ખરેખરો દુષ્ટ છે. ઔરંગઝેબ બાદશાહે ધર્મનાં બહારનાં સ્વરૂપો ઉપરજ દૃષ્ટિ નાખી હતી. જે સારો છે તેજ ખરો મુસલમાન છે, તેજ ખરો ખ્રિસ્તી છે, તેજ ખરો હિંદુ છે અર્થાત્ તેજ ખરો ઇશ્વરભક્ત અને વિશ્વપાલકની અનંત સૃષ્ટિ ઉપર પ્રીતિ રાખનારો છે. એ સનાતન સત્ય એ પોતાની ધર્માંધતાને લીધે સમજી શક્યો નહોતો.

પિતૃહત્યાના દુઃખથી પીડિત થયેલા ગુરુ ગોવિંદસિંહે જે રીતે બદલો

લેવાની પ્રતિજ્ઞા કરી, તેથી તેમના અસાધારણ પવિત્ર ભાવનું રક્ષણ થયું. તેમણે ભગવદ્-સ્મરણથી મનનો શોક મનમાં શમાવીને તે ખરા માર્ગનુંજ અવલંબન કર્યું હતું.

આખરે જ્યારે ઔરંગઝેબ બાદશાહ બહુજ થાકી જઈને હિંદુપ્રજાને કચડી નાખવાની નીતિમાં ઢીલો પડયો, ત્યારે તેનેજ હાથે પિતૃહીન અને પુત્રહીન થયેલા હોવા છતાં પણ ગુરુ ગોવિંદસિંહે તેમની સાથે સંધિ કરી હતી. એ મહાપુરુષના મનમાં વ્યક્તિગત દ્વેષ જરા પણ નહોતો. પિતાનો બદલો લેવાખાતર ગુપ્તહત્યાનો તેમણે કદિ પણ આશ્રય લીધો નહોતો.

ગુરુ ગોવિંદસિંહના મનનો આ ઉચ્ચભાવ નહિ સમજી શકયાથી કેટલાક લોકો તેમને ઔરંગઝેબ જેવા હિંદુવિદ્વેષી બાદશાહ સાથે સંધિ કરવા માટે ઠપકો દે છે તે ભૂલ છે.

# ५--महाराजा युधिष्ठिरनी परीक्षा

મહારાજા યુધિષ્ઠિર પોતાના જીવનમાં ઘણીવાર ધર્મની અઘરી કસોટીમાં મૂકાયા હતા; પરંતુ સર્વ ધર્મ ઉપરજ આધાર રાખીને ચાલવાનો અભ્યાસ હોવાથી એવા વિષમ સંકટના પ્રસંગોમાં પણ ધર્મનેજ વળગીને ચાલ્યા હતા અને બધી વિપત્તિઓમાંથી બચી ગયા હતા.

વનવાસના સમયમાં પાણી ભરી લાવવા જેવી વખતે યક્ષના પ્રશ્નનો ઉત્તર નહિ આપી શકાયાથી એમના ચારે ભાઈઓ ભીમ,અર્જુન અને નકુલ,સહદેવ મૃતઃપ્રાય થઈને પડયા હતા અને યુધિષ્ઠિરે છેવટે એ બધા પ્રશ્નોના સંતોષ-કારક ઉત્તર આપીને યક્ષને પ્રસન્ન કર્યો તથા તેના બદલામાં પોતાના એક ભાઈને જીવાડવાનો અધિકાર મેળવ્યો હતો. એ વખતે પોતાના ખરા ભક્ત તથા સૌથી વધારે શક્તિસંપન્ન ભાઈ અર્જુનને જીવતો કરવાની સ્વાભાવિક ઈચ્છાને બદલે તેમણે એજ માગ્યું કે, મારા સાવકા ભાઈ નકુલને સજીવન કરો. એ ધર્મપરાયણતાથી ખુશ થઈને યક્ષરૂપી ધર્મે તેમના ચારે ભાઈ-ઓને સજીવન કર્યા હતા. ધાર્મિક માણસનું રક્ષણ ધર્મજ કરે છે, એ વાત સાંસારિક વિષયોમાં હમેશાં 'પ્રત્યક્ષ' દીઠામાં નથી આવતી, તોપણ એ તદ્દન

અરી છે, એ મહા સત્ય છે.

પાંડવોએ જ્યારે સ્વર્ગમાં જવાની યાત્રા કરવા માંડી, ત્યારે તેમની સાથે હસ્તિનાપુરથી એક કૂતરો પણ સાથે આવ્યો હતો. પત્ની અને ભાઈઓ પર્વત ઉપર ચડતાં ચડતાં માર્ગમાંજ થાકી થાકીને પડી ગયાં અને યુધિષ્ઠિર એકલાજ સ્વર્ગના દ્વારમાં પહોંચ્યા. એ વખતે પણ કૂતરો તેમનો સાથી હતો. બ્રાહ્મણનો વેશ ધારણ કરીને ઇન્દ્રે કહ્યું કે, યુધિષ્ઠિર! આ અપવિત્ર શ્વાનનો ત્યાગ કરીને આવો તો તમને સ્વર્ગરાજ્યમાં પ્રવેશ કરવાનો અધિકાર છે, નહિ તો નહિ. યુધિષ્ઠિરે કહ્યું કે, મહારાજ! એ કૂતરાને સાથે લીધા વગર હું સ્વર્ગમાં નહિ આવું. ત્યારે ઇન્દ્રે કટાક્ષ કરીને કહ્યું કે,તારી પત્ની અને ભાઇઓનો તો તેં ત્યાગ કર્યો,તો હવે આ નીચ પ્રાણી સારૂ શામાટે આટલી કાળજી રાખે છે ? યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો કે,મહારાજ! સ્ત્રી અને ભાઇઓનો મેં જીવતાં પરિત્યાગ કર્યો નથી. તેઓ તો મરણ પામ્યાં. મરેલાં સંબંધીઓની પાસે બેસી રહેવું એ તો મોહનું કાર્ય છે,પરંતુ જીવતો સાથી ગમે તેટલો નીચ હોય તોપણ તેનો ત્યાગ કરવો, એ ગેરવ્યાજબી છે, મારાથી એ બની શકશે નહિ. આ કૂતરો વનવાસમાં પણ અમને બહુ ભક્તિથી વળગી રહ્યો હતો અને હવે મારી સાથે અહીંસુધી આવ્યો છે તો હું એનો ત્યાગ કેવી રીતે કરૂં ? ' કૂતરા જેવા પ્રાણીની ખાતર સ્વર્ગમાં પ્રવેશ કરવાનો અધિકાર ત્યાગ કરવાને યુધિષ્ઠિરને તત્પર થયેલા જોઇને ઇન્દ્રે પ્રસન્નતાપૂર્વક તેમને કૂતરાની સાથે રથમાં બેસાડીને સ્વર્ગમાં પ્રવેશ કરાવ્યો.

## ૬--યુધિષ્ઠિરનો એકસંપીનો ગુણ

એકસંપીથી કાર્ય કરવાના સંબંધમાં ભારતવર્ષના મહારાજા યુધિષ્ઠિરનો ઉપદેશ આજકાલ યૂરોપવાસીઓ જેવી રીતે અમલમાં લાવે છે, તેવી રીતે આપણે લાવતા નથી. એ લોકોમાં ધર્મ, રાજનીતિ અને આર્થિક સ્થિતિને અંગે અનેક પ્રકારના એકબીજાથી વિરુદ્ધ અભિપ્રાય ધરાવતા વર્ગો છે; પરંતુ જ્યારે બહારના શત્રુ સાથે કામ પડે છે, ત્યારે તેઓ સઘળા એકસંપી થઇ જાય છે. હાલમાં ચાલતા મહાયુદ્ધમાં પણ આપણે એજ વૃત્તિ જોઇ છે.

જ્યારે પાંડવોને વનમાં મોકલીને પોતાના વૈભવ દેખાડવા સારૂ દુર્યોધન સૈન્ય અને સામંતોસહિત ઉજાણી કરવા ગયો, ત્યારે તેના સૈનિકોએ ચિત્રરથ ગન્ધર્વના બાગમાં પ્રવેશ કરીને કાંઇક નુકસાન કર્યું એટલે ગન્ધર્વે ગુસ્સે થઈને કૌરવો ઉપર ચઢાઇ કરી તથા યુદ્ધમાં બધાને હરાવીને દુર્યોધનને કેદ પકડયો. પાંડવોને એ સમાચાર મળ્યા, ત્યારે ભીમ વગેરે ભાઈઓ પ્રસન્ન થઇને કહેવા લાગ્યા:–"બહુ સારૂં થયું. કરે તેવું પામે અને વાવે તેવું લણે." યુધિષ્ઠિરે એથી નારાજ થઇને અર્જુનને આજ્ઞા આપી કે, તું હમણાં ને હમણાં જઇને દુર્યોધન ભાઇને છોડાવી લાવ. જ્યારે આપણે માંહોમાંહે લડીએ ત્યારે તો આપણે પાંચ ભાઈઓ એક તરફ અને એ સો ભાઇઓ બીજી તરફ; પણ જ્યારે કોઈ ત્રીજા પક્ષ સાથે લડીએ, ત્યારે આપણે એક સો ને પાંચ ભાઇઓએ એક તરફ થઈ જવું જોઈએ. સામા પક્ષવાળો આપણામાંથી કોઇનો પણ વાળ વાંકો કરે તો એમાં આપણા બધાનું અપમાન અને નુકસાન છે.

ઉદાર સ્વભાવના, દૂરંદેશ અને ધર્મપરાયણ વડા ભાઇનો ઉપદેશ સાંભળીને અર્જુન તરતજ શસ્ત્ર સહિત દુર્યોધનને છોડાવવા સારૂ ઉપડી ગયો અને ગન્ધર્વોની સાથે યુદ્ધ કરીને તેને છોડાવ્યો.

## ૭--महान संयमी हजरत अलीसाहेब

મહાપુરુષ મહમ્મદ પેગંબર સાહેબના પ્રિય શિષ્ય અને જમાઈ મહાવીર હઝરત અલી સાહેબ ઈસ્લામ ધર્મમાં સૌથી ઉંચા અધિકારીઓને માટે ગૂઢ યોગસાધના તથા સુફી મતના પ્રવર્તક છે. એક દિવસ કોઈ એક યુદ્ધમાં કર્તવ્યપરાયણતાપૂર્વક ઘણા સમય સુધી લડીને તેમણે પોતાના શત્રુને જમીનદોસ્ત કર્યો. એ પછી તેની છાતી ઉપર ચડી બેસીને તેનો શિરચ્છેદ કરવાની તૈયારીમાં તેઓ હતા, એવામાં એ માણસ અલી તરફ તિરસ્કાર અને પોતાના મૃત્યુબાબત તદ્દન બેપરવાઈ બતાવવા સારૂ એમના મોં ઉપર થુંકયો. મહાવીર અલી એ વખતે શત્રુને છોડી દઇને તથા તલવાર નીચે મૂકીને વેગળા ઉભા રહ્યા. શત્રુ આ બનાવ જોઇને ઘણો વિસ્મય પામી ગયો. તે શરીર ઉપરથી ધૂળ ખંખેરતો ઉભો થયો અને આવી વર્તણુકનું કારણ હઝરત અલી સાહેબને પૂછવા લાગ્યો. મહાત્મા અલીએ

જવાબ આપ્યો;—"સત્યધર્મની ખાતર હું યુદ્ધ કરતો હતો, એમાં તારો પ્રાણ જાય કે મારો જાય તેની મને કાંઈ પરવા નહોતી; પરન્તુ આ યુદ્ધમાં વ્યકિતગત દ્વેષ મને જરા પણ નહોતો. તેં મારા મોં ઉપર થુંક નાખ્યું તે ક્ષણે એકાએક મારા હૃદયમાં વ્યકિતગત ક્રોધ ઉત્પન્ન થયો હતો. એવી અવસ્થામાં જો હું તને મારી નાખું તો સિદ્ધાંતની ખાતર કે કર્તવ્યપરાયણતાની ખાતર વધ કર્યો ન કહેવાય; પણ એ તો પોતાનું અંગત વેર વાળવા સારૂ પોતાના શત્રુનો વધ કર્યો એવું ગણાત. હવે મારા મનનો એ ક્રોધ શમી ગયો છે; માટે તું ફરીથી તૈયાર થઇને તલવાર લઇને મારી સાથે યુદ્ધ કરવા સારૂ આવ!" શત્રુનું આવું મોટું મન જોઇને એ વિરોધી તો છકજ થઈ ગયો અને તરતજ તે પોતાનો પરાજય સ્વીકારી લઇને હઝરત અલીસાહેબને શરણે ગયો.

# ૮–एक खेडुतनी आदर्श प्रभुपूजा

એક દંતકથા એવી છે કે, કાશીના વિશ્વનાથના મંદિરમાં એક વખત સ્વર્ગમાંથી એક સોનાનો થાળ પડયો. એ થાળમાં લખેલું હતું કે:– 'જેનો પ્રભુપ્રેમ સૌથી વધારે હશે,તેને માટે આ ઇનામ છે.'મંદિરના પૂજારીઓએ ઢંઢેરો પીટાવ્યો કે, આજે બપોરને વખતે ઇનામ લેવા ઇચ્છનારાઓએ મંદિરમાં આવીને પોતપોતાના ગુણની ખાત્રી કરાવવી. દરેક વર્ગના લોકો આવીને પોતપોતાના ગુણોનું કીર્તન કરવા લાગ્યા. એક શેઠીઓ કહે કે, હું દેશમાં ગરીબોને પુષ્કળ ધનનું દાન કરીને કાશીવાસ કરવા આવ્યો છું. પૂજારીએ થાળ એના હાથમાં મૂકયો;પણ તરતજ સોનાનો થાળ સીસાનો બની ગયો. શેઠજી શરમાઇને નીચું મોં કરી થાળ પાછો આપી દઈને ચાલતા થયા, એટલે થાળ પાછો સોનાનો થઈ ગયો. બીજા કેટલાક લોકો મંદિરની આસપાસ ભેગા થયેલા ગરીબ લોકોને અને બ્રાહ્મણોને છૂટે હાથે દાન આપવા લાગ્યા; પરન્તુ એવી રીતે પૈસા વેરવા એજ કાંઇ દયાનું લક્ષણ નથી. મંદિરથી થોડે દૂર એક વૃદ્ધ પુરુષ રોગથી પીડાતો પડયો હતો, તેની તરફ કોઈએ જોયું પણ નહિ.એક અભણ ગરીબ ખેડુત ત્યાં થઇને મહાદેવજીની પૂજા કરવા સારૂ જતો હતો. તેની નજર એ દુઃખી ડોસા ઉપર પડી. દયાથી તેનું હૃદય ગળગળું થઇ ગયું. તેણે કળશીઆમાંનું જળ એના મોંમાં

ધીમે ધીમે રેડયું તથા પોતાના થેપાડાવડે પંખો કર્યો. પછીથી જાતે જઈને પાસેના બજારમાંથી પોતાને ખર્ચે દૂધ લઇ આવ્યો અને એ દૂધ પાઈને તથા મીઠી વાતોથી આશ્વાસન આપીને તે રોગીને ટટાર કર્યો. એટલું કરીને પણ તે ત્યાંથી પોતાને કામે ચાલ્યો ન ગયો, પરન્તુ એને એક ધર્મશાળામાં પહોંચાડી આવ્યો તથા તેને એ સારી ઓરડીમાં રહેવાનો બંદોબસ્ત કરી આપ્યો. ત્યાર પછી એ પૂજા કરવા મંદિરમાં ગયો. પૂજારી આ બધું જોઈ રહ્યો હતો. તેણે પેલો સોનાનો થાળ એનાજ હાથમાં મૂકયો. થાળ બેવડા ઉજાશથી ચળકવા લાગ્યો. બધા એકેઅવાજે બોલી ઉઠયા કે, સ્વર્ગીય ઇનામને લાયક આજ પુરુષ છે.

મનુષ્યજાત અને અન્ય પ્રાણીઓ તરફ દયા રાખવી, એજ પ્રભુ-ભકિતનું ખરૂં લક્ષણ છે.

## ९--आदर्श सत्यपालक गृहस्थ कृष्णपान्ती

(૧)

**રઘુકુળ રીતિ યહિ ચલ આઈ, પ્રાણ જાહિ પર બચન ન જાઈ.**

બંગાળામાં રાણાઘાટના પાલ ચૌધરીઓના પૂર્વજ કૃષ્ણપાન્તી એવા પ્રમાણિક અને સાચાબોલા હતા કે, મોંએથી જે કાંઈ બોલતા તે ગમે તેટલી અડચણ વેઠવી પડે તોપણ કર્યા વગર રહેતા નહિ. કોઈ પણ દિવસ તેઓ પોતાના વચનને અફળ જવા દેતા નહિ.

સત્યપાલનની બાબતમાં એમની એટલી બધી ખ્યાતિ હતી કે, ચોર અને ધાડપાડુઓ પણ તેમના ઉપર વિશ્વાસ રાખતાં સંકોચાતા નહિ. એક દિવસ એ નૌકામાં બેસીને કલકત્તાથી રાણાઘાટ જઈ રહ્યા હતા, એવામાં કેટલાક ધાડપાડુઓએ આવીને તેમના ઉપર હુમલો કર્યો; પરંતુ નૌકામાં ધાર્યા પ્રમાણે ધન નહિ મળી આવ્યાથી તેમાંના કેટલાક કૃષ્ણપાન્તીને મારવા લાગ્યા.ત્યારે એમણે કહ્યું કે:–"તમે મારી હવેલીમાં આવજો.તમને રાજી કરીશ હમણાં પાછા ચાલ્યા જાઓ." ધાડપાડુઓ તેમની વાત ઉપર વિશ્વાસ રાખીને ચાલ્યા ગયા અને બીજે દિવસે એમની હવેલીમાં પહોંચ્યા. બીજો કોઈ હોત તો તેમને પકડીને સજા કરત; પરન્તુ કૃષ્ણપાન્તીએ તો આફતના વખતમાં તેમને જેટલું ધન આપવાનો વિચાર કર્યો હતો, તેટલું ધન

આપીને વિદાય કર્યા.

(૨)

એક દિવસ કૃષ્ણપાન્તીએ એક બ્રાહ્મણને વચન આપ્યું હતું કે, હું તને એક ગામ લઇ આપીશ. જ્યારે ગામ લઇ આપવાનો વખત આવ્યો ત્યારે એમના પુત્રોએ કહ્યું:–"બાપુ! આ ગામમાં ઘણો લાભ છે. એ તો આપણેજ રાખવું જોઇએ. આવું સારૂં ગામ બીજાને આપી દેવાય નહિ." એ ઉપરથી એમણે ગુસ્સે થઇને કહ્યું:–"પણ મેં એને આપવાનું વચન આપ્યું છે તે?" એમ કહીને પુત્રોની સ્વાર્થી સલાહ ઉપર જરા પણ ધ્યાન ન આપતાં તેમણે એ ગામ એ બ્રાહ્મણને આપ્યું.

(૩)

એક દિવસે એક માણસે તેમની સાથે મીઠું ખરીદવાનો સોદો કર્યો હતો અને બહાનાપેટે થોડાક રૂપિયા મૂકી ગયો હતો; પણ બાકીના રૂપિયાનો યોગ નહિ આવવાથી એ માણસ મીઠું તોળાવવા કે બહાનાના રૂપિયા પાછા લેવા સારૂ આવ્યો નહિ. થોડા દિવસ પછી મીઠાનો ભાવ અતિશય વધી ગયો, એટલે કૃષ્ણપાન્તીએ બધું મીઠું વેચી નાખ્યું; પરન્તુ એ માણસે જેટલું મીઠું ખરીદવાનો સોદો કરીને બહાનું આપ્યું હતું, તે બધા મીઠાનો ખર્ચ કહાડતાં રહેલો નફો તેને નામે જમા માંડયો અને ઘણે દિવસે એ મળી આવ્યો, ત્યારે તેના નફાના પૈસા તેને સોંપી દીધા.

(૪)

એક અંગ્રેજ વેપારીએ કૃષ્ણપાન્તી પાસેથી એક વખત ચોખાનો સોદો કર્યો હતો. એ વખતે ચોખાનું બજાર ઘણું મંદીમાં હતું. ત્યાર પછી થોડાક મહિનામાં ચોખાનું મૂલ્ય ત્રણગણું વધી ગયું.સોદો ખાલીમોંનો હતો અને કેટલો માલ તે બરાબર નક્કી થયેલું નહોતું તેમજ તે વિષે કોઇ જાતનું લખાણ થયું નહોતું; પણ કૃષ્ણપાન્તીએ તે સાહેબને બોલાવીને આગલે દરે બધા ચોખા તોળાવી આપ્યા. કૃષ્ણપાન્તીના ગોદામમાંથી ચોખા સાહેબના વહાણમાં ચડવા લાગ્યા. થોડાક કોથળા ચડાવવામાં આવ્યા, એટલે સાહેબે બીજા કોથળા વહાણમાં ભરવાની પોતાના નોકરોને મના કરી અને કહ્યું કે:–"આવા ધર્માત્મા પુરુષની સત્યનિષ્ઠાનો વધારે લાભ લેવો નહિ; નહિ તો વહાણ ડૂબી જશે."

## १०—गुरु नानक अने एकाग्रचित्ते प्रार्थना

સુલ્તાનપુરના નવાબે એક દિવસ ગુરુ નાનકને બોલાવીને કહ્યું કે, તમે મુસલમાનધર્મની ઘણી મોટી વાતો કરો છો તો આજે મારી સાથે નમાઝ ભણો. ગુરુજીએ એમ કરવાનું કબૂલ કર્યું; પરંતુ જ્યારે નવાબ નમાઝ પડવા લાગ્યો, ત્યારે નાનક એક તરફ ઉભા રહ્યા. જ્યારે એમને પૂછ્યું કે, તમે શા સારૂ નમાઝ ન ભણ્યા? ત્યારે તેમણે તરતજ ઉત્તર આપ્યો કે, 'હું તમારી સાથે નમાઝ કેવી રીતે ભણી શકું? તમે કાબૂલમાં ઘોડા ખરીદવા ફરતા હતા અને નમાઝ પઢાવનારા કાઝીના મનમાં એજ ચિન્તા હતી કે, મારો વાછડો કાંઇ કૂવામાં ન પડી જાય.' નવાબ અને કાજી ગુરુ નાનકનાં આ સ્પષ્ટ વચનો સાંભળીને ચુપ થઇ ગયા.

ખરી વાત છે કે, ઈશ્વરની ઉપાસના કરતી વખતે સંસારનાં કાર્યોમાં ચિત્ત રાખવાથી કાંઈ લાભ મળતો નથી.ઉપાસના એકાગ્રચિત્તેજ થવી જોઇએ.

## ११—ईश्वरनी सर्वव्यापकता (गुरु नानक)

ગુરુ નાનક એક વખત મક્કા શરીફની યાત્રાએ ગયા હતા. ત્યાં આગળ પોતે કાબાની તરફ પગ કરીને સૂઇ ગયા. કાજીએ એથી ગુસ્સે થઈને ઘણો ઠપકો દીધો; કેમકે એમના ધર્મ પ્રમાણે કાબા તરફ પગ કરવા એ નિષિદ્ધ કર્મ હતું. નાનકે કાજીને પૂછ્યું કે, કાજી સાહેબ! આપ મારા ઉપર શા સારૂ આટલા બધા ગુસ્સે થાઓ છો? મેં આપનો શો અપરાધ કર્યો છે? કાજીએ કહ્યું:—"તું ખુદાના ઘરની તરફ પગ કરીને સૂઇ રહ્યો છું અને વળી પૂછે છે કે,મારો શો અપરાધ છે? ગુરુ નાનકે કહ્યું:—"માફ કરો,સાહેબ! આપ મારા પગ એ દિશામાં રાખી આપો કે જે દિશામાં આપના ધારવા પ્રમાણે ખુદાનું ઘર ન હોય!" કાજીએ તેમના જ્ઞાનથી છક થઇને શિર ઝુકાવ્યું.

ઇશ્વરનો વાસ સર્વત્ર છે; પરંતુ સર્વત્ર તેનો અનુભવ કરે છે, તેજ મહા પુરુષ છે.

# ૧૨–ઠાકુર દેવેન્દ્રનાથનું પિતૃઋણ

કવિસમ્રાટ સર રવીન્દ્રનાથ ઠાકુરના દાદા દ્વારકાનાથ ઠાકુર કલકત્તાના પ્રસિદ્ધ વેપારી અને જમીનદાર હતા. તેઓ મરણ પામ્યા, ત્યારે તેમની પાછળ લાખો રૂપિયાનું દેવું મૂકેલું હતું; પરંતુ એ ઘણા વ્યવહારકુશળ મનુષ્ય હતા. એમણે પોતાની વંશપરંપરાની મિલ્કત બાબત એક જૂદો દસ્તાવેજ કરીને તેનું ટ્રસ્ટ કર્યું હતું, એટલે અંગ્રેજી કાયદા પ્રમાણે લેણદારોનો અધિકાર તેના ઉપર પહોંચે એમ નહોતું. એમની પેઢીના મેનેજરે એક દિવસ લેણદારોની સભા મેળવીને તેમની આગળ હિસાબ રજુ કર્યો કે, અમારી પેઢીનું દેવું એક કરોડ રૂપીઆનું અને લેણું સીત્તેર લાખ રૂપીઆનું છે, એટલે ત્રીસ લાખ રૂપીઆનો ટોટો છે. પેઢીના માલિકો પોતાની સઘળી મિલ્કત વેચી દઈને પણ આ ખોટ પૂરવા તૈયાર છે. આ પેઢીનું લેણું, મિલ્કત તથા તેમની જમીનદારીના હક્ક એ બધું તમે પોતાને હસ્તક લઈને પોતપોતાનું લેણું વસૂલ કરો; પણ એક ટ્રસ્ટની મિલ્કત છે, જેના ઉપર તમારો દાવો ચાલી શકશે નહિ." મેનેજર એક અંગ્રેજ હતો. એણે તો આ પ્રમાણે કહ્યું; પરંતુ દેવેન્દ્રનાથ તો હિંદુ હતા. અંગ્રેજીના વિદ્વાન હોવા છતાં પણ હિંદુધર્મના સંસ્કાર એમના મનમાંથી ગયા નહોતા. એ જાણતા હતા કે, ભારતવર્ષની પ્રાચીન સ્મૃતિઓનો કાયદો તો એ છે કે, બાપ કોઈ મિલ્કત વારસામાં આપી ગયા હોય કે ન હોય તોપણ પિતાનું બધું ઋણ પુત્રે ચુકવવું જોઈએ. દેવેન્દ્રનાથે તરતજ લેણદારો સમક્ષ જાહેર કર્યું કે:–"જો કે ગોર્ડન સાહેબે આપને ભય બતાવ્યો છે કે, અમારી ટ્રસ્ટ મિલ્કતને કોઈ હાથ લગાડી શકશે નહિ અને એ કાયદાસર ઠીક પણ છે; છતાં પણ અમે એ ટ્રસ્ટનો ભંગ કરીને આપ સર્વેનું કરજ ચુકવવા ખાતર એ રકમ આપી દેવા તૈયાર છીએ. પિતૃઋણમાંથી જે પ્રકારે એકદમ મુક્ત થઈ શકાય એવાજ માર્ગ અમે લઈશું." લેણદારો તેમનાં આ વચનો સાંભળીને સ્તબ્ધ થઈ ગયા. દેવેન્દ્રનાથની વય એ સમયે કેવળ ત્રીસ વર્ષની હતી. આવા યુવાન પુરુષ પાસેથી આવી નિઃસ્વાર્થ સૂચના થતી જોઈને ઘણા લેણદારોની આંખોમાંથી આંસુ ખરવા લાગ્યાં. મહાવૈભવમાં ઉછરેલા આ છોકરાઓ કાલે હાથે કરીને ગરીબ ભિખારી થઈ જશે, એ વિચારથી તેઓ ખિન્ન થઈ ગયા;

તેમનાં હૃદય પીગળી ગયાં; તેમણે પણ એમની બધી મિલ્કતની હરાજી ન કરતાં, એ મિલ્કતને પોતાના કબજામાં લઇને તેની વ્યવસ્થાનો ભાર થોડા દિવસો પછી દેવેન્દ્રનાથ તથા એમના બંધુઓને સોંપ્યો તથા એમના કુટુંબના ભરણપોષણ સારૂ વર્ષ દહાડે અઢીહજાર રૂપીઆ બાંધી આપ્યા. એ પેઢીની વ્યવસ્થા એમણે ઘણી ઉત્તમ રીતે કરી,તથા પોતે અતિશય કરકસરથી ઘરસંસાર ચલાવીને પિતાજીનું દેવું પાઈએ પાઈ ચુકવી આપ્યું. એટલે સુધી કે, એમના પિતાએ પોતાની હયાતીમાં કોઇ એક ધર્માદા દવાખાનામાં એક લાખ રૂપીઆ આપવાનું વચન આપ્યું હતું; પણ રૂપીઆ આપી શકયા નહોતા. દેવેન્દ્રનાથને જ્યારે એ વાતની ખબર પડી, ત્યારે એમણે જમીન-દારીનો ઉત્તમ રીતે વહીવટ કરવાથી, ખરા પરસેવાના જે લાખ રૂપીઆ બચ્યા હતા,તે પણ પિતાજીનું વચન રાખવા ખાતર એ ધર્માદા દવાખાનામાં આપી દીધા. આ પ્રમાણે શ્રદ્ધાપૂર્વક પિતૃઋણ ચૂકવી આપવું એજ એક પ્રકારનું સાચું શ્રાદ્ધ છે. પિતાની સઘળી ઇચ્છાઓ પૂરી કરવાને સારૂ જે મનુષ્ય પ્રયત્ન નથી કરતો, તે પોતાની નામના ખાતર શ્રાદ્ધ કે સંવત્સરીને દિવસે ગમે તેટલા બ્રાહ્મણો જમાડે તો તેથી ખરૂં શ્રાદ્ધ થતું નથી. અધ્યાત્મવિદ્યા પ્રાપ્ત કર્યાથી તથા ઉપર જણાવેલી રીતે સદ્‌ગુણોને ખીલ-વ્યાથી દેવેન્દ્રનાથ ઠાકુર મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરના નામથી સર્વત્ર પ્રસિદ્ધ થયા. પૂર્વજોમાં શ્રદ્ધા હોવાથી દેવેન્દ્રનાથ બ્રાહ્મસમાજી હોવા છતાં પણ પોતાને હિંદુઓથી ભિન્ન ગણતા નહોતા, તેઓ પોતાને 'બ્રાહ્મ પદ્ધતિના હિંદુ' કહેતા. ભારતના સનાતન વૈદિક ધર્મનો અભ્યાસ ચાલુ રાખવા સારૂ આદિ બ્રાહ્મસમાજના આગેવાનતરિકે તેમણે બંગાળામાં ગીતા અને ઉપનિષદોની આલોચનાનો પુષ્કળ પ્રચાર કર્યો હતો. તેમના બધા પુત્રો વિદ્વાન, સમર્થ સ્વદેશભક્ત અને સદાચારી નીકળ્યા છે, તેમનો યશ નિર્મળ છે, તેમણે જનની ભારતભૂમિનું મુખ ઉજળું કર્યું છે.

# १३--महत्त्वाकांक्षी बंगाळी विद्यार्थीओ

બાલ્યાવસ્થાથીજ ઉંચી અને સારી અભિલાષાઓ રાખવી જોઇએ. જેવો સંકલ્પ હોય છે,તેવીજ સિદ્ધિ મળે છે.કલકત્તાની હિંદુ કૉલેજમાં ભુદેવ મુખોપાધ્યાય, માઈકેલ મધુસૂદન દત્ત અને અબ્દુલ લતીફખાં નામના પાછળથી પ્રસિદ્ધિમાં આવેલા ત્રણ મહાપુરુષો ભણતા હતા અને એ ત્રણે જણ વચ્ચે ગાઢી દોસ્તી હતી. એક દિવસ એમનામાં પ્રશ્ન ઉભો થયો કે, મોટા થયા પછી એમનામાંનો દરેક જણ શું થવા માગે છે? એ વખતે અબ્દુલ લતીફ કે જે ભવિષ્યમાં નવાબ અબ્દુલ લતીફખાં સી. આઇ. ઈ. અને ભોપાલરાજ્યના દિવાન તથા ભારતસરકારના વિશેષ પ્રીતિપાત્ર થવા ભાગ્યશાળી નીવડયા, તેમણે કહ્યું કે,મારો અભિલાષ તો કોઇ મોટા અમલદાર થવાનો છે. જે બાળક પાછળથી મેઘનાદવધ કાવ્ય અને કૃષ્ણકુમારી નાટકનો રચનાર તથા બંગાળી ભાષાનો એક મુખ્ય અમર કવિ થવાને ભાગ્યશાળી થયો, તેણે–માઈકેલ મધુસૂદન દત્તે કહ્યું કે, ભાઈ! આપણે તો એક અચ્છા કવિ થવાના. ભૂદેવ મુખોપાધ્યાય,જેમણે પાછળથી 'પારિવારિક,સામાજિક અને આચાર પ્રબંધ' રચીને ભારતવાસીઓને સારૂ વર્તમાન કાળનાં કર્તવ્યો સ્પષ્ટરીતે બતાવ્યાં તથા સનાતનધર્મના ઉંચા પ્રકારના શિક્ષણ સારૂ પોતાની કમાઇનો મોટો ભાગ 'વિશ્વનાથ ફંડ' સ્થાપવામાં ખર્ચ્યો તથા પોતાના પવિત્ર સ્વદેશભકત જીવનથી આર્યોની કર્તવ્યનિષ્ઠાસહિત યૂરોપવાસીઓની સ્વદેશભકિતના શુભ સંમેલનનો આદર્શ બતાવ્યો. તેણે કહ્યું કે, મારી ઈચ્છા તો એટલીજ છે કે 'દેશસેવાના કોઇ પણ કાર્યમાં હું કાંઇક કરી શકું.'

ખરેખર ઇશ્વરે ત્રણે વિદ્યાર્થીઓની અભિલાષા ઉત્તરાવસ્થામાં પૂર્ણ કરી.



# १४--मेवाडनो आदर्श पुरोहित

'પુરોધા' શબ્દ ઉપરથી પુરોહિત શબ્દની ઉત્પત્તિ થઇ છે. એ મંત્રોચ્ચારણુમાં સૌથી આગળ રહે છે. બંગાળી ભાષામાં પુરોહિત શબ્દસંબંધે વિચિત્ર કહેવત પ્રચલિત છે કે:'જે કરે પરનું હિત,તેને કહીએ પુરોહિત' વ્યુત્પત્તિ શાસ્ત્ર પ્રમાણે આ અર્થ ખોટો હોવા છતાં પણ ભાવની બાબતમાં ઠીક બંધબેસતો છે. જે વસ્તુ ન્યાયપુરઃસર અને ધર્મને અનુકૂળ હોય, તે યજમાનને વ્યવહારમાં કરવા દેવી તથા ક્ષુદ્ર સ્વાર્થને ભૂલી જઇને યજમાનનું પરલોક સુધરે, એવું શિક્ષણ વાત વાતમાં હરઘડીએ આપવું એ પુરોહિતનું કામ છે. ઝટપટ યજમાનને ત્યાં જઇ બે છાંટા નંખાવી આવી દક્ષિણા લેઇ ઘેર આવતા રહેવામાં પુરોહિતના કર્તવ્યનું પાલન થતું નથી. પુરોહિતને જોતાંજ યજમાનના મનમાં ફાળ ન પડવી જોઇએ કે,આ લાલચુ પંડયા કયાંથી આવ્યા? વળી કોણ જાણે કેટલીએ દક્ષિણા પડાવશે! પુરોહિતે તો ધર્મશાસ્ત્રનો તથા કર્મકાંડનો પૂરો અભ્યાસ કરવો જોઇએ અને યજમાનના કુટુંબને પોતાના સંતાનસમાન ગણીને તેમના ક્ષેમને માટે સદા તત્પર રહેવું જોઇએ.

મેવાડના મહાપરાક્રમી મહારાણા પ્રતાપસિંહ યુવાવસ્થામાં એક દિવસ પોતાના નાના ભાઈ શકતસિંહની સાથે શિકાર ખેલવા ગયા હતા. ત્યાં એક નિશાનની બાબતમાં બે બંધુએ વચ્ચે કજીઓ ઉભો થયો.બન્ને કહેવા લાગ્યા કેઃ—' મારાજ ! બાણે નિશાન ભેદ્યું છે.' આ સંબંધમાં ઘણી વારસુધી વાદવિવાદ ચાલ્યો; પણ કાંઇ નિર્ણય થયો નહિ, ત્યારે પ્રતાપસિંહે ભવાં ચઢાવીને નાના ભાઈના સામું જોયું અને હાથમાંનો ભાલો ઉઠાવીને ગંભીર વાણીથી કહ્યું:— "આવ હવે કોના બાણુથી નિશાન ભેદાયું છે, તેનો નિર્ણય બરોબર રીતે થઇ શકશે." શકતસિંહને લેશ પણ ભય ઉત્પન્ન થયો નહિ તેને જરાપણ કંપ થયો નહિ. તેણે નિડરતાપૂર્વક મોટા ભાઈને ઉત્તર આપ્યો:—' ઠીક, જોઇ લઇશ.આવી જાઓ.' તત્કાળ ઉભય બંધુઓ ભાલા ઉછાળવા લાગ્યા. વીરોની પ્રથામુજબ શકતસિંહે મોટાભાઈના ચરણને નમસ્કાર કરીને પોતાના મસ્તક ઉપર તેમની ધૂળ ચડાવી.પ્રતાપસિંહે પણ તેને આશીર્વાદ દીધો. પછી તેમણે પોતપોતાના ભાલા ઉઠાવીને એકબીજા ઉપર હુમલો કર્યો. ત્યાં આગળ ઉભેલા બધા લોકો સિસોદીઆ કુળનો નાશ પાસે આવેલો જોઇને વજ્રાઘાત થયો હોય એમ સ્તબ્ધ થઇ ગયા. આગળ વધીને બન્નેને રોકવાની હિંમત

કોઇની ચાલી નહિ.એવામાંજ 'મહારાજો આ શું કરોછો? આ શું કરો છો?શાંત થાઓ' કહેતો કહેતો એક માણસ આગળ આવ્યો. એ મેવાડનો રાજપુરોહિત હતો. તેણે વચમાં પડીને બન્ને ભાઇઓનો કલહ પતાવવાને ઘણોએ યત્ન કર્યો; પરંતુ એની વિનતિ ઉપર એમાંથી કોઇએ ધ્યાન આપ્યું નહિ. પુરોહિત હવે બીજો કાંઇ ઉપાય નહિ સૂઝવાથી ઉંડો નિ:શ્વાસ નાખીને બોલ્યો:—" મારા પ્રતિપાલક રાણાવંશનું સત્યાનાશ વળવાનો અને જનની જન્મભૂમિના શત્રુઓને રાજી થવાનો આ સમય આવ્યો જણાય છે. મારી આટલી બધી શિખામણ તથા વિનતિ ઉપર જરાપણ ધ્યાન ન આપતાં તમે દ્વન્દ્વ યુદ્ધ કરવા તૈયાર થયા છો, મારૂં કહ્યું માનતા નથી, અને મારા દેહમાં જીવ છે ત્યાંસુધી તો આ આંખો એ હૃદયવિદારક દૃશ્ય જોઇ શકનાર નથી; માટે હવે મારે માટે મૃત્યુસિવાય બીજો કાંઇ ઉપાય નથી. " એમ કહીને એ પવિત્ર પુરોહિત પોતાની છાતીમાં કટાર ખોસી દઇને બન્ને ભાઈઓની વચમાં શબ થઈને પડયો. તેમની સમક્ષજ બ્રહ્મહત્યા થઇ. પુરોહિતના પવિત્ર રુધિરથી ઉભય રાજકુમારના ચરિત્રને કલંક લાગ્યું. તેમના કપાલે બ્રહ્મહત્યાનું મહાપાતક ચોંટયું. હવે એ બન્ને ભાઈઓનો ક્રોધ શમી ગયો. તેમની આંખ ઉઘડી. અમારીજ ભૂલ અને અજ્ઞાનતાથી આ પવિત્ર બ્રાહ્મણ માર્યો ગયો,એમ જાણી બન્ને જણ શસ્ત્ર ફેંકી દઇને સ્તબ્ધ થઇને ઉભા.પ્રતાપસિંહે શકતસિંહને મેવાડનો ત્યાગ કરીને ચાલ્યા જવાની આજ્ઞા કરી. તેજસ્વી શકતસિંહે મોટાભાઇની આજ્ઞા માથે ચઢાવીને તેમના ચરણમાં શિર નમાવી તત્કાળ મેવાડનું રાજ્ય છોડીને દિલ્લી તરફ પ્રયાણ કર્યું. પ્રતાપસિંહે વિધિઅનુસાર એ બ્રાહ્મણની અંત્યેષ્ટિક્રિયા કરી અને તેના પુત્રને વંશપરંપરા એક જાગીર પ્રદાન કરી. એ શ્રેષ્ઠ બ્રાહ્મણે પોતાના રાજાના પરમ હિતની ખાતર જે સ્થળે આત્મોત્સર્ગ કર્યો હતો તે સ્થળે એક સ્મારકસ્તંભ બાંધવામાં આવ્યો. એ સ્તંભ હજીસુધી મેવાડપ્રવાસીઓને એ અપૂર્વ ભૂદેવના અદ્‌ભૂત આત્મભોગનો પ્રત્યક્ષ પરિચય આપે છે.

## १५–बीजानी तृप्तिमां पोतानी तृप्ति

કલકત્તાના એક વિદ્વાન બ્રાહ્મણ વિશ્વનાથ તર્કભૂષણ એક વખત સખ્ત તાવથી પીડાતા હતા. જે વૈદરાજનો ઈલાજ ચાલતો હતો, તેણે કહ્યું હતું કે, દર્દીને પાણીનું એક ટીપું પણ ન પાશો. વિશ્વનાથને તરસ ઘણીજ તીવ્ર લાગી હતી અને શરીરની ખાતર વૈદની આજ્ઞા પાળવી એ પણ જરૂરનું હતું. એમણે એજ વખતે ઘરનાં માણસોને કહ્યું કે, બે બ્રાહ્મણોને મારી સામે બેસાડીને શરબત,લીલાં નાળીએરનું પાણી તથા તરબૂચનું પાણી પીવરાવો એમ કરવામાં આવ્યું એટલે એ પવિત્ર બ્રાહ્મણની તરશ છીપી ગઈ. બ્રાહ્મણોને જમાડીને પિતૃઓને તૃપ્ત કરવાનો નાનપણથીજ એમને અભ્યાસ હતો.ઘટ ઘટમાં એકજ નારાયણ વ્યાપી રહ્યા છે, એ ઉપદેશ સ્પષ્ટપણે તેમના હૃદય ઉપર ઠસી ગયો હતો, એટલે બીજાઓને તૃપ્ત કર્યાથી પોતેજ તૃપ્તિ અનુભવી.

## १६--एक कारीगरनी व्यवस्था

કોઇ એક કારીગરને તેના શેઠે પૂછ્યું કે, તું તારી આવકને કેવી રીતે ખર્ચે છે? કારીગરે જવાબ આપ્યો:–“અડધી આવક ખર્ચી નાખું છું,ચોથા-ભાગની ઉધાર આપું છું અને ચોથા ભાગની દેવામાં ભરૂં છું,એટલે કે અડધી આવક ખાવાપીવામાં તથા કપડાંલત્તાં વગેરેમાં વપરાય છે, પા ભાગની આવક છોકરાંઓને ભણાવવાગણાવવામાં ખર્ચું છું અને પા ભાગની આવક બચી તે મારાં માબાપને મોકલું છું. ”

માતપિતાના ઉપકારોનો બદલો વાળવો એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે.

## ૧૭--ભૂદેવ મુખોપાધ્યાય અને ભારતનું ગૌરવ

ભૂદેવ મુખોપાધ્યાય બંગાળાના એક પ્રસિદ્ધ વિદ્વાન હતા અને વિદ્યા, આપબળ, ખંત અને પ્રમાણિકતાના ગુણોને લીધે ઘણી ગરીબ સ્થિતિમાંથી વધીને કેળવણી ખાતામાં ઘણે મોટે દરજ્જે પહોંચી શકયા હતા. તેમના બચપણના સમયમાં, બંગાળાના કેળવાયલા લોકોની શ્રદ્ધા સંસ્કૃત ભાષા અને હિંદુ ધર્મના આચારવિચાર ઉપરથી ઓછી થવા માંડી હતી. જે દિવસે ભૂદેવ બાબુ હિંદુ કૉલેજમાં દાખલ થયા, તેજ દિવસે તેમના શિક્ષક રામચંદ્ર મિત્રે ભૂગોળ ભણાવતાં ભણાવતાં કહ્યું:– છોકરાઓ! પૃથ્વી નારંગી જેવી ગોળ છે; પરન્તુ ભૂદેવ! તારા બાપ એ વાત માનશે નહિ." પિતૃભક્ત ભૂદેવે ઘેર જતાંવારજ પિતાને પૂછ્યું:–"બાપાજી! પૃથ્વીનો આકાર કેવો છે?" તેમના પિતા વિશ્વનાથ તર્કભૂષણ હિંદુધર્મનાં બધાં શાસ્ત્રોના સારા વિદ્વાન હતા. એમણે કહ્યું:—"બેટા! એમાં તે શું પૂછ્યુ? પૃથ્વીનો આકાર ગોળ છે." એમ કહીને એમણે 'ગોળાધ્યાય' નામનું જૂનું સંસ્કૃત પુસ્તક આણીને એમાંથી એક શ્લોક વાંચીને સમજાવ્યો. એ શ્લોકમાં પૃથ્વી ગોળ હોવાની બાબતમાં સાફ લખેલું હતું. ભૂદેવે બીજે દિવસે નિશાળે જઈને શિક્ષક રામચંદ્રને ગોળાધ્યાયનો એ શ્લોક બતાવ્યો, ત્યારે એમણે કહ્યું કે:– "કાલે મારી ભૂલ થઇ હતી. તારા પિતા તો જે ખરો સિદ્ધાંત છે તેનેજ માને છે; પણ બીજા ઘણા બ્રાહ્મણો એનાથી અજાણ્યા છે."

ભૂદેવ બાબુને એવી ટેવ હતી કે, અંગ્રેજી ભણતી વખતે કોઇ નવો સિદ્ધાંત શીખવામાં આવે અથવા તો અંગ્રેજી કવિની કવિતામાં કોઇ ઉચ્ચ ભાવ જણાઇ આવે, તો ઘેર જઇને પિતાને પૂછે કે, 'આપણી સંસ્કૃત ભાષામાં આવો સિદ્ધાંત કે આવો ભાવ, તેને મળતી આવતી અથવા તેથી વધારે સારી રીતે વર્ણવેલો છે કે નહિ?' એમના પિતા સંસ્કૃત સાહિત્યના ખજાનામાંથી એવી કોઇ ને કોઇ વાત શોધી કહાડતા એટલે ભૂદેવની સ્વધર્મ ઉપરની ભક્તિમાં વધારો થતો. આપણો દેશ જૂના કાળમાં ઘણી સારી દશામાં હતો અને ઘણીખરી વિદ્યાઓનાં મૂળતત્ત્વો આપણા પ્રાચીન સાહિત્યમાં છે. એ તત્ત્વોને શોધી કહાડવાની તથા અંગ્રેજી ભણતી વખતે પાશ્ચાત્ય વિચારોથી અંજાઈ નહિ જતાં, આપણા દેશના ગૌરવની વાતોનો વિચાર તથા સ્મરણ કરવાની જરૂર છે.

## १८--एक विद्यार्थीनी आदर्श सहृदयता

કલકત્તાની કોઈ એક નિશાળમાં બે સારા વિદ્યાર્થીઓ ભણતા હતા. દરેક પરીક્ષામાં એમનો પહેલો અને બીજો નંબર આવતો. પરીક્ષાની અગાઉ એમાંના એક વિદ્યાર્થીની માતા માંદી પડી. તે કારણને લીધે એ છોકરાથી બે મહિના સુધી નિશાળે જવાયું નહિ. માના ગુજરી ગયા પછી તેણે નિશાળે જઈને ભણવા માંડયું. એ વર્ષની પરીક્ષામાં બધાની ખાત્રી હતી કે, આ વખતે એનો પહેલો નંબર નહિ આવે અને જેનો હુમેશાં બીજો નંબર આવતો તે આ વખતે પહેલો આવશે;પરંતુ પરીક્ષાનું પરિણામ જણાયું ત્યારે એજ છોકરો કે જેની મા ગુજરી ગઇ હતી અને જેના અભ્યાસમાં અડચણ આવી હતી, તેજ પહેલો આવ્યો હતો અને પેલા બીજા છોકરાનો બીજો નંબર આવ્યો. એ જોઇને શિક્ષકને ઘણી નવાઈ લાગી. તેણે બન્ને છોકરાઓના જવાબપત્ર ફરીથી બારીકીથી તપાસ્યા તો જણાયું કે,બીજા વિદ્યાર્થીએ દરેક પ્રશ્નના ઉત્તરમાં થોડો થોડો જવાબ બાકી રાખ્યો હતો; પરન્તુ એ સવાલો એટલા સહેલા હતા કે એને ન આવડતા હોય એ સંભવેજ નહિ. શિક્ષકે એટલા સારૂ એ વિદ્યાર્થીને એકાંતમાં બોલાવીને કારણ પૂછયું; ત્યારે તેણે જણાવ્યું કે:–“ એ છોકરો મારા કરતાં ઘણો વધારે હોંશિયાર છે. એની મા માંદી પડી ને મરી ગઇ તેને લીધે તેના અભ્યાસમાં વિઘ્ન આવ્યું અને મને પ્રથમ નંબર મળવાં વારો આવ્યો; પણ મને એ વ્યાજબી ન લાગ્યું. આ વખતે પણ એજ પ્રથમ આવે એ ઇરાદાથી મેં જાણીજોઈને થોડાક જવાબ અધુરા રાખ્યા છે. મારે તો મા છે, એ બિચારાને મા નથી. તમે આ વાત ખાનગી રાખજો. આપે નાહક આટલી બધી તપાસ શું કામ કરી ? ” શિક્ષકને આ વિદ્યાર્થીની દયા તથા ઉદારતા જોઇને અતિશય સંતોષ થયો. તેમણે કહ્યું:–“ સૌથી મોટી પરીક્ષા જે મહત્ત્વની પરીક્ષા છે તેમાં તું સૌથી પહેલે નંબરે આવ્યો છે. નિશાળની પરીક્ષા તો એની સરખામણીમાં કાંઇજ વિસાતમાં નથી. ”

# १९--एक ग्रेज्युएट अने उन्नतिनो खरो उपाय

અમેરિકા દેશના કોઈ એક પ્રસિદ્ધ વિશ્વવિદ્યાલયમાં પાસ થઇને ઉપાધિ મેળવવા ભાગ્યશાળી થયેલો એક ગ્રેજ્યુએટ યુવક નિર્ધનતાને લીધે ઘણું કષ્ટ ભોગવતો હતો.

નોકરીની શોધમાં તે એક દિવસ એક વેપારીની ઑફિસમાં ગયો. વેપારીએ તેની વિનતિ સાંભળ્યા પછી કહ્યું:-" તમારે લાયક જગ્યા મારે ત્યાં નથી." તે યુવકે કહ્યું:-" સાહેબ! મને ગમે તેવી નોકરી આપો." વેપારી બોલ્યો:-' શરુઆતમાં તો બધાજ ઉમેદવારો એમ કહે છે કે, ગમે તે કામ આપો; પરન્તુ કામ સોંપવામાં આવે છે ત્યારે તેઓ સંતોષકારક રીતે કરતા નથી. યુવક બોલ્યો:-'પહેલાં મારા વિચાર પણ એવાજ હતા કે, અમુક કામ તો મારાથી થાય અને અમુક કામ તો હલકું ગણાય;પરન્તુ હવે પાસે રાતી પાઇ પણ નથી એટલે નિશ્ચય કર્યો છે કે, જે કામ મળશે તેજ કરીશ. ભગવાને મારે સારૂ એજ કામ નિર્માણ કર્યું છે, એમ હું માનીશ." વેપારીએ વિચાર્યું કે, આ બધી ખોટી બડાશ છે. પાસ થયેલા ગ્રેજ્યુએટના વિચારો આવા હોયજ નહિ; છતાં યુવકની પરીક્ષા લેવા સારૂ તેણે કહ્યું "ઑફિસમાં આવવાના રસ્તાની મરામત થઇ રહી છે અને મજુરો રસ્તો ખોદી રહ્યા છે. તમે પણ એમની સાથે રસ્તો ખોદવાનું કામ કરશો તો ચાર આના રોજ મળશે. યુવક બોલ્યો:-" સાહેબ! એ કામ પણ હું ખુશીની સાથે કરીશ." વેપારીએ દરવાનને હુકમ આપ્યો કે,આ માણસને ઓજાર આપીને કામે લગાડો,યુવકને કામ કરવા સારૂ રસ્તાનો અમુક ભાગ બતાવવામાં આવ્યો એટલે તેણે કોદાળી,પાવડા તથા હાથવડે રસ્તો ખોદીને સાફસૂફ કરવા માંડયો અને રસ્તાને કૂટીટીપીને ઘણો સાફ અને એકસરખો બનાવ્યો. વેપારીએ ઑફિસમાંથી પાછા ફરતી વખતે જોયું કે, બીજા મજુરો કરતાં એ ભણેલા મજુરનું કામ ઘણું મજબૂત અને સફાઇદાર થયું હતું.તેણે એને શાબાસી આપી તથા બીજે દિવસે તેને મજુરોનો મુકાદમ બનાવીને આઠ આના રોજ કરી આપ્યો. મુકાદમનું કામ કરતી વખતે પણ એણે બીજા મજુરો ઉપર સારી દેખરેખ રાખી; એટલુંજ નહિ પણ એમની ભૂલ પડતી ત્યાં જાતે કામ કરીને સુધારી આપતો. એવું કર્યાથી એ સડક ઘણીજ સારી બની ગઈ.

વેપારીએ તેથી ખુશ થઇને એને બીજાં કામો સોંપવા માંડયાં. એ બધાં કામ તેણે પ્રમાણિકપણે અને સંતોષકારક રીતે કર્યાં, તેથી તેના પગારમાં ધીમે ધીમે વધારો થવા લાગ્યો. છેવટે વેપારીએ તેને પોતાનો ભાગીદાર તેમજ મુખ્ય વ્યવસ્થાપક બનાવ્યો. આ પ્રમાણે એક ચાર આનાનો મજુર વખત જતાં મોટી દુકાનનો ભાગીદાર અને મેનેજર બન્યો.

જે કામ આપણને સોંપવામાં આવે તે કામ ગમે તેટલું હલકું જણાતું હોય તોપણ ભગવાનનું સોંપેલું ગણીને તનમનથી એમાં લાગ્યા રહેવું અને તેને સંપૂર્ણ રીતે પાર પાડવામાં કદિ પણ પાછી પાની કરવી નહિ.

## ૨૦—હાઇલેન્ડર બાલકનું કુલાભિમાન

ઈંગ્લાંડના રાજા બીજા જેમ્સનો પૌત્ર પ્રિન્સ ચાર્લ્સ ધી પ્રિટેન્ડર કુલૉડનના યુદ્ધમાં પ્રથમ જ્યોર્જના સેનાપતિને હાથે હાર ખાઇને પ્રાણ બચાવવા સારૂ સ્કૉટલેન્ડના પહાડી પ્રદેશમાં ભટકયા કરતો હતો. એને મારી નાખીને માથું રજુ કરનારને સાડાચાર લાખ રૂપિયાનું ઇનામ આપવાનું જાહેરનામું નીકળ્યું હતું. એ સમયમાં રાજાના લશ્કરના એક કેપ્ટનને એક હાઇલેન્ડર બાળકને પૂછયું કે, તેં પ્રિન્સ ચાર્લ્સને આ રસ્તે જોયો છે? બાર વર્ષના બાલકે ઉત્તર આપ્યો કે, બેશક મેં એને જોયો છે; પણ એ કયે રસ્તે ગયો છે તથા મેં એને કયી વખત જોયો છે એ વાત હું કદાપિ કહેવાનો નથી. કેપ્ટને બાળકને મ્યાન સાથેની તલવાર જોરભેર મારી અને કહ્યું, હવે તો તારે કહેવુંજ પડશે. બાળકે ઘાથી ચીસ પાડી ખરી, પરંતુ જણાવ્યું કેઃ—આપનો માર સખ્ત લાગવાથી મેં બૂમ પાડી છે; બાકી હું એક 'મેકફર્સન' વંશનો બાળક છું. વિશ્વાસઘાત કરીને આફતમાં આવેલા રાજાને શત્રુના હાથમાં સપડાવવામાં મદદ કરવી, એ મારાથી કદિ બની શકે નહિ. કૅપ્ટન બાલકની સાચી વાત તથા હિંમતથી એટલો બધો પ્રસન્ન થયો કે, તેણે તેને એક ચાંદીનો ક્રૉસ ( ખ્રિસ્તી ધર્મનું એક ચિન્હ ) ઈનામતરિકે આપ્યો. એ ક્રૉસને આજ પણ મેકફર્સન કુટુંબના લોકો માન તથા કાળજીપૂર્વક સાચવી રાખે છે.

## ૨૧--ઇટાલીની રાણીનું સૌજન્ય

એક વખત ઈટાલીની આગલા સમયની રાણી માર્ગારેટ આલ્પ્સ પર્વત ઉપર ચડી રહી હતી. રસ્તામાં વંટોળીઓ શરૂ થયો અને બરફ પણ પડવા લાગ્યો. આલ્પાઈન કલબના એક નાના સરખા બંગલામાં જઇને રાણી અને તેમના નોકરોએ આશ્રય લીધો. બીજા પણ કેટલાક મુસાફરોએ એ બંગલામાં આશ્રય લીધો હતો. રાણીના પધારતાં વારજ એ લોકો બંગલો ખાલી કરીને બહાર જવાની તૈયારી કરવા લાગ્યા. રાણીએ તેમને કહ્યું:–" આ આફત આપણા બધા ઉપર આવી છે. આવી આફતના વખતમાં તમે બધા મારા દેશમાં તેમજ આ બંગલામાં મારા મેમાન છો. આપણને બધાંને બેસવા જેટલી જગ્યા નહિ મળે તો ઉભા રહીશું; પણ રહીશું બધાં એક સાથેજ. ઈશ્વરે મોટો જેને હોદ્દો તથા માનમરતબો આપ્યો છે, તેણે વખત આવ્યે એટલાજ મોટા પ્રમાણમાં સજ્જનતા બતાવવી જોઈએ."

રાણીની આ વર્તણુક આપણા લોકો ધ્યાનમાં રાખે તો રેલ્વેમાં, મેળાઓમાં તથા બીજી ઘણી જગ્યાએ જે ધક્કામુક્કી થાય છે, તે થવા વારો આવે નહિ. "બેસવા જેટલી જગ્યા નહિ મળે તો ઉભા રહીશું." એવો વિચાર કેટલા થોડા લોકો લાવે છે ? દુઃખીઆરાં માણસો, સ્ત્રીઓ, વૃદ્ધ સ્ત્રીપુરુષો અને બાળકોની સગવડ ખાતર પોતે અડચણ ન વેઠે એ માણસ તો અસભ્ય ગણાય. જે કોઇ બીજાઓની ખાતર એવી રીતે અગવડ વેઠે છે, તેજ ખરો સદ્‌ગૃહસ્થ ગણાય છે. દરેક અજાણ્યા મનુષ્ય તરફ બંધુભાવ રાખવો એ આપણી ફરજ છે.



## २२–बिस्मार्कनी चीरुट अने सहानुभूतिनुं सुख

કોનિગ્ગ્રાટઝના યુદ્ધમાં પ્રશિયાએ ઑસ્ટ્રિયાના લશ્કરને હરાવ્યું હતું. એ યુદ્ધને દિવસે આખો દહાડો કામ કરીને થાકી ગયેલા પ્રશિયાના પ્રધાન પ્રિન્સ બિસ્માર્કે એક ચીરુટ પોતાના ગજવામાં બચાવી રાખી હતી. એવી આશાથી કે કોઇ એકાંત જગ્યાએ વિસામો ખાઈશ અને ત્યાં આગળ આ ચીરુટ પીને થાક ઉતારીશ. એ રણભૂમિમાં એક જર્મન સૈનિક ઘાયલ થઇને પડ્યો હતો. તેના હાથપગ કપાઇ ગયા હતા, તેનાં આતુર નેત્રો જોઇને બિસ્માર્કનું ધ્યાન તે તરફ ગયું. તે પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને એ દુઃખી સિપાઇને કાંઈ મદદ આપવાનો વિચાર કરવા લાગ્યો. ગજવામાં રૂપાનાણું તથા સોનાનાણું પૂરતા પ્રમાણમાં હતું; પણ મરણકાંઠે પડેલા માણસને ધન શા ખપમાં આવે ? એવામાં એને પોતાના ગજવામાંની ચીરુટ સાંભરી આવી. તરતજ એ ચીરુટ સળગાવીને એ ઘાયલ માણસના મોં આગળ ધરી. એ ચીરુટ પીતાંની સાથેજ એ દુઃખથી પીડાતા સૈનિકના મુખ ઉપર જે આનંદની રેખા આવી તથા ઉપકારની લાગણીથી તેની આંખમાં જે બે અશ્રુબિંદુ આવ્યાં તેનું વર્ણન કરતાં જર્મનીની આધુનિક ઉન્નતિના મૂળસ્વરૂપ પ્રિન્સ બિસ્માર્ક કહેતા હતા કે:–એ દિવસની ચીરુટ કે જે મેં કદિ પીધી નહિ, તેમાં મે જે આનંદ ભોગવ્યો તેવો આનંદ મને બીજી કોઈ ચીરુટ પીધાથી ઉપજ્યો નથી.

---

## २३–महाराणी विक्टोरियानी सहृदयता

એક દિવસ મહારાણી વિકટોરિયા ચાર ઘોડાની ગાડીમાં બેસીને બહાર હવા ખાવા નીકળ્યાં હતાં. આગળપાછળ તેમના અંગરક્ષક સ્વારો ઘોડા દોડાવતા જઇ રહ્યા હતા, એટલામાં શબ મૂકવાની એક નાની પેટી હાથમાં પકડીને એક ગરીબ માણસ પોતાની પત્ની તથા કન્યા સાથે મરી ગયેલા બાળકને દાટવા સારૂ કબરસ્થાન ભણી જતો હતો. મોટા માણસોની મૈયતમાં તો ઘણા લોકો શામિલ હોય; પણ આ ગરીબ બાળકને ભૂમિદાહ દેવાને તેનાં માતાપિતા અને બહેનસિવાય બીજું કોઇજ નહોતું. મહારાણીએ ચાહ્યું હોત તો એ લોકોને એક તરફ ખસી જવાનું કહીને પોતે બગીને

આગળ દોડાવી શકત; પરંતુ એમ કરવું તેમને યોગ્ય લાગ્યું. તેમણે પોતાના અંગરક્ષકોને હુકમ આપ્યો કે, જ્યાંસુધી આ લોકો ધોરી રસ્તા ઉપર ચાલે ત્યાંસુધી તમારે પણ શોકની રીત પ્રમાણે ઘણાજ ધીરા ધીરા તેમની પાછળ પાછળ ચાલવું. તરતજ એ આજ્ઞાનો અમલ થયો. એ ગરીબ લોકોએ કબરસ્તાનની ગલીમાં પ્રવેશ કર્યો, ત્યારે મહારાણીના અંગરક્ષકોએ મોટી સડક ઉપર પહેલાંની માફક ઘોડા દોડાવવા માંડયા. જે લોકોએ મહારાણીની આ સજ્જનતાની વાત સાંભળી તે બધાના જીવને ઘણોજ આનંદ થયો. મહારાણીના મનમાં ગરીબમાં ગરીબ પ્રજાને માટે ઘણીજ લાગણી હતી, એ ગુણને લીધે એ ઘણાં પૂજાય છે,

## ૨૪--દશ વર્ષના બાલકનું અવિચલિત આજ્ઞાપાલન

નેપોલિયન બોનાપાર્ટ ફ્રાન્સનું કોન્સલપદ ગ્રહણ કર્યા પછી ઈટાલી-વિજયી ૩૦ હજાર ઉત્તમ સૈનિકો સાથે મિસર દેશમાં ઉતરી પડયો. એણે એવી કલ્પના કરી હતી કે મિસરમાંથી સિરિયા, મેસોપોટોમિયા, ઇરાન અને કંદહાર વગેરે જીતીને બીજા સિકંદરની પેઠે ભારતવર્ષમાં પ્રવેશ કરીશ અને અંગ્રેજોને ત્યાંથી કાઢી મૂકીને ફ્રાન્સના તાબામાં એક મહારાજ્યની સ્થાપના કરીશ. મિસરમાંથી તેણે મોકલેલા સંદેશાથી ઉત્સાહિત થઇને ટીપુ સુલ્તાને અંગ્રેજસરકાર સાથે કલહ ઉભો કર્યો અને તેમાં તે માર્યો ગયો. એ વખતે અંગ્રેજ કાફલાની મદદથી મહાસેનાપતિ નેલ્સને ફ્રાન્સના કાફલા ઉપર હુમલો કરીને તેને હરાવ્યો અને એશિયામાં મહારાજ્ય સ્થાપવાની નેપોલિયનની આશા ધૂળમાં મળી ગઇ. એ યુદ્ધને નાઇલનદીનું યુદ્ધ કહે છે. એ યુદ્ધમાં ફ્રેન્ચ લોકોના ઓરિએન્ટ નામના વહાણના કપ્તાને કેસાબિયાન્કા નામના પોતાના દશવર્ષના પુત્રને સઢની આગળ ઉભો રાખીને પોતે યુદ્ધના બીજા કામમાં ગુંથાયો હતો. અંગ્રેજોની તોપોના ગોળાના વરસાદથી એ વહાણમાં આગ લાગી અને સેંકડો ફ્રેંચ યોદ્ધાઓ તથા ખલાસીઓ એ યુદ્ધના કસાન સાથે માર્યા ગયા. જ્યારે ફ્રેન્ચ નાવિકો ઉતારૂઓને બચાવનારી નાની હોડીઓ નીચે ઉતારીને સળગતા વહાણનો ત્યાગ કરવા લાગ્યા, ત્યારે તેમણે કેસાબિયાન્કાને ઘણું સમજાવ્યો કે, તું અમારી સાથે આ હોડીમાં ઉતરીને તારો પ્રાણ બચાવ, પરંતુ

બાળકે કહ્યું કે:–"મારા પિતાજીએ મને આ સ્થાને ઉભા રહેવાની આજ્ઞા આપી છે. જ્યાંસુધી અહીંથી ખસવાની એ પોતે રજા નહિ આપે, ત્યાંસુધી હું હઠવાનો નથી." બાળકે પિતાને ઘણી બૂમો પાડી કે:–"પિતાજી ! આપ ક્યાં છો ? મને આજ્ઞા આપો કે હું અહીંઆંથી ખસું કે અહીંજ ઉભો રહું?" પરંતુ એનો પિતા તો દુશ્મનોના ગોળાથી મરણ પામ્યો હતો એટલે કોણ જવાબ દે !

ખલાસીઓએ એ બાળકને વારંવાર સમજાવ્યું કે, તારા પિતા મરણ પામ્યા છે, તું અમારી શિખામણ માનીને આ સ્થાન છોડીને અમારી સાથે હોડીમાં આવ; પણ બાળક એકનો બે થયો નહિ. તેણે પોતાને બતાવવામાં આવેલું સ્થાન છોડયું નહિ. આખરે એ વહાણના જે ભાગમાં દારૂગોળો ભરી રાખ્યો હતો, તે ભાગમાં આગ લાગવાથી તે વીર બાળકના દેહ સાથે આખું વહાણ સળગીને નાશ પામ્યું.મિસિઝ હેમન્સ નામની અંગ્રેજ કવયિત્રીએ એ ઘટનાનું વર્ણન કરતાં બરોબરજ લખ્યું છે કે:—

"એ વહાણમાં જે કાંઇ નાશ પામ્યું તે સર્વમાં એ બાળકનું અંતઃકરણ શ્રેષ્ઠ હતું."

## ૨૫--एक जर्मन खेडुतनी सत्यनिष्ठा

જર્મનીમાં આગળના કોઇ એક યુદ્ધમાં એક સેનાપતિ પોતાની ફોજમાંથી થોડાક સવારોને લઈને ઘોડાના ખોરાક સારૂ ઘાસ તથા ચંદી એકઠી કરવા નીકળ્યો હતો.સેનાપતિએ એક ખેડુતને પકડીને કહ્યું:–"આ ગામમાં સારો પાક કયા ખેતરમાં છે તે બતાવ." ખેડુત લાચાર થઈને રસ્તો બતાવવા સારૂ આગળ ચાલ્યો.એક જંગલ પાર કર્યા પછી એક સારૂ ખેતર આવ્યું.સેનાપતિની દાનત એજ ખેતર કાપવાની થઇ;પરંતુ પેલો ખેડુત બોલ્યો:–"સાહેબ ! હજી આગળ ચાલો." દૂર ગયા પછી તેણે એક ખેતર બતાવ્યું. સવારોએ તેમાંથી ચણા કાપી લીધા અને ઘોડા ઉપર લાદીને છાવણી તરફ ચાલ્યા. વગરકારણે આટલો બધો લાંબો માર્ગ કાપવો પડયો, તેથી ચીઢાઈ જઈને સેનાપતિએ પેલા ખેડુતને કહ્યું:–"આના કરતાં તો અમે જે ખેતર સૌથી પહેલું જોયું હતું તેની ફસલ ઘણી સારી હતી. શા સારૂ અમને આટલો બધો લાંબો ફેરો ખવરાવ્યો ?" ખેડુતે જવાબ આપ્યો:–"સાહેબ! આપને ટાંપું પડયું, એ ખરી

વાત છે; પણ હું જાણતો હતો કે, આપ કાંઇ આ ચણાના પૈસા આપવાના નથી,તો પછી હું નાહક બીજા કોઇ ને શા સારૂ નુકસાનમાં ઉતારૂં? આ ખેતર મારૂં છે. નુકસાન હુંજ ખમી લઇશ."

## २६--एक प्रसिद्ध उस्तादनुं सौजन्य

વિયેના નગરમાં એક આંધળો વૃદ્ધ ભિખારી સડક ઉપર બેસીને સારંગી વગાડતો હતો. તેની ટોપી છતી પડી હતી. દયાળુ લોકો જતાંઆવતાં એમાં એકાદ પૈસો નાખી જતા. એક દિવસ સાંજ પડી ગઈ પણ એ બિચારા આંધળાને એક પાઈ પણ મળી નહિ. ઘણોજ નિરાશ થઇને તે પોતાની સારંગી બજાવી રહ્યો હતો. એક સદ્‌ગૃસ્થ એ રસ્તે થઇને જતો હતો. તેને એ ભિખારીની દશા જોઈને ઘણી દયા આવી, તેથી તે એની પાસે બેસીને કહેવા લાગ્યોઃ–"ભાઇ! તું થાકી ગયો છે.મને તારી સારંગી વગાડવા આપ. હું થોડી વાર વગાડી જોઉં, જોઇએ, કોઈ ભિક્ષા આપે છે કે નહિ.'એ નવા આવનાર સદ્‌ગૃહસ્થે સારંગીનો સૂર બાંધીને વગાડવાનું શરૂ કર્યું. ત્યારે આંધળા ભિખારીના કાંનમાં અમૃતનો વરસાદ વરસી રહ્યો હોય એવું લાગવા માંડ્યું. સંગીતની મીઠાશથી તેનું દુઃખદારિદ્રય દૂર થઇ ગયું. રસ્તે જનારા લોકોની પણ એ મધુર સંગીત સાંભળવા સારૂ ભીડ જામવા લાગી. એ આંધળા ભીખારીની ટોપી થોડા સમયમાં સોના અને ચાંદીના સિક્કાઓથી ભરાઇ ગઇ. એ બધું ધન ભિખારીને સોંપીને પેલો સદ્‌ગૃહસ્થ ચાલ્યો ગયો.એ સદ્‌ગૃહસ્થ કોણ હતો ? એ વિયેના નગરનો સૌથી ઉત્તમ તથા આખા યૂરોપમાં પ્રસિદ્ધ થયેલો સારંગીનો ઉસ્તાદ હતો. ગરીબ ભિખારીના ઉપર દયા ઉપજવાથી તેના ભલાની ખાતર તેણે એ પ્રમાણે રસ્તાવચ્ચે બેસીને પોતાનો હુન્નર લોકોને બતાવ્યો હતો.એની પોતાની સ્થિતિ પણ એટલી સારી હતી કે, ધાર્યું હોત તો એકાદ સોનામહોર તે જાતેજ ભિખારીને દાન કરી શકત; પણ તેથી એનું સૌજન્ય આ પ્રમાણે પ્રકટ થાત નહિ.

આપણાં શહેરોમાં દુકાળ, રેલ, આગ વગેરે આફતના સમયમાં ગરીબ નિરાધારોને મદદ આપવા સારૂ સારા ઘરનાં સ્ત્રીપુરુષો ગાયનના જલસા, નાટકો આદિ કરે છે તેમાં પણ આવાજ સૌજન્યનો કાંઇક અંશ જણાઈ

આવે છે; પરંતુ એવાં કામો ખરા હૃદયની લાગણીથી થવાં જોઇએ; લોકોમાં વખાણ થવા સારૂ નહિ.

## ૨૭–નેપોલિયનનું વચનપાલન

નેપોલિયન બોનાપાર્ટ જ્યારે બ્રિયેનની લશ્કરી નિશાળમાં ભણતો હતો,ત્યારે દરરોજ એક ફળ વેચનારી પાસેથી ફળ ખરીદીને તે ખાતો.ઘેરથી પૈસા આવતા ત્યારે તેનો હિસાબ તે ચુકવી દેતો;પણ ફળ ઉપર અધિક રુચિ હોવાથી ફરીથી ઉધાર લેતો. નિશાળનો અભ્યાસ પૂરો કરીને ઘેર પાછા જવાનો વખત આવ્યો ત્યારે પણ એ ફળવાળીને થોડા પૈસા આપવાના બાકી હતા.નેપોલિયને તેને કહ્યું:–"હમણાં મારી પાસે સવડ નથી.પાછો કોઈ દિવસ આવીને તને પૈસા આપી જઈશ. ફળવાળીએ કહ્યું:–" ભાઈ! તને ફળ વેચીને હું ખૂબ કમાઈ છું. તારા જેવો ઘરાક બીજો કોઇ નહોતો; માટે થોડા પૈસા સારૂ અહીં આવવાની તસ્દી લેઇશ નહિ.

ઘણાં વર્ષ વીતી ગયાં. હવે નેપોલિયન સાધારણ વિદ્યાર્થી મટીને ફ્રાન્સ દેશનો રાજા બન્યો હતો.એક દિવસ રાજાતરીકે તે એજ નિશાળની મુલાકાત લેવા સારૂ ગયો.તેના માનમાં આખો દિવસ પુષ્કળ ધામધૂમ થઇ. સંધ્યાકાળે બાદશાહ નેપોલિયન એ ફળ વેચનારીને ઘેર ગયા અને તેની પાસેથી સારાં સારાં ફળ વેચાતાં લઈને નાનપણમાં ખાતા હતા તેવીજ રીતે ખાવા લાગ્યા. પછી તેમણે એ ડોશીને પૂછ્યું:–" માજી! આજ તમારા ગામમાં બાદશાહ પધાર્યા છે?" ડોશીએ કહ્યું:–"હા,ભાઈ! એ નાના હતા ત્યારે આજ નિશાળમાં ભણતા અને મારી દુકાનેથી ખૂબ ફળ લેતા." બાદશાહે પૂછ્યું:–' પણ પૈસા આપતા કે નહિ?' ડોશીએ જવાબ આપ્યો:–"પૈસા તો કદિએ બાકી રાખતા નહિ." નેપોલિયને કહ્યું:–" એ હવે બાદશાહ બન્યા છે, એટલે તમે ખુશામદ કરો છો! હજુપણ તમારૂં એમના ઉપર થોડાક આનાનું લેણું નીકળે છે અને એમણે એ ચુકવ્યું નથી." ડોશી હવે અવાજ તથા હાવભાવ ઉપરથી નેપોલિયનને ઓળખી ગઇ અને તેણે તેમને માનપૂર્વક નમન કર્યું. નેપોલિયને એ ડોશીને કેટલાક હજાર રૂપિયા આપ્યા, તેની છોકરીઓના લગ્નનું ખર્ચ આપ્યું તથા તેમના એક પુત્રના શિક્ષણનો બંદોબસ્ત કર્યો.

# २८--आदर्श श्रोता रूपगोस्वामी

બંગાળામાં રૂપગોસ્વામી નામના એક પ્રખ્યાત વૈષ્ણવ પંડિત અને કવિ થઈ ગયા છે. એ શ્રીચૈતન્ય મહાપ્રભુના શિષ્ય હતા અને શિષ્યતરિકે એમની ઘણી ખ્યાતિ છે. સંસ્કૃત ભાષામાં એમનું અગાધ પાંડિત્ય હતું. ઈ૦ સ૦ ૧૪૮૯ માં તેમનો જન્મ થયો હતો અને ઈ૦ સ૦ ૧૫૫૮ માં તેમનો સ્વર્ગવાસ થયો હતો.

બાલ્યાવસ્થાથીજ શ્રીકૃષ્ણ ઉપર તેમની ભક્તિ હતી. ઘણાં શાસ્ત્રોમાં પ્રવીણતા મેળવીને તેમણે લાંબા વખત સુધી ગૌડરાજ્યના સુલ્તાન અલ્લા-ઉદ્દીન શાહના વજીરનું કામ કર્યું હતું. સુલ્તાન તેમના કામથી ઘણો પ્રસન્ન હતો અને દરરોજ તેમનો માનમર્તબો વધારતો હતો.

એક દિવસ એવું બન્યું કે, પરોઢીઆમાં વહેલા ઉઠીને રૂપ ગોસ્વામી નવાબના હુકમમુજબ તેમના દરબારમાં જઈ રહ્યા હતા. એ વખતે વરસાદ મુસળધાર પડી રહ્યો હતો. રસ્તામાં એક ગરીબ માણસના ઘરમાં પતિપત્ની વચ્ચે ચાલી રહેલી વાત તેમને કાને પડી: દરિદ્ર પત્ની સ્વામીને ભિક્ષા માગવા સારૂ બહાર જવાને વિનતિ કરી રહી હતી; કેમકે ઘરમાં કાંઇ પણ અનાજ નહોતું. વૃદ્ધ ભિક્ષુક બોલ્યો:–"હજુ તો વહાણું વાવાની વાર છે અને વરસાદ પણ મુસળધાર વરસી રહ્યો છે. આવા વખતમાં ગુલામ કે પારકાની નોકરી કરનાર માણસસિવાય બીજું કોઇ બહાર જાય ? કૂતરાં અને શિયાળવાં પણ આવે વખતે બહાર નીકળે નહિ તો હું શા ભોગે બહાર જાઉં ?" એ ભિક્ષુકનાં વચન સાંભળીને રૂપગોસ્વામીને ચૈતન્ય પ્રાપ્ત થયું. નોકરી ગમે તેટલી ઉંચા દરજ્જાની હોય તોપણ એમાં કેટલી બધી પરાધીનતા સમાયલી છે, તેનું એમને ભાન થયું અને જરાક ઉંડો વિચાર કરતાં તરતજ સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો. એ મનમાં વિચારવા લાગ્યા:–" સામાન્ય ધન અને રાજ્યવૈભવના લોભથી હું મનુષ્ય થઈને પશુ કરતાં પણ અધમ જીવન ગાળું છું. મને ધિક્કાર છે. અનંત જીવનનો વિચાર છોડી દઇને મેં આ લોકની સાહેબીમાંજ ચિત્તને પરોવી રાખ્યું છે. અહા ! હું કેવો મૂર્ખ ! આ પરાધીન જીવનનો એકદમ ત્યાગ કરીને મારે આત્મચિંતન-માંજ બાકીનું જીવન ગાળવું જોઇએ." એવા વિચાર કરીને એ સીધા

નવાબના દરબારમાં ગયા અને પોતાની નોકરીનું રાજીનામું આપીને ચૈતન્યસંપ્રદાયના સાધુ બન્યા અને નીલગિરિમાં શ્રીચૈતન્યપ્રભુ પાસે ઉપદેશ લઇને, તેમની આજ્ઞાથી વૃન્દાવન ગયા. વૃન્દાવનમાં એમણે શ્યામકુંડ અને રાધાકુંડ નામનાં બે જળાશય ખોદાવ્યાં છે.

## २९--एक कन्याना वचनथी चेती गयेला लाला बाबु

મથુરાની યાત્રાએ અમારા અનેક વાચકબંધુઓ અને ભગિનીઓ ગયાં હશે. મથુરાની પાસે વૃન્દાવનમાં તેમણે લાલા બાબુનું ભવ્ય મંદિર અવશ્ય જોયું હશે. એ લાલા બાબુ કોણ હતા તથા એમને આત્મબોધ થઇ વૈરાગ્ય કેવી રીતે પ્રાપ્ત થયો એ કથા જાણવાલાયક છે.

ઈતિહાસના વાંચનારાઓને વૉરન હેસ્ટીંગ્સના જમણા હાથરૂપ ગંગાગોવિંદસિંહનું નામ અવશ્ય જાણીતું હશે. લાલા બાબુ એ ગંગાગોવિંદસિંહના પૌત્ર થાય. એમનું મૂળ નામ કૃષ્ણચંદ્રસિંહ હતું. ગંગાગોવિંદસિંહે રૈયતને લૂંટવામાં બાકી રાખી નહોતી, એટલે ધનવૈભવનો ઠાઠ એમને ત્યાં કેટલો બધો હશે તેની કલ્પના વાચકો કરી શકશે. લાલા બાબુને પણ સરકારમાં ઉડિસ્યા(ઓરિસ્સા–ઓઢિયા)ના દિવાનની મોટી પદવી આપવામાં આવી હતી અને તે મોજ શોખમાં દિવસ નિર્ગમન કરતા હતા. એક દિવસ એવું બન્યું કે, લાલા બાબુ પોતાની જમીનદારીનું કામ તપાસી આવીને ઘેર જતા હતા. ત્યારે રસ્તામાં એમણે એક ગૃહસ્થની કન્યાને એના પિતા સાથે વાતચીત કરતાં સાંભળી. કન્યાએ કહ્યું:–“બાબા ! રાત તો પડી ગઈ. હજીસુધી દીવો નથી કર્યો. ચાલો, હું દીવો સળગાવી લઉં.” કન્યાનાં એ વચનો સાંભળીને લાલા બાબુના હૃદયમાં અપૂર્વ જાગૃતિ ઉત્પન્ન થઈ. એ વિચારવા લાગ્યા કે:–“ખરીવાત કહી. મારી યુવાવસ્થા ઉતરી. મારા જીવનની પણ સાંજ પડવા આવી; પણ મેં મારા હૃદયમાં હજુસુધી જ્ઞાનરૂપી દીવો પ્રકટાવ્યો નથી. મારે પણ ભવસાગરમાંથી તરવું છે. હજુસુધી મેં એને માટે કાંઈ તૈયારી કરી નથી.” એવા વિચારથી ભરયુવાનીમાં ૩૦ વર્ષની વયે સંસારનો ત્યાગ કરીને એ વૃન્દાવન જઇ રહ્યા અને પચીસ લાખ રૂપિયાના ખર્ચે એક ભવ્ય મંદિર બંધાવ્યું તથા તેની સાથે એક અન્નક્ષેત્રની સ્થાપના કરી. એના નિર્વાહમાટે માસિક બે હજાર રૂપિયાની આવકવાળી જમીનદારી

જૂદી કહાડવામાં આવી છે. પોતાની બધી મિલ્કત પરોપકારના કાર્યોમાં અર્પણ કરીને પોતે મધુકરી માગીને જીવનનિર્વાહ કરતા. એક સાધારણ બનાવ ઉપરથી તેમનામાં કેવું ચૈતન્ય આવ્યું અને તે કેવા ધર્મિષ્ઠ, નિરહંકારી તથા વિનયી બન્યા એ આપણે સર્વેએ વિચારવા યોગ્ય છે. પવિત્ર હૃદયના માણસોને માટે તો "તેજીને ટકોરો" ની પેઠે ગમે તેનું એકાદ વાકય પણ બહુ થઈ પડે છે અને "ગધેડા ડફણાનેજ અધિકારી હોય છે" તેમ સંસારાસક્ત માણસોને સેંકડો વાર અને સેંકડો ઠેકાણેથી શ્રવણ કરવા છતાં યોગ્ય અસર થતી નથી.

# ૩૦--મનરૂપી ભૂતને વશ કરવાની રીત

એક માણસના ઘરનું કામકાજ સારી રીતે થતું નહોતું, તેથી એ એક સાધુ પાસે ગયો અને ઘણી સેવાથી એમને પ્રસન્ન કરીને પોતાનું દુઃખ નિવેદન કર્યું. સાધુએ તેના ઉપર પ્રસન્ન થઇને કહ્યું:-" મેં આ ભૂતને વશ કર્યો છે, તે તું લઇ જા. એની મદદથી તારા ઘરનું બધું કામકાજ સારી પેઠે થઇ જશે." એ ગૃહસ્થે ઘેર જઇને એ ભૂતની પાસે બધું કામ લેવા માંડયું. ભૂત પોતાને જે કામ સોંપવામાં આવે, તે ઝડપથી કરી દેતો; પરન્તુ એણે કહ્યું કે:-" તમે મને નવરો પડવા દેશો તો હું તમારી બોચી પકડીને મારી નાખીશ." એક દિવસ ઘરનું બધું કામકાજ પૂરૂં થયું એટલે ભૂત બોલ્યોઃ-"લાવો, બીજું કામ લાવો; નહિ તો તમને મારી નાખું છું."ગૃહસ્થે ભય પામીને કહ્યું:-"ચાલ, હમણાં મારી સાથે ચાલ, એજ તારૂં કામ છે." એમ કહીને ભૂતને પાછો આપી દેવાના ઇરાદાથી એને લઇને સાધુની પાસે ગયો અને કહ્યું:-"મહારાજ! આ બલા મને કયાં સોંપી ? એ તો જરા નવરો પડે છે તો કહે છે કે, મને કામ આપો, નહિ: તો તમને બોચી પકડીને મારી નાખીશ." સાધુએ હસીને કહ્યું:-" બેટા ! કામકાજની કયાં ખોટ છે ! તારા ઘરનું કામકાજ થઇ રહે, એટલે પાડાપાડોશીનું કામ કરવા સારૂ એને મોકલ; એ પણ કરી ચૂકે એટલે નગરવાસીઓના ઘરનું કામ કરાવ; એમનું કામ થઈ રહે એટલે દેશવાસીઓનું કામ કરાવ; ભૂતની મદદથી થાક ઘણો

ઓછો લાગશે. જ્યારે કાંઈ પણ કામ ન રહે ત્યારે ભોંયમાં એક વાંસ દાટીને ભૂતને કહેવું કે એના ઉપર ચઢઉતર કર. હમણાં એજ તારૂં કામ છે.”

ગૃહસ્થે સાધુની સલાહ પ્રમાણે કર્યું, એટલે એનાં પોતાનાં તેમજ બીજા બધાનાં કામ એને લીધે પાર પડયાં અને એની ઘણી ખ્યાતિ થઇ.

પ્રિય વાચકો ! એ ભૂત તે બીજું કોઇ નહિ, પણ આપણું મન છે. મન દઇને જે કામ કરવામાં આવે છે, તે સારૂં અને જલદી થાય છે. એમાં થાક પણ ઓછો લાગે છે; પણ મનને નવરૂં બેસાડી રાખવું એ સલાહભરેલું નથી. કામ ન મળે તો મન આપણને ખરાબ રસ્તે લઇ જાય છે, આપણી અવનતિ કરે છે અને આપણને બોચી પકડીને મારી નાખે છે; અર્થાત આપણો સંપૂર્ણ વિનાશ કરે છે. ‘નવરો બેઠો નખોદ વાળે’ ‘આળસુ માણસનું મન એ સેતાનનું કારખાનું છે’ વગેરે જૂદા જૂદા દેશોની કહેવતો મનના એ ભૂત જેવા સ્વભાવનું પ્રતિપાદન કરે છે. ઘણી વખત દીઠામાં આવ્યું છે કે, સારા માણસો રજા કે પેન્શન લઈને ઘેર બેસે છે ત્યારે બીજો કાંઈ કામધંધો નહિ સૂઝવાથી પાડાપાડોશી કે ન્યાતજાત સાથે કજીઆ કરવામાં વખત ગાળે છે. સારા કામમાં ચિત્તને પરોવ્યાથી ખરાબ કામમાં ચિત્ત ચોંટતુંજ નથી. મનરૂપી ભૂતને સારા કામમાં નહિ લગાડયાથી આપણા દેશના કેટલાએ ધનવાનો નાચતમાશા, વ્યભિચાર, જુગાર, મદ્યપાન તથા અનેક પ્રકારના અનાચારમાં સમય ગાળે છે. ખરૂં જોતાં મન એમની બોચી ઉપર ચઢીને એમનો નાશ કરી રહ્યું હોય છે. એ લોકો જો દેશની સેવા કરવામાં અને દેશ કલ્યાણનાં કાર્યો કરવામાં પોતાના ચિત્તને પરોવે તો તેમની આટલી અધોગતિ થાય નહિ. રાતે કે દહાડે જ્યારે પણ મનને આરામ મળે ત્યારે મનરૂપી ભૂતને દેશસેવાના ઇષ્ટમંત્રની સિદ્ધિમાં લગાડવો જોઇએ. એમ કર્યાથી ખરો કર્મયોગ સધાશે અને માનવજન્મ સાર્થક થશે.

## ૩૧--મહાત્મા મારુફની અતિથિસેવા

એક દિવસ સંધ્યાકાળે મહાત્મા મારૂફના ઘરમાં એક અજાણ્યા માણસે આવીને આશ્રય લીધો. એ રાતેજ અતિથિ માંદો થઇ જવાથી મહાત્મા મારૂફે યથાસાધ્ય તેની સેવાશુશ્રૂષા કરવા માંડી. રોગની ચીસોથી તથા તેની ઇચ્છાઓ પૂરી પાડવા આડે બે રાતસુધી તેને વિસામો ખાવાનો વખત મળ્યો નહિ. ત્રીજી રાતે અતિથિને જરા વળતી દશા થયેલી જોઇને તેણે શયન કર્યું; પણ થોડીકજ વારમાં રોગી ચીસ પાડીને જાગી ઉઠયો એટલે એમની ઉંઘ ઉડી ગઇ. રોગી અતિથિ કહેતો હતો કે:–ભગવાને મને એવા માણસના ઘરમાં કયાંથી આણ્યો કે મારો કોઇ ભાવજ પૂછતું નથી ? મહાત્મા મારૂફની સાધ્વી પત્નીએ પતિનો હાથ પકડી રાખીને કહ્યું:–'હવે એ નગુણીઆની ચાકરી કરીને શરીરને ઘસી નાખવા જવું નથી. અહીંઆં કરતાં વધારે ચાકરી કરનાર હોય ત્યાં જઇને એને મરવા દો" મારૂફે હસીને ઉત્તર આપ્યો:" એ બિચારો રોગની પીડાથી અકળાઇ ગયો છે; માટે એવું બોલે છે. એટલા માટે શું તારે પણ આકળાં થવું જોઇએ? જેની પ્રીતિની અભિલાષામાં તું અને હું આ આતિથ્ય-ધર્મનું પાલન કરી રહ્યાં છીએ તે ભગવાન તો આપણા ઉપર ચીઢાયા નથીને? તેમણે તો આપણાં શરીરને તંદુરસ્ત રાખીને પોતાની અપૂર્વ કરુણા દર્શાવી છે." આથી એમની પત્નીના મનનો ભાવ પણ શુદ્ધ થઇ ગયો. પછી બન્ને જણાંએ પુષ્કળ કાળજીપૂર્વક અતિથિની માવજત કરીને તેને સાજો કર્યા પછી બીજે જવા દીધો.

## ૩૨–બગદાદનો આદર્શ ન્યાયધીશ કાઝી

બગદાદના એક ખલિફાએ પોતાનો રાજ્યમહેલ વધારવા ખાતર પાસેની એક ડોશીની જમીન લેવાનો હુકમ આપ્યો. ડોશીએ રૂપીઆ લઇને જમીન વેચવાની નાખુશી બતલાવી. રાજ્યના અમલદારોએ ડોશીની જમીન પરાણે પડાવી લીધી,એટલે તેણે ત્યાંના ન્યાયપરાયણ કાઝીની આગળ જઇને ખલિફાની વિરુદ્ધ ફરિયાદ નોંધાવી. કાઝી એક મોટો કોથળો અને કોદાળી લઇને ખલિફાની પાસે ગયો અને કહ્યું કે:–આ ડોશીએ આપની વિરુદ્ધ ફરિયાદ નોંધાવી છે,એટલા માટે એ જમીનમાંથી માટી ખોદીને આ કોથળામાં ભરવા-

ની મને રજા આપો." કાઝીની આવી નવા પ્રકારની ઈન્સાફ કરવાની યુક્તિ જોઈને આશ્ચર્યપૂર્વક ખલિફાએ તેમ કરવાની રજા આપી. કોથળો માટીથી ભરવામાં આવ્યો, એટલે કાઝી બોલ્યો:–આ કોથળાને ઉંચકવામાં આપ જરા હાથ અડકાડીને મદદ આપો." કૌતુકની ખાતર ખલિફાએ ન્યાયાધીશ કાઝીના કહ્યા પ્રમાણે કર્યું; પણ કોથળો ઉંચો થઇ ન શકાયાથી બોલી ઉઠયો:–" ઘણો ભારે છે."કાઝીએ કહ્યું:–"બળપૂર્વક પડાવી લીધેલી જમીનનો આ એક નાનો ભાગ પણ દુનિયાના કાઝીની સમક્ષ આપ ઉપાડી શકતા નથી,તો પછી આખા જગતના કાઝી–ખુદાતાલાની સમક્ષ કયામત ( છેવટના ફેંસલાનો દિવસ ) ને દહાડે એ આખી જમીનનો ભાર કેવી રીતે ઉંચકશો ? ખલિફાએ શરમાઈ જઇને તરતજ ડોશીની જમીન એને પાછી સોંપી દીધી.

---

# ૩૩--राजा चौदमा लूइनुं धैर्य

એક દિવસ ફ્રાન્સના રાજા ચૌદમા લૂઈને તેના એક પ્રધાને કહ્યું:–"મહારાજ ! બ્રસેલ્સ નગરના લોકોએ આપને ન દેવાય એવી ગાળો દીધી તથા વાજતેગાજતે બહાર નીકળીને આપનું પૂતળું કરીને બાળી મૂકર્યું;માટે એ દુષ્ટ નાગરિકોમાંથી છ સાત આગેવાનોને કેદ પકડીને બેસ્ટિલના કેદખાનામાં પૂરવાની તથા એ નગરના રક્ષણ સારૂ થોડા સમયસુધી એમનાજ ખર્ચે એક વધારાનું લશ્કર રાખવાની મંજુરી આપો. એ શહેરના લોકોની ઉદ્ધતાઈ તથા રાજદ્રોહ વધારેવાર સાંખી શકાય એમ નથી."

રાજાએ મંત્રીને પૂછયું:–"એ લોકોએ રાજ્યના કર તો બરાબર ભર્યા છે કે નહિ ? કાંઈ બાકી તો નથી નીકળતી ?" મંત્રીએ જણાવ્યું કે:–"કર તો એ લોકો વખતસર ભરે છે. એમના ઉપર આપણું કાંઇ લહેણું નીકળતું નથી.' રાજાએ ઉત્તર આપ્યો:–' એ લોકોને જરા સખત વેરો ભરવો પડે છે. એ પણ એમણે વખતસર ચૂકવી આપ્યો; તો પછી મનનો ગુસ્સો ઠાલવવા સારૂ મારૂં પૂતળું બનાવીને તે સળગાવી મૂકીને બે ઘડી આનંદ કરે તેમાં રાજદ્રોહ શી બાબતનો ?"

## ३४--दानधर्म अने महात्मा इब्राहीम

મહાત્મા ઇબ્રાહીમ અતિથિસેવા કર્યા વગર કદિ ભોજન કરતા નહોતા. એક દિવસ કોઇ અતિથિ ઘેર નહિ આવ્યાથી પોતેજ કોઈ દરિદ્ર મનુષ્યની તપાસમાં બહાર નીકળી પડયા. રસ્તામાં એક વૃદ્ધ તથા સૂકાઇને હાડપીંજર થઇ ગયેલો દરિદ્ર મનુષ્ય મળી આવતાં તેને નિમંત્રણ આપીને પોતાને ઘેર તેડી લાવ્યા તથા આદરપૂર્વક ભોજન કરવા બેસાડયો; પરંતુ અતિથિએ ભોજનના આરંભમાં ઇશ્વરની બંદગી ન કરી એટલે તેમણે તેનું કારણ પૂછ્યું. અતિથિએ ઉત્તર દીધો કે:-"હું અગ્નિપૂજક છું. તમારા ધર્મનો કે તમારી જાતનો નથી." એ ઉપરથી ઇબ્રાહીમે ગુસ્સે થઇને તેને કાફિર કહીને કાઢી મૂકયો અને ખાવાનું ખાવાને ઠેકાણે રહ્યું. એ દિવસે ઉપાસના કરતી વખતે તેમના હૃદયમાં દૈવવાણી થઇ કે:-"હે ઇબ્રાહીમ! જેને હું સ્નેહપૂર્વક સો વર્ષથી અન્ન આપતો રહ્યો છું, તેને તું એક દિવસ પણ અન્ન પીરસી શકયો નહિ અને ઉલટો તેં એનો આટલો બધો તિરસ્કાર કર્યો. એ અગ્નિને નમસ્કાર કરે છે એ વાત સાચી છે; પરંતુ એથી કરીને મેં સરજેલા મનુષ્યને અન્નદાન આપતાં તેં સંકોચ શા સારૂ આણ્યો?"

## ३५--एक राणीनां साचां हीरामोती

સ્વીડન દેશના રાજાની બહેન રાજકુમારી યુજિનીએ પોતાના હીરામોતીના અલંકાર વેચી દઇને એક ધર્માદા દવાખાનું બંધાવ્યું હતું. રોગીઓની સેવાચાકરી કરવા એ પરોપકારી રાણી જાતે ત્યાં આગળ દરરોજ જતી. એક દિવસ એક રોગી તેની દયાથી મુગ્ધ થઇને ગળગળો થઇને રોઇ પડયો. રાજકુમારીને એથી ઘણો સંતોષ થયો અને તે બોલી ઉઠી:-"મારાં હીરામોતીને આજે હું ફરીથી જોવા પામી છું."

આ રાજકુમારીના દાખલાનું અનુકરણ આપણા દેશના લખપતિ અને કરોડ પતિઓનાં ઘરની સ્ત્રીઓએ કરવું ઘટે છે. દાગીનાઓનો ઉપયોગ પરોપકારમાં કરવાથી જે અદ્દભુત આનંદ પ્રાપ્ત થાય છે, તેની સરખામણીમાં પોતાના અંગ ઉપર અલંકાર ધારણ કરવાથી ઉપજતો હર્ષ કાંઇજ ગણત્રીમાં નથી.

# ૨૬–મહાત્મા હાતિમની આદર્શ સાધુતા

યમનદેશનો એક રાજા પોતાના દાનશીલ સ્વભાવને માટે ઘણો પ્રખ્યાત હતો. કોઇએ તેની આગળ સર્વસદ્‌ગુણસંપન્ન હાતિમના ગુણોની પ્રશંસા કરી, એટલે તેને ઘણી અદેખાઇ ઉપજી. પોતાનો યશ સૌથી વધારે રહે એટલા સારૂ તેણે પોતાના એક વિશ્વાસુ નોકરને આજ્ઞા આપી કે:–'તું છાનોમાનો જઈને હાતિમનું માથું કાપી આવ.' એ નોકર ત્યાંથી ચાલીને હાતિમના ગામમાં થાકયોપાકયો સંધ્યાકાળે પહોંચ્યો. ત્યાં આગળ એક શાંત વિનયી યુવક તેને સામે મળ્યો અને એને પરદેશી સમજીને પોતાને ઘેર લઈ ગયો તથા યત્નપૂર્વક તેનો આદરસત્કાર કર્યો. બેએક દિવસ એ પ્રમાણે રાતદિવસ સાથે રહ્યા પછી પેલો યમનદેશના રાજાનો નોકર ત્યાંથી જવા લાગ્યો. ત્યારે પેલા યુવકે કહ્યું:–'ઉતાવળ શી છે,બેચાર દિવસ તો હજુ રહો; પેલા નોકરે કહ્યું:– " મારાથી થોભાય એમ નથી,મેં મારે માથે એક આવશ્યક ગુપ્તકાર્ય લીધું છે; માટે કાલ સવારે તો મારે જવુંજ જોઇએ." યુવકે કહ્યું:–"આપને એવું તો શું કામ છે? મને જણાવો; હું પણ મારાથી બનશે તેટલી મદદ આપીશ." બે દિવસ સાથે રહેવાથી સ્નેહ તો થઇ ગયો હતો, કાંઇક વિશ્વાસ પણ બેઠો હતો, એટલે તેણે કહ્યું:–હું અહીંઆં હાતિમનું શિર છેદવા સારૂ બાદશાહની આજ્ઞાથી આવ્યો છું. તમે મને એ કાર્યમાં મદદ આપશો તો તમને પણ સારૂં ઇનામ મળશે." યુવકે કહ્યું:–' અહો! એજ કામ છેને? હું પોતેજ હાતિમ છું. તમે જરાપણ આનાકાની કર્યા વગર મારૂં શિર છેદી નાખીને ચાલ્યા જાઓ. આ પાછલે બારણેથી નીકળીને પૂર્વ દિશાને માર્ગે હમણાં ને હમણાં ચાલ્યા જશો તો મારા નોકરોને કે ગામના લોકોને કાંઈ ખબર નહિં પડે. બધા એમજ જાણશે કે, હું તો આ ઘરમાં ઉંઘી ગયો છું. તમને નિર્વિઘ્ને જતા રહેવા માટે પુષ્કળ સમય મળશે; અને તમારૂં કામ સફળ થશે. વાર લગાડશો તો નાસતાં અડચણ પડશે.'

હાતિમના ગુણોની આવી મહત્તા જોઈને એ નોકર તો મુગ્ધજ થઈ ગયો અને તેને પગે પડીને હજારોવાર ક્ષમા માગીને પોતાને દેશ ચાલ્યો ગયો.

# ૨૭–સુલ્તાન મુજફ્ફરશાહની ક્ષમા

ગુજરાતનો બાદશાહ મુજફ્ફરશાહ એક દિવસ પ્રાત:કાળની નિમાઝ ભણુતાં પહેલાં સ્નાન કરવા બેઠો હતો. હમામખાનાના નોકરો તેના ઉપર પાણી રેડતા હતા. સુલ્તાને પોતાનું શરીર ચોળી પોતાના માથા ઉપર પાણી રેડવાનું નોકરને ફરમાવ્યું. દૈવયોગે અંધારી રાતે ગરમ પાણીના દેગડામાં ઉંદર પડયો હતો, અને તેમાં તે ઉકળ્યો હતો તથા તેનું માંસ, હાડકાં તથા આંતરડાં છૂટાં પડીને પાણીમાં પ્રસરી ગયાં હતાં. હમામખાનાના નોકરોને આ વાતની ખબર નહોતી.તેમાંથી પાણી ભરીને તેઓએ સુલ્તાનના હાથમાં આપ્યું. સુલ્તાને તે પાણી પોતાના માથા ઉપર રેડયું અને ઉંદરનાં આંતરડાં તથા માંસ અને ચામડી સુલ્તાનના મોં તથા શરીર ઉપર પડયાં. સુલ્તાન ગભરાટમાં ઉછળ્યો અને હોજમાં કૂદી પડયો અને પોતાને હાથે માથું, મોં તથા શરીર સાફ કરી બહાર આવી નિમાઝમાં નિમગ્ન થયો. નિમાઝ સમાપ્ત થયા પછી તેણે હમામખાનાના નોકરોને બોલાવ્યા. તેઓના તો હોશજ ઉડી ગયા હતા. તેમણે જીવવાની આશા છોડી દીધી હતી અને સુલ્તાન પાસે હાજર થયા. સુલ્તાને પૂછયું:–“ કેટલાક માણસો આ નોકરીપર નિમવામાં આવ્યા છે ?” તેઓએ કહ્યું:–“ એક સો માણસ. ”સુલ્તાને કહ્યું:– “ તો શું સો માણસો એક માણસની તહેનાત ઉઠાવી શકતા નથી ? હું જાતે ઘરડો છું, માટે તમને માફી બક્ષું છું, પણ મારા પુત્રો જુવાન છે તો તમે તેમની નોકરી કેવી રીતે ઉઠાવી શકશો ? અને તમારી જીંદગી કેવી રીતે બચાવશો ? ઓ કમનસીબ આદમીઓ ! હવેથી ફરી આવી ગફલત કરશો નહિ, જેથી કરી મારે ફરી તમને શિખામણ આપી મારો વખત ગુમાવવો પડે નહિ.” નીચેની ,ઉકિત કેટલી સરસ છે:–

કુસ્તીબાજીમાં જે માણસ બીજા પુરુષને હરાવે છે તે ખરો પહેલવાન છે; પણ ખરો વીર તો એ છે કે જે ગુસ્સાની વખતે પોતાના મિજાસને દાબી શકે છે. (મીરાત–ઇ–સિકંદરી)

# ૩૮--ક્ષમા

સુલ્તાન મુજફ્ફર દરરોજ કુરાનનું એક પ્રકરણ 'નસખ' અક્ષરમાં લખતો અને જ્યારે આખું કુરાન લખાઇ રહેતું, ત્યારે તેને વકફ્તરિકે મક્કા અગર મદીના મોકલતો કે જેથી જેની મરજીમાં આવે તે વાંચી શકે. એક દિવસ તે લખવામાં મશગુલ થયો હતો અને પાનું ઘણીજ સારી રીતે લખાયું હતું,તેથી પોતે ઘણોજ ખુશ થયો અને કહ્યું:-"આ પાનું મેં ઘણીજ સારી રીતે લખ્યું છે" તે પાનું ફેરવવાનો વિચાર કરતો હતો; એટલામાં લતીફ-ઉલ-મુલ્ક સોઢા કે જે તલવાર લઇ સુલ્તાનની પાછળ ઉભો હતો તેના હાથમાંથી અફીણના કેફથી તલવાર પડી ગઇ અને કેટલીક જગ્યા ઉપર ડાઘ પડયા. હજુરીઓએ તેને ધકકો મારી સુલ્તાન આગળથી કાઢી મૂકયો. સુલ્તાન કાંઇપણ બોલ્યો નહિ; પણ ચપ્પુ લઇ જે જગ્યાએ ડાઘા પડયા હતા ત્યાંથી તે છેકી નાખ્યા અને તેનાપર સફેતો ઘસી ફરીથી લખવું શરૂ કર્યું. જ્યારે તે ફકરો પૂરો કર્યો,ત્યારે કલમદાનમાં મૂકી અને કહ્યું:-"લતીફ-ઉલ-મુલ્ક કંદા કયાં છે ?"

તેની તરફથી એક શેખજીએ શિફારસ કરીને કહ્યું:-"હઝરત સલામત ! તે બહાર પડયો છે અને બેહદ રડે છે. કહે છે કે, મારાથી મોટી ભૂલ થઇ છે, તેટલા માટે મારો હાથ કાપી નાખવો ઘટે છે યા તો મને હાથીના પગ-નીચે કચરાવી નાખવો જોઇએ." સુલ્તાને કહ્યું:-"હું શું કામ તેનો હાથ કાપી નાખું ? જે આવી ગફલત કરે છે, તેનો હાથ આપોઆપ કપાઇ જશે; પણ તેને કહેજે કે,મારા આગળ ફરીથી મોઢું બતાવે નહિ." મલિક શેખજીએ કહ્યું:-"ગરદન કાપવા કરતાં પણ આ વધારે ખરાબ છે, ત્યાર પછી તે બિચારાને આ દુનિયામાં જવાની બીજી કયી જગ્યા છે ?" સુલ્તાને કહ્યું:- ત્યારે તેને તમે કહેજો કે "ફરીથી ગોળી ખાય નહિ, યા તો કેફી ચીજને અડકે નહિ." મલિક શેખજીએ કહ્યું:-'હઝરત ! હવે તે ફરીથી એવું કામ કરશે નહિ અને હમણાં તે પશ્ચાત્તાપ કરે છે.' આખરે મલિક શેખજીએ તેને મજલિસમાં બોલાવ્યો. તે આવી સુલ્તાનને પગે પડયો. સુલ્તાને તેને માફી બક્ષી અને તે પાછો તલવાર બાંધી પહેલાંની માફક પાછો સુલ્તાનની પાછળ ઉભો રહ્યો.

"બુરૂં કરનારને સખ્ત સજા કરવી ઘણી સહેલી છે. જો તું ખરો મર્દ હોય તો તારી સાથે જે બુરાઇ કરે છે અને ખરાબ રીતે વર્તે છે તેની સાથે સારી રીતે વર્ત." (મિરાત-ઇ-સિકંદરી)

# ૩૯--યક્ષના ચાર પ્રશ્ન--કરશે તેવું પામશે

**ક્યા ખૂબ સૌદા નકદ હૈ, ઇસ હાથ દે, ઉસ હાથ લે.**

મહારાજાધિરાજ વિક્રમાદિત્યની રાજસભામાં એક યક્ષે જઇને ચાર પ્રશ્નો કર્યા (૧) હમણાં છે અને હવે પછી પણ રહેશે તે શાથી? (૨) હમણાં છે પણ હવે પછી નહિ રહે તે શાથી? (૩) હમણાં નથી પણ પછી થશે તે શાથી? (૪) હમણાં પણ નથી અને પછી પણ નહિ હોય તે શાથી? આ ચાર પ્રશ્નોના ખુલાસા ઉદાહરણ સાથે આપો.એ પ્રશ્નોના ઉત્તર આપવાનો ભાર કવિ કાલિદાસ ઉપર આવી પડયો. કાલિદાસે યક્ષને કહ્યું:-"આપ ત્રણ દિવસ પછી અહીં આવીને આ ચારે પ્રશ્નોના ઉત્તર લઇ જજો." ત્રણ દિવસ પછી યક્ષ આવ્યો એટલે કાળિદાસે ગુપ્તવેશ ધારણ કરવાની પૂરતી સામગ્રી સાથે લઇને એક દૂરની નગરી તરફ પ્રયાણ કર્યું. ત્યાં આગળ બન્ને જણાએ ગુપ્ત વેશે એક ધર્માત્મા શેઠીઆના ઘરમાં પ્રવેશ કર્યો. કાલિદાસે એ શેઠને પૂછ્યું:-"શેઠસાહેબ! મારી આપને એક વિનતિ છે. મારે આપની પાસે બીજો કોઇ પણ જાતનો અતિથિસત્કાર જોઇતો નથી. મારી એ પ્રાર્થના પૂર્ણ કર્યાથી આપને થોડોક ધનક્ષય, કાંઇક શારીરિક કષ્ટ અને કાંઇક અપમાન સહન કરવું પડશે; પરન્તુ કોઇપણ જાતનું પાપકર્મ કરવું પડશે નહિ." શેઠીઆએ તેમની વાત સાંભળીને નિશ્ચિન્તમને જવાબ આપ્યો કે:-"હું તમારી પ્રાર્થના પૂર્ણ કરીશ,જે હોય તે બોલો.' ત્યારે કાલિદાસ બોલ્યા:-"એકસો રૂપિયા અમુક જગ્યાએ તળાવની મરામત કરાવવામાં ખર્ચવા પડશે અને અત્યાર સુધી તમે એ બાબતની તપાસ નથી કરી એ અપરાધમાં બસેં જોડાનો માર ખાવો પડશે.'એ શેઠીઆએ જરાપણ દિલગીર થયા વગર અતિથિની ઇચ્છા પૂર્ણ થવા દીધો અને એમને ઘણા આદરપૂર્વક વિદાય કર્યા. કાલિદાસે બહાર આવીને યક્ષને કહ્યું:-"આ માણસ પાસે સુખશાન્તિ અને સમૃદ્ધિ હમણાં પણ છે અને ધર્માચરણ ચાલુ

હોવાને લીધે હવે પછી પણ એ બધું એની પાસે રહેશે." ત્યાર પછી એક બીજા ધનાઢ્ય મનુષ્યની હવેલીમાં કાલિદાસે ગરીબ ભિક્ષુકના વેશમાં અને યક્ષે સદ્‌ગૃહસ્થના વેશમાં પ્રવેશ કર્યો. ભિક્ષા માગતાવારજ પેલા ધનિકે કહ્યું:–" હું હરામખોરોનું પોષણ કરતો નથી. મારા બાપદાદા તરફથી જે કાંઈ વારસામાં મળ્યું છે તથા મારી પોતાની મહેનતથી એ દ્રવ્યમાં મેં જે વધારો કર્યો છે, તેનો ઉપયોગ મારા પોતાના ખાનપાન તથા વસ્ત્રાભૂષણમાંજ મારે કરવો જોઇએ. તને એમાંથી કોડી પણ શા સારૂ આપું ? તું નવરો બેઠો એ ખાઇ જઈશ. હું કોઇની પાસે એક પાઈ પણ માગવા ગયો નથી અને કોઇને એક પાઇ પણ આપી શકવાનો નથી." ત્યાર પછી સદ્‌ગૃહસ્થના વેશધારી યક્ષને કાલિદાસે પહેલેથી શીખવી મૂક્યું હતું તે પ્રમાણે એક મંદિરનો જીર્ણોદ્ધાર તથા એક પાઠશાળાની સ્થાપનાની ટીપમાં મદદ કરવા સારૂ એ ધનિકને પ્રાર્થના કરી. એટલે એ બોલી ઉઠયો:–"તમારી એ બધી ગરબડ રહેવા દો. હું કાંઇ એવા પુણ્યદાનમાં સમજતો નથી. મારી કમાઇ હુંજ ભોગવીશ. આપનું ડહાપણ મારી આગળ ચાલશે નહિ. તમે એટલા બધા ધાર્મિક અને દેશહિતૈષી છો તો જાતેજ કમાઇને એ બધું શા સારૂ નથી કરાવતા ? મેં તો કોઈ પુણ્યના ભાગીદાર થવા સારૂ તમારી આગળ એકવાર પણ પ્રાર્થના કરી નથી." કાલિદાસે એના ઘરમાંથી બહાર આવીને કહ્યું:–" આની પાસે હમણાં છે, પણ હવે પછી નહિ રહે." ત્યારપછી બન્ને જણા ભિક્ષુકનો વેશ ધારણ કરીને કોઈ એક દરિદ્ર માણસને ઘેર ગયા અને કહ્યું કે:–"ભાઇ સાહેબ! અમે ભુખે મરીએ છીએ." થોડાક સાથવો લઇને એ ગરીબ માણસ એ વખતે ખાવા બેઠો હતો.તેણે તરતજ કહ્યું " લો ભાઇ! આ ચપટી સાથવો ખાઈને પાણી પીઓ. એથી તમારો થાક ઉતરી જશે. મારી પાસે આ સાથવા સિવાય બીજું કાંઇ નથી પણ એમાં શું ? આવો આપણે ત્રણ જણા એનાજ ત્રણ કોળીઆ ખાઈશું, એટલે આજ તો આપણા ત્રણેના પ્રાણ બચશે. કાલને સારૂ કાંઇ બીજી વ્યવસ્થા કરી લઇશું." કાળિદાસે બહાર આવીને યક્ષને કહ્યું:–" આ માણસ પાસે ધનવૈભવ હમણાં નથી,પણ હવે પછી થશે." ત્યાંથી નીકળીને બન્ને જણા સારા માણસનો વેશ ધારણ કરીને એક ભિક્ષુકની પાસે ગયા અને તેના દુઃખ ઉપર દયા આણીને રોકડા રૂપિયા તથા પૈસા મળીને સો રૂપિયા આપ્યા. થોડીવાર પછી ભિક્ષુકનો વેશ ધારણ કરીને એની પાસે જઇને કહ્યું કે,અમને એક એક પૈસો

આપો. એનું ચવેણું લઇને ભુખ હોલવીશું." થોડીવાર અગાઉજ મળેલા સો રૂપીઆ કપડામાં ઢાંકી દઇને એ ભિખારી બોલ્યો:--"મારી પાસે કાંઈ નથી. મને તો દયા ખાઈને કોઇ એક ફુટી બદામ તો આપતું નથી. ચાલ્યા જાઓ, અહીંઆં તે શું મરવા આવ્યા છો?" કાલિદાસે કહ્યું:--"આની પાસે હમણાં પણ નથી અને હવે પછી પણ નહિ હોય."

પોતાના ચારે પ્રશ્નોના ખરા જવાબ મળ્યાથી સંતુષ્ટ થઇને યક્ષ ચાલ્યો ગયો.

## ૪૦--भगवाननो पगार एक लक्ष

પંઢરપુર શહેરમાં દામોદર પંત નામનો એક પરમ હરિભક્ત વૈષ્ણવ રહેતો હતો. એ ત્યાંના રાજાને ત્યાં મામલતદારનું કામ કરતો હતો. દેશમાં એક વખત ઘોર દુકાળ પડયો. જમીનનું મહેસુલ વસુલ થયું નહિ અને પુષ્કળ રકમ ખેડુતોને નામે બાકી નીકળવા લાગી. પેલી તરફ રાજાની તરફથી નાણાંને માટે તગાદા ઉપર તગાદા થવા માંડયા. દામોદર પંતે પોતાનાં ઘરબાર વેચી દઈને થોડાક રૂપિયા રાજ્યના ખજાનામાં મોકલી આપ્યા. એ વખતે પણ એમના મનમાં એવો વિચાર આવ્યો કે બધા ખેડુતોનું મહેસુલ ચૂકવી દેવા જેટલી સંપત્તિ મારી પાસે હોત તો જરૂર એ બધી મિલ્કત વેચી દઈને હું એમનું ભરણું ભરત. ગરીબ ખેડુતોને પીડા આપવાનું કામ મારાથી કદિ નહિ બની શકે. તેના આવા પરોપકારી વિચારથી વિઠોબા(મહારાષ્ટ્ર દેશમાં વિષ્ણુની મૂર્તિ વિઠોબા નામથી પૂજાય છે) ઘણા પ્રસન્ન થયા અને પોતે માઢ જાતિનાં એક હવાલદારનો વેશ લઇને દામોદર પંતના ઇલાકાની બાકી રહેલી જમાબંધી જે હજારો રૂપિયાની હતી તે લઇને રાજાના ખજાનામાં જમા કરાવી.રાજાએ સંતુષ્ટ થઈને પૂછયું:--"આવા ખરાબ સંવતમાં બધું મહેસુલ ચુકતે કોણે આપ્યું?" વિઠોબાએ ઉત્તર આપ્યો:--મેં, મામલતદારથી આટલું બધું નાણું વસુલ ન થઇ શકયું." રાજાએ પૂછયું:--"તમારો પગાર શો છે?" સિપાઇવેશધારી વિઠોબાએ ઉત્તર આપ્યો:--"એક લક્ષ" રાજાએ મનમાં વિચાર કર્યો કે,એનો પગાર એક લાખ કોડી અર્થાત્ વર્ષ દહાડે સવા એકત્રીસ રૂપિયા હશે.આવા હોંશિયાર સિપાઈને માટે એટલો પગાર કાંઈ વધારે ન ગણાય, એમ ધારીને એ બોલ્યો:--

"હું તને બે લાખ કે ચાર લાખ જે તું માગીશ તે આપીશ અને આખો ઇલાકો તને સોંપીશ. તું હવે મારી પાસેજ રહે." વિઠોબા બોલ્યા:-"એક લક્ષ વગર મારાથી આ કામ કદાપિ પાર પડી શકે નહિ." નીચ જાતિનો આ સિપાઈ એવો મૂઢ અને બબુચક છે કે હિસાબમાં નહિ સમજવાથી બે ચાર લક્ષને બદલે એકજ લક્ષ માગે છે એમ ધારી તે રાજા ઘણું હસ્યો.

એ સિપાઇ ચાલ્યા ગયા પછી એના જેવાજ આકારના અને એના જેવાજ વેશવાળા એક સિપાઇએ આવીને એ મામલતદારની તરફથી ઘણા થોડા રૂપિયા જમા કરાવ્યા અને હાથ જોડીને કહ્યું કે:-"મહારાજ ! દુકાળને લીધે ગરીબ ખેડુતોની પાસેથી મહેસુલ વસુલ થઈ શકે એમ નથી. એ લોકો ભુખે મરી રહ્યા છે તો એમની પાસેથી પાઈ પણ કેવી રીતે મંગાય? માટે મામલતદાર સાહેબે પોતાનાં ઘરબાર વેચીને આ નાણાં મોકલ્યાં છે." હવે રાજા અને કારભારીઓ સમજ્યા કે, ભગવાન પોતે આવીને ભકતની તરફથી રૂપિયા ભરી ગયા છે અને સિપાઇના વેશમાં 'એક લક્ષ' રાખવાનો જે ઉપદેશ આપી ગયા છે તેની મતલબ એજ છે કે, જે એમણે ગીતામાં અર્જુનને કહ્યું છે.

सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।

એકમાત્ર તેમના ઉપરજ લક્ષ રાખવાથી દામોદર પંત તેમને પામ્યા છે.

## ૪૧--મૈથિલી પંડિતનું બ્રહ્મતેજ

બ્રાહ્મણ રાજા પેશ્વાના વખતમાં દર વર્ષે શ્રાવણ માસમાં પૂના નગરમાં બ્રાહ્મણોની એક મોટી સભા ભરાતી હતી. અનેક પંડિતો, શાસ્ત્રીઓ તથા મહામહોપાધ્યાયો એ સભામાં શાસ્ત્રચર્ચા કરવા સારૂ હાજર થતા. એ વાદવિવાદમાં જે પંડિત સર્વ શાસ્ત્રને જાણનાર સાબિત થતો તેને પેશ્વાસરકાર તરફથી સવા લાખ રૂપિયાનું ઇનામ વિદાય વખતે આપવામાં આવતું અને પેશ્વા પોતે એમની પાલખીને પોતાની ખાંધ ઉપર ઉંચકીને ત્રણ ડગલાં ચાલતા અને એમ કર્યાથી પોતાને મોટું માન મળ્યું છે, પોતાનું અહોભાગ્ય છે એમ માનતા. રઘુનાથરાવ પેશ્વા પણ પૂર્વજોની આ પદ્ધતિનું પાલન કરતો આવ્યો હતો; પરન્તુ એના હૃદયમાં બ્રાહ્મણો તરફ તેમના જેટલી શ્રદ્ધા અને ભકિત નહોતી. એના રાજ્યમાં એક મૈથિલી બ્રાહ્મણે પંડિતોની સભામાં વિજય મેળવ્યો; પરંતુ પેશ્વા એ બ્રાહ્મણની રીતભાતથી

અસંતુષ્ટ થઇને બોલી ઉઠયાઃ–"આ પંડિત વિદ્વાન છે; પરંતુ એનામાં વિનય ઓછો છે માટે એને એક રૂપિયો ઓછો આપવામાં આવશે." એ સાંભળીને એ બ્રાહ્મણ પંડિત બોલી ઉઠયોઃ–" લાખ રૂપિયા મળ્યા પછી એ બધા રૂપિયા અહીંઆં ફેંકીને ચાલ્યો જવા હું તૈયાર છું; પરંતુ મારો વાંક કાઢી-ને નક્કી કરવામાં આવેલા વિદાયના ઇનામમાંથી એક રૂપિયો પણ ઓછો કરવામાં આવે તેને હું અપમાનસૂચક ગણું છું અને એવી વિદાય લેવાને હું તૈયાર નથી. હું પૈસાને ખાતર નહિ પરંતુ સન્માનની ખાતર આટલે દૂર આવ્યો હતો. સન્માનમાં જરા પણ ત્રુટિ થશે તો હું રાજી થઈશ નહિ." પેશ્વા બોલ્યાઃ–" પંડિતજી ! મારા મુખમાંથી વચન નીકળી ગયું એટલે એ હુકમ બદલી શકાય નહિ. આપ એક રૂપિયો ઓછોજ સ્વીકારો. આટલા બધા રૂપિયા આપનારો આપને કોણ મળનાર છે ?' પંડિતજીએ ઉત્તર આપ્યોઃ–" મહારાજ ! બીજા બ્રાહ્મણોની સલાહ પૂછીને તેમની અનુમતિથી એક વખત આપેલો હુકમ રદ કરવાથી આપને કોઇ પણ પ્રકારનો દોષ લાગશે નહિ.વળી મહારાજ! આપે આ શું ફરમાવ્યું ? નવ્વાણું હજાર નવસેં નવ્વાણું રૂપિયા આપવાની શકિત ધરાવે એવા ધનવાન શેઠીઆઓ, રાજાઓ તથા જાગીરદારો આજકાલ ભારતવર્ષમાં થોડા છે એ વાત ખરી; પરંતુ એટલા બધા વિપુલ ધનનો અસ્વીકાર કરી શકે એવા દરિદ્ર મનુષ્યો એથી પણ થોડા નથી ? " પેશ્વાએ પોતાનો હુકમ બદલ્યો નહિ. બ્રાહ્મણે પણ તેની પાસેથી કાંઈ પણ દાન લીધું નહિ. આ પ્રમાણે આવેલી વિપુલ લક્ષ્મીને લાત મારીને ચિરદરિદ્રતા સેવવાનું પસંદ કર્યું, પણ આત્મસન્માનમાં જરા પણ ઉણપ આવે એ તેનાથી સહન થયું નહિ.

## ૪૨–કર્તવ્યપાલન–સ્વામી ભાસ્કરાનંદનો ઉપદેશ

પરમહંસ પરિવ્રાજક શ્રીમદ્ ભાસ્કરાનંદ સ્વામીજીને ભિન્ન ભિન્ન સમયે કાશ્મીરના મહારાજા અને દરભંગાના મહારાજા સ્વર્ગસ્થ લક્ષ્મીશ્વર-સિંહે અનુક્રમે એક હજાર મહોરો અને છ હજાર રૂપિયા ભેટ કર્યા હતા. સ્વામીજી મહોરો અને રૂપિયાનો ઢગલો કરીને તેના ઉપર બેઠા. પછી હાથમાં લઇને પીઠ પાછળ તેને ફેંકી દીધા અને પોતાના સ્વાભાવિક મધુર હાસ્યપૂર્વક બોલ્યાઃ–" આ બધું ધન લઇ જાઓ. મારે તો એક લંગોટી

પણ નથી કે એની અંદર એ ચાર મહોર બાંધી રાખું."

ભેટ આપેલા રૂપિયા પાછા લેતાં મહારાજાઓને ઘણું ઓછું આવ્યું હતું; પરંતુ સ્વામીજીની આજ્ઞા તેમને મસ્તક નમાવીને પાળવીજ પડી. એ રૂપિયા પાછળથી આનંદબાગની બહાર ગરીબોને વહેંચી દેવામાં આવ્યા હતા. ખરૂં પૂછાવો તો એ રાજાઓની ભૂલ હતી કે કૌપિનત્યાગી સંન્યાસીને ધન આપવા ગયા. કાશ્મીરના મહારાજાએ હાથ જોડીને સ્વામીજીને વિનતિ કરી કેઃ—"આપ મને કાંઇ આજ્ઞા આપો કે તેનું પાલન કરીને હું જીવન સાર્થક કરૂં." સ્વામીજી બોલ્યાઃ—"રાજાતરિકે તારૂં જે કર્તવ્ય છે તેનું પાલન કરજે, પ્રજાનાં બધી જાતનાં દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરજે. એના કરતાં વધારે પવિત્ર અને પ્રિય કર્મ તારે માટે બીજું કાંઇજ નથી." જો પ્રત્યેક મનુષ્ય પોતાના કર્તવ્યને કાળજીપૂર્વક ભગવાનનું સ્મરણ કરીને કર્યા કરે તો પૃથ્વીમાં બધે શાંતિ વ્યાપી રહે અને વિશ્વનાથ પણ તૃપ્ત થાય.

## ૪૩--સાધુદર્શનનું ફળ--દ્રૌપદીની ધર્મનિષ્ઠા

ભારતસમ્રાટ મહારાજા યુધિષ્ઠિરે જ્યારે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે યજ્ઞસ્થળમાં એક ઘંટ લટકાવ્યો હતો અને એવી ગોઠવણ કરી હતી કે, યજ્ઞ પૂરો થતાંવારજ ઘંટ પોતાની મેળે વાગવા લાગશે. યજ્ઞની પૂર્ણાહુતિ થઇ ગઇ; પરંતુ ઘંટ વાગ્યો નહિ. બધા એકબીજાના મોંસામું ઝાંખવા લાગ્યા. યજ્ઞેશ્વર શ્રીકૃષ્ણ બોલી ઉઠયા "જુઓ તો ખરા, આટલામાં કોઇ ભૂખ્યું તો નથી રહ્યું ?" તપાસ કરતાં જણાયું કે, નજદીકમાં એક સાધુ નિમંત્રણ મળ્યા છતાં પણ ભોજન લેવા આવ્યો નહોતો. ભીમને તેને તેડી લાવવા સારૂ મોકલવામાં આવ્યો. સાધુએ કહ્યું:— "અશ્વમેધ યજ્ઞનું ફળ મને અર્પણ નહિ કરો ત્યાંસુધી હું જમવાનો નથી." શ્રીકૃષ્ણ એ વખતે જરા ખસી ગયા. પાંડવોએ સગાંસંબંધી અને બંધુબાંધવોની હત્યાના પાપનું નિવારણ કરવા સારૂ આટલો મોટો યજ્ઞ કર્યો હતો, એટલે તેઓ એનું ફળ બીજાને આપી દેવા આનાકાની કરવા લાગ્યા. બધાને ગભરાયલા જોઇને દ્રૌપદીએ કહ્યુંઃ—"તમે બધા અમુંઝણમાં શા સારૂ પડયા છો ? હું જાતે જઇને સાધુને મનાવી આવું છું." ખરેખર થયું પણ એમજ. તરતજ દ્રૌપદી સાધુને તેડી આવી તેને જમાડવામાં આવ્યો, એટલે યજ્ઞ

સમાપ્ત થયાની ખબર આપનારો ઘંટ પોતાની મેળે વાગી ઉઠયો. દ્રૌપદીને પણ સાધુએ અશ્વમેધનું ફળ આપવાસંબંધી વાત કહી હતી. દ્રૌપદીએ એને ઉત્તર આપ્યો હતો કે:–"એક અશ્વમેધ તો શું પણ હજાર અશ્વમેધનું ફળ હું આપને અર્પણ કરૂં છું. સાધુનાં દર્શન કરવા ગયાથી ડગલે ડગલે અશ્વમેધનું ફળ મળે છે. હું સાધુને તેડવા સારૂ હજાર કરતાં પણ વધારે ડગલાં આવી છું; માટે મને હજાર અશ્વમેધનું ફળ મળ્યું છે." આ ઉત્તરમાં રહેલી દ્રૌપદીની ભક્તિ તથા સમયસૂચકતાથી પ્રસન્ન થઇને સાધુ તેમની સાથે સાથે ભોજન કરવા સારૂ આવ્યો હતો.

# ૪૪—जपनो महिमा अने महेतरनो वैराग्य

"यज्ञानां जपयज्ञोऽस्मि"

એક રાજાના મહેલમાં એક મહેતરાણી નોકર હતી. એક દિવસ તેનું શરીર ઠીક નહિ હોવાથી તેણે પોતાના પતિ મહેતરને કહ્યું:–"આજ મારે બદલે તમેજ બૈરીનાં લુગડાં પહેરીને મહેલની સફાઇ કરી આવજો. ઘુમટો કાઢીને જશો એટલે કોઈ પકડી શકશે નહિ. આજ મારાથી જવાય એમ નથી અને ગંદકી વધી પડશે તો બૂમાબૂમ થઇ પડશે." મહેતરે એજ પ્રમાણે કર્યું; પરંતુ મહેલમાં રાણીનાં દર્શન થવાથી તેને મૂર્છા આવવાની તૈયારી થઈ હતી. મહેતરે ઘેર આવીને મહેતરાણીને બધી વાતચીત કહી અને જણાવ્યું કે, રાણીને એક વાર ફરીથી નિહાળવાને મારૂં મન ઝંખે છે. મહેતરાણીએ કહ્યું:–"એમાં તે શી મોટી વાત છે? હું રાણીજીને અરજ ગુજારીશ એટલે એ જરૂર તમને દર્શન આપશે." મહેતરાણીએ રાણીસાહેબ પાસે જઇને એ બાબત વિનતિ કરી. રાણીને પ્રથમ તો ઘણોજ ગુસ્સો ચડયો; પરંતુ મહેતરાણીની ઘણી આજીજી સાંભળીને તેના હૃદયમાં દયા ઉપજી. તેણે કહ્યું:–"હું એને દર્શન દઈશ, પરંતુ એ પુરુષ હોવાથી મારા મહેલમાં તો કદિ આવીજ ન શકે. તું એને કહેજે કે, સાધુનો વેશ ધારણ કરીને રાજધાનીથી ઘણે છેટે જઈને બેસે. હું રાજાજીની આજ્ઞા લઈને દાસીઓ સાથે મ્યાનામાં બેસીને જઈશ અને પ્રકટરૂપે તેને દર્શન દઈશ." મહેતરાણીએ ઘેર જઇને પતિને એ વાત કહી. મહેતરે તેની સૂચના પ્રમાણે સાધુનો વેશ ધારણ કર્યો. પેલી તરફ રાણીજીએ રાજાને

વિનતિ કરી કે,ગામબહાર કોઈ સારા સાધુ પધાર્યા છે,તેમનાં દર્શન કરવાની મારી અભિલાષા છે. રાજાએ પોતાના દૂત મોકલીને થોડા દિવસસુધી તપાસ કરાવી અને પછીથી એક દિવસ તેનાં દર્શને જવાની રાણીને રજા આપી. મ્યાનામાં બેસીને દાસદાસીઓસહિત મોટા ઠાઠપૂર્વક રાણી સાધુનાં દર્શન કરવા ગઈ.મહેતરાણી પણ સાથે ગઈ.આંખ મીંચીને મૌન ધારણ કરીને ધ્યાન-નિમગ્ન થયેલા સાધુરાજને જોઇને અનેકના મનમાં ભક્તિભાવ ઉત્પન્ન થયો. સાધુદર્શન કર્યા પછી બધાં આમતેમ ફરવા લાગ્યાં; એટલે રાણી અને મહે-તરાણી સાધુની પાસે ગયાં.મહેતરાણીએ કહ્યું:-" જે રાણીજીનાં દર્શન કરવાની તમને મરજી હતી તે રાણીજીને લઇને હું તમારી સ્ત્રી અહીંઆં આવી છું." મહેતરે જવાબ આપ્યો:-" તું એની એ મહેતરાણી છે અને તારી સાથે મહારાણીજી છે એ વાત ખરી; પણ ઇશ્વરકૃપાથી હું હવે પહેલાંનો મહેતર રહ્યો નથી. આજ લાગલાગટ પંદર દિવસ થયાં રાતદિવસ દુર્ગામાતાના નામનો જપ કર્યાથી મારા મનનો મેલ કપાઇ ગયો છે. માતાજીની પવિત્ર મૂર્તિજ મારા હૃદય આગળ રાતદિવસ રમી રહી છે. તે ઉપરાંત બીજું કાંઇ નિહાળવાની મને લાલસા નથી." મહેતરે ફરીથી આંખ ઉઘાડીજ નહિ. એને ખરેખર સિદ્ધભાવ પ્રાપ્ત થયો.

## ૪૫--उपदेशक संयमी होय तोज संयमनो उपदेश लागे.

એક બ્રાહ્મણ પોતાના આઠ વર્ષના પુત્રને એક સાધુની આગળ લઇ જઇને કહેવા લાગ્યો:-'મહારાજ! મારો આ છોકરો દરરોજ ચાર પૈસાનો ગોળ ખાય છે અને એટલો ગોળ નથી આપતા તો કંકાસ કરે છે. એનો કાંઇ ઉપાય બતાવો. સાધુએ ઉત્તર આપ્યો:-" એક પખવાડીઉં વીત્યા પછી છોકરાને લઇને પાછો મારી પાસે આવજે." બ્રાહ્મણ પંદર દિવસ પછી પાછો પુત્રસહિત સાધુની સેવામાં હાજર થયો. સાધુએ બાળકનો હાથ પકડીને મધુરસ્વરે કહ્યું:-"બેટા ! હવે ગોળ ખાઇશ નહિ અને કજીઓ પણ કરીશ નહિ." ત્યાર પછી પીઠ ઠોકીને તથા લાડથી તેની સાથે વાતચીત કરી તે સાધુએ તેને રજા આપી. બાળકે એજ દિવસથી ગોળ ખાવાનું તેમજ કંકાસ કરવાનું છોડી દીધું.

દશ બાર દિવસ પછી બ્રાહ્મણે સાધુની પાસે જઇને એ આશ્ચર્યકારક ફેર-

ફારના સમાચાર કહ્યા અને આગ્રહપૂર્વક પૂછ્યું કેઃ–"આપે એકવાર ઉપદેશ આપ્યાથીજ આટલો બધો ફેરફાર થઇ ગયો તો પછી પહેલેજ દિવસે એ ઉપદેશ નહિ આપતાં પંદર દિવસ પછી આવવાનું શા સારૂ કહ્યું ? એનું રહસ્ય શું છે ? તે જણાવીને મારી જિજ્ઞાસાને તૃપ્ત કરો. આપને તો વચનસિદ્ધિ છે" સાધુએ હસીને જવાબ આપ્યો:–" ભાઇ ! જે માણસ પોતે સંયમ પાળી શકતો નથી તેના ઉપદેશમાં બળ રહેતું નથી. હું ગોળને સારૂ રડતો નહોતો પણ ભોજનની સાથે થોડો થોડો ગોળ દરરોજ ખાતો હતો. એ ટેવ છોડી દેવાથી મનમાં કેટલી આકાંક્ષા થાય છે,તે મેં જાતે એક પખવાડીઆસુધી પરીક્ષા કરીને જોયું અને જ્યારે મારો અભ્યાસ દૃઢ થયો ત્યારે મેં ધાર્યું કે, તમારા પુત્રને દૃઢ ભાવથી સંપૂર્ણ મનોબળપૂર્વક ગોળ ખાવાનું છોડી દેવાનો ઉપદેશ આપવાનો હવે હું અધિકારી બન્યો છું." બ્રાહ્મણ પણ આ વાત સાંભળીને લજવાઈ ગયો અને તેણે ગોળ ખાવો છોડી દીધો. દૃઢ સાધના, સંયમ અને ત્યાગ એ ત્રણે વાનાં મળે છે ત્યારે સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

# ૪૬–परोणागत

હિંદુશાસ્ત્રમાં અતિથિનો ઘણો મહિમા ગાયો છે. શ્રાદ્ધકર્મ સમાપ્ત થયા પછી હિંદુગૃહસ્થ પોતાના પૂર્વજોને પ્રાર્થના કરે છે કે, अतिथिं च लभेमहि–મને અતિથિ મળજો.

કોઇ એક હિંદુ ગૃહસ્થને એક મુસલમાન સાથે સારી દોસ્તી હતી. એક દિવસ ઉનાળામાં એ મુસલમાન મિત્ર તેને ઘેર મળવા સારૂ ગયો. થોડી વાર પછી એને તરસ લાગી અને ચાકરને ઠંડુ પાણી લાવવા સારૂ કહ્યું; પરંતુ એક ક્ષણ પછી તેણે સાંભળ્યું કે, ચાકર ઘોડાવાળાને કહી રહ્યો છેઃ– "અલ્યા, તારો લોટો માંજીને પાણી લાવજે." આટલા શબ્દો કાને પડતાં-વારજ એ મુસલમાન ગૃહસ્થની તરસ છીપી ગઈ અને કાંઇ બહાનું કાઢીને એ તરતજ ત્યાંથી ઉઠીને પોતાને ઘેર ગયા; પરન્તુ એ બે જણા વચ્ચે સાચી દોસ્તી હતી તથા એ મુસલમાન ગૃહસ્થ ખરેખર ઉંચા મનના હતા, તેમણે પોતાના મિત્રના હિત સારૂ એક વખત વાતચીતમાં જણાવ્યું કે:– "સારા હિંદુના ઘરમાં થોડાક કોરા હુક્કા અને થોડાક માટીના પ્યાલા રાખી મૂકવા જોઇએ. એમ ધારો કે કોઇ નૈષ્ઠિક બ્રાહ્મણ તમારે ઘેર આવે

અને એને કોઇનો પીધેલો હુકકો તથા વાપરેલાં વાસણ ન ખપતાં હોય તો તમારે એવા પવિત્ર અતિથિના સત્કારને સારૂ કોરા હુક્કા અને માટીના પ્યાલા હમેશાં તૈયાર રાખવા જોઇએ." હિંદુ ગૃહસ્થને એ વાત વ્યાજબી લાગી અને એજ વખતે એમણે બે કોરા હુક્કા તથા આઠ પ્યાલા લાવી મૂકવાનો ચાકરને હુકમ આપ્યો. બેએક દિવસ પછી એ મુસલમાન ગૃહસ્થે તરસનું બહાનું કહાડીને એ હિંદુમિત્રને ત્યાં પાણી પીવા માગ્યું તથા જણાવ્યું કેઃ– "ભાઇ! તમે અમારે ઘેર ધાતુના વાસણમાં જળ પીતા નથી, માટે અમને પણ તમારે તમારા વાપરેલા વાસણમાં જળ આપવું જોઇએ નહિ. નૈષ્ઠિક બ્રાહ્મણને સારૂ તમે જે આઠ કોરા પ્યાલા મંગાવ્યા છે,તેમાંજ મારે સારૂ પાણી મંગાવો; કારણકે માણસ જૂદા ધર્મનો હોવા છતાં પણ અતિથિ હોય તો સૌથી ઉંચા દરજ્જાના માણસતરિકે આદરસત્કાર પામવાનો અધિકારી છે." હવે એ હિંદુ ગૃહસ્થને સાંભરી આવ્યું કે, શા કારણથી થોડાક દિવસ ઉપર એ મિત્ર જળ માગીને તરતજ ચાલ્યા ગયા હતા. માટીના પ્યાલામાં જળ આવ્યા પછી પોતાનો સંદેહ દૂર કરવા સારૂ તેમણે એ મુસલમાનમિત્રને પૂછ્યું:– "કેમ ભાઇ! એ દિવસે પુષ્કળ ગરમી પડતી હતી તોપણ તમે પાણી પીધા વગર મારે ઘેરથી ચાલ્યા ગયા હતા અને આજે માટીના પ્યાલાની વ્યવસ્થા થયા પછી વરસાદ હોવા છતાં તમે પાણી માગ્યું એનું શું કારણ?" મુસલમાન ગૃહસ્થ સ્મિતમુખે બોલ્યા:–"ભાઇ! એ દિવસે કદાચ તમારે કાને નોકરના શબ્દો નહિ પડયા હોય અથવા પડયા હશે તો તમારૂં ધ્યાન નહિ ખેંચાયું હોય. એ દિવસે એણે મારે સારૂ ઘોડાવાળાનો લોટો મંગાવ્યો હતો; એટલેજ મારી તૃષ્ણાનું નિવારણ થઇ ગયું હતું! હવે તમારે ત્યાં મારૂં માન સચવાય એવી અલાયદી ગોઠવણ થઈ છે, એટલે મને ફરીથી તરસ લાગી આવી." હિંદુ ગૃહસ્થે લજ્જા અને આનંદથી અશ્રુપૂર્ણ નેત્રે તે બંધુના હાથ પકડીને કહ્યું:– "ભાઈ! તમે મારા ખરા હિતૈષી છો. તમે મારો દોષ માફ કર્યો; એટલુંજ નહિ પરંતુ મને સૂચના કરીને યોગ્ય વ્યવસ્થા કરતાં શીખવ્યું એ આપની મોટાઈ છે."

આત્મસન્માનની લાગણી દરેક જ્ઞાતિ અને ધર્મના મનુષ્યોમાં અગાઉ કરતાં ઘણી તીવ્ર થઇ છે; માટે પરન્યાતનો કે પરધર્મી સ્નેહી આપણે ઘેર અતિથિતરિકે આવે ત્યારે આભડછેટને બહાને તેનું કોઈ રીતે મન દુભવવાનો કે અપમાન થવાનો પ્રસંગ ન આવે એ વાત ઘરનાં સ્ત્રીપુરુષોએ ખાસ લક્ષમાં રાખવી જોઇએ.

# ४७-औरंगझेब अने फकिर अर्मद

કાબૂલમાં હજુ પણ કાયદો છે કે, જે મુસલમાન નમાઝ ન પઢે તેને સજા થાય છે. ઔરંગઝેબ બાદશાહે પણ નમાઝ ન પઢનાર મુસલમાનને સજા કરવાની વ્યવસ્થા કરી હતી. એક દિવસ બાદશાહને કાને ખબર પહોંચ્યા કે, ફકિર અર્મદ નમાઝ પઢતો નથી. તરતજ બાદશાહે તેને પકડી મંગાવ્યો અને હુકમ આપ્યો કે, મારી સાથે જુમ્મામસ્જીદમાં નમાઝ પઢવા સારૂ ચાલ. ફકિર બાદશાહની આજ્ઞા માનીને સાથે ગયો. બાદશાહની પાસેજ તેને ઉભા રહેવું પડયું. નમાઝ શરૂ કરતાં પહેલાં પેશનમાઝ ( નિમાઝ ભણાવનાર પુરોહિત ) સાહેબે 'અલ્લા' શબ્દનો ઉચ્ચાર કર્યો, એટલે પેલો ફકિર બોલી ઉઠયો કેઃ-"તારો અલ્લા તારા પગની નીચે છે." અને એવું કહીને એ ત્યાંથી અગીઆરા ગણી ગયો. નમાઝ પૂરી થયા પછી બાદશાહે ઘણા ગુસ્સે થઇને તેને પકડી મંગાવ્યો અને ઇસ્લામધર્મનું અપમાન કરવાના ગુન્હાથી તેને દેહાંતદંડ ફરમાવ્યો. ફકિર બોલ્યોઃ-" બાદશાહ! મેં સાચી વાત કહી હતી. તમારા પેશનમાઝને બોલાવીને પૂછી જુઓ." બાદશાહે ગર્જનાપૂર્વક હુકમ આપ્યાથી એજ વખતે અને એજ સ્થાને એ બિચારા ફકિરનો શિરચ્છેદ થયો. એમ કહેવાય છે કે, ત્યારથી પોતાના મૃત્યુ સમયસુધી ઔરંગઝેબ બાદશાહ દિલ્હીમાં વાસ કરી શકયો નહોતો.

પેશનમાઝે એજ રાત્રે સ્વપ્ન જોયું કે, એક ઉજ્જવલ દેહધારી દેવદૂત તેના બિછાના આગળ ઉભો રહીને કરુણસ્વરે કહી રહ્યો છે કેઃ-તેં સાચી વાત કહી દઈને સાધુનો પ્રાણ કેમ બચાવ્યો નહિ ? જે વખતે તારા મોંમાંથી અલ્લાનો પવિત્ર શબ્દ નીકળતો હતો, તે વખતે તારા મનમાં શા વિચારો રમ્યા કરતા હતા ? તેં બાદશાહને તે કેમ જણાવ્યું નહિ અને જે ઠેકાણે તું ઉભો હતો તે જગ્યાનો પથ્થર ઉખેડીને શા સારૂ જોયું નહિ કે, એ ફકિરની વાત સાચી હતી કે ખોટી ? જે ફકિર અલ્લાસિવાય બીજા કશાને ઓળખતો નહોતો, જેના પ્રત્યેક શ્વાસોચ્છ્વાસમાં અલ્લા શબ્દ નીકળતો, જે રાતદિવસ અલ્લાનોજ વિચાર કરતો તેનો કપટી માણસોદ્વારા વધ કરાવ્યો ! ! ! "

આ સ્વપ્ન જોઇને પેશનમાઝ બેબાકળો થઇને જાગી ઉઠયો અને એક

કોદાળી તથા ફાનસ હાથમાં લઈને એકલો જુમ્મા મસ્જીદમાં ગયો અને જે પથ્થર ઉપર ઉભો રહીને પોતે નમાઝ પઢાવી રહ્યો હતો, તેને ઉખેડયો. જુએ છે તો એક નાના ઘડામાં કેટલીક સોનામહોરો ભરેલી છે. ફકિર પોતાને ધમકાવીને ચાલી ગયો. એ વખતે પોતાના મનમાં શા વિચાર આવી રહ્યા હતા, તે હવે તેને સાંભરી આવ્યા. નમાઝ પઢાવતી વખતે તેના મુખમાંથી અલ્લા શબ્દ નીકળતો હતો; પણ મનમાં એવો વિચાર ચાલતો હતો કે, ઘર આગળ છોકરી મોટી થઇ છે. તેનાં લગ્ન સારૂ કાંઇ જોગવાઇ કરવાની છે. એ સાધુએ કેવી સાચી વાત કહી દીધી કે જે પસાની તું ફિકર કરે છે તે તારા પગનીચે દાટેલા છે. આવી અલૌકિક શકિતવાળા પવિત્ર સાધુની હત્યા પોતાના પાપે થઈ એ વિચારથી પેશનમાઝના હૃદયને ઘણો ઉંડો ઘા લાગ્યો. તે ઘેર પાછો ફર્યો નહિ અને ફકિર બનીને ઈશ્વરનું ચિંતવન કરવામાં મન પરોવ્યું.

---

# ૪૮–पांच शिखोनां बलिदान

ગુરુ ગોવિંદસિંહે એક વખત પોતાના શિષ્યોમાં એવી ખબર ફેલાવી કે, મારા ઉપર નયનાદેવી પ્રસન્ન થયાં છે અને મેં એમની પાસેથી વરદાન પ્રાપ્ત કર્યું છે.આ વાતથી એમના શિષ્યો ઘણા પ્રસન્ન થયા;પરંતુ એ શિષ્યો પોતાની ખાતર કેટલે સુધી સ્વાર્થત્યાગ કરવા તૈયાર છે, એ જાણવાની ઇચ્છા થયાથી એમણે ઠેકાણે ઠેકાણે આજ્ઞાપત્ર મોકલી આપ્યાં કે, સંવત ૧૭૫૫ની ચૈત્રી પૂર્ણિમાને દિવસે આનંદપુરમાં એક મહોત્સવ થશે, તે પ્રસંગે બધાએ અવશ્ય પધારવું.

ગુરુ સાહેબનું આજ્ઞાપત્ર મળતાં દૂર દૂરથી આવીને શિષ્યવર્ગ એકઠો થવા લાગ્યો. નક્કી કરેલે દિવસે ગુરુ સાહેબે એક તંબુ ઉભો કરાવ્યો. પુષ્પ, તોરણ અને ચંદરવા બંધાવ્યા, એક વિશાળ સભામંડપ રચ્યો અને તેની પાછળ એક બીજો તંબુ ઉભો કરાવ્યો, જેના દ્વાર ઉપર એક પડદો નાખવામાં આવ્યો હતો. તે તંબુના અંદરના ભાગમાંથી છેક સભાગૃહ સુધી એક પાકી મોરી બંધાવી હતી અને કોઇ જાણે નહિ એમ પાંચ બકરાં ત્યાં આગળ ગુપ્ત રીતે બંધાવી રાખ્યાં હતાં.

જ્યારે દરબાર ભરાયો, મોટા મોટા માનમરતબાવાળા અને ધનવાન શિષ્યો જેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને અંત્યજજાતિસુધીના લોકો ઉપસ્થિત થયા અને પોતપોતાના સ્થાન ઉપર બેસી ગયા, ત્યારે ગુરુ સભાગૃહમાં પધાર્યા. બધા ઉભા થયા અને 'સત્યશ્રી અકાલ પુરુષકી જય.' 'વાહ ગુરુકી ફતેહ' એ શબ્દોથી ગુરુ સાહેબનો જયજયકાર ગજાવી મૂકયો. ગુરુ સાહેબે બધા શિષ્યોને સંબોધીને કહ્યું:–"ભાઈઓ! સત્યશ્રી અકાલ પુરુષના મહિમાથી અને આપ લોકોના પુણ્યબળથી શ્રી નયનાદેવીને પ્રસન્ન કરવા મેં જે યજ્ઞ આરંભ્યો હતો તે પૂર્ણ થયો છે; પરંતુ ધર્મના સંરક્ષણ અને દેશના ભાવી કલ્યાણને માટે દેવીએ મારી પાસે કાંઇક ભેટ માગી છે, તે ધરાવ્યાસિવાય તે પૂર્ણ તૃપ્ત થશે નહિ. એ ભેટ આપવી મારી શક્તિની બહાર છે અને તેથીજ આપલોકોને અહીં આવવાની તકલીફ આપી છે. મારી ખાત્રી છે કે આપ મને એ કાર્યમાં સહાય આપશોજ."

હાજર રહેલા શિષ્યોએ એકેઅવાજે કહ્યું:–"ગુરુ સાહેબની જે આજ્ઞા થશે તેનું પાલન કરવા અમે તૈયાર છીએ."

ગુરુ સાહેબે ફરીથી ભાષણ શરૂ કર્યું:–"તમારી દૃઢ આસ્થા છે કે આપ લોકો પોતાની પ્રતિજ્ઞાનું પાલન અવશ્ય કરશોજ. હવે તે ભેટનું વૃત્તાંત લક્ષપૂર્વક સાંભળો. દેવીજી મારી પાસે પાંચ શિષ્યોનું બલિદાન માગે છે, તો આપનામાં એવા કોઇ ગુરુના સાચા ભકત અને ધર્મને માટે પ્રાણ અર્પણ કરનારા છે કે જે ધર્મ અને દેશના કલ્યાણને માટે ભવાનીને ભોગ ધરાવવા પોતાનાં મસ્તક અર્પણ કરે."

એટલું કહી તેમણે મ્યાનમાંથી તલવાર ખેંચી. આ દૃશ્ય જોઇને ઘણાના હોશજ ઉડી ગયા; પણ લાહોરનિવાસી ભાઇ દયાસિંહ નામનો ક્ષત્રીવીર હાથ જોડીને ઉભો થયો. બધાની નજર તેના તરફજ ચોંટી હતી. તેણે કહ્યું: "ગુરુ મહારાજ! આપની કૃપાથી એક વાર તો શું પણ દશવાર મસ્તક આપવાને તૈયાર છું." એટલું કહી તે આગળ વધ્યો

ગુરુ સાહેબ તેને પોતાની સાથે તંબુની અંદર લઇ ગયા અને ત્યાં જે પાંચ બકરાં બાંધેલાં હતાં તેમાંના એકનું માથું કાપી નાખ્યું. રક્તધારા મોરીમાંથી વહેતી વહેતી સભામંડપમાં જઇ પહોંચી અને ગુરુ સાહેબ તે શિષ્યને અંદર બેસાડીને લોહીથી ખરડાયલી નાગી તલવાર હાથમાં

લઈ સભામંડપમાં આવી ઉભા અને બીજા બલિદાનને માટે માગણી કરી. આ વખતે ધર્મસિંહ જાટ, હિંમતસિંહ ભોઇ, મોહકમસિંહ રંગરેજ અને સાહેબસિંહ હજામ એમ ચાર જણાએ એકે એકે બલિદાન આપવાની ઈચ્છા જણાવી. ગુરુજીએ એમને એકે એકે અંદર લઈ જઈને એક એક નવા બકરાનું માથું કાપીને લોહીની નીકો વહેવરાવી. ત્યાર પછી એ પાંચે જણાને સ્નાન કરાવીને તથા એકસરખાં કિંમતી વસ્ત્ર પહેરાવીને અને ઢાલતલવાર બંધાવીને બહાર આણ્યા. આશ્ચર્યચકિત થયેલા શિષ્યવર્ગ આગળ તેમણે આ ભેદ ખુલ્લો કર્યો તથા એ પાંચ શિષ્યોને સંબોધીને કહ્યું:–" તમારૂં જીવન આજથી માતાજીને અર્પણ કરવામાં આવ્યું.આજથી તમે માતાજીના થઇ ચૂકયા. દેવીના કાર્યમાં, દુષ્ટોને દમવામાં અને ધર્મનું રક્ષણ કરવામાં તમારે રાતદિવસ લાગ્યા રહેવું જોઇએ. તમને પાંચે જણાને મારા એક એક હજાર સૈનિકોના સેનાપતિ બનાવવામાં આવે છે.

આત્મોત્સર્ગ એજ ખરેખરો નરબલિ છે. પશુની માફક ગમે તેને પકડીને બલિદાન આપવું એ બલિદાન નહિ પણ નરહત્યા છે. ધર્મની ખાતર આવા પ્રકારે અપાયલાં બલિદાનજ સારા નરબલિ છે. આ પાંચ મહાત્માઓએ મનને જરા પણ ચંચળ થવા દીધા વગર સ્વદેશ, સ્વધર્મ, અને ગુરુની આજ્ઞાપાલન ખાતર પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા. એ પાંચે જણાઓ ગુરુની તરફથી પોતાના સૈન્યસહિત શત્રુઓ સાથે ઘણી વીરતાપૂર્વક લડયા હતા અને રણભૂમિમાંજ મરણ પામ્યા હતા.

તેમના ઉદાહરણથી અનેક પુરુષોએ શિખધર્મની દીક્ષા લઇને દેશસેવામાં પોતાનાં જીવન અર્પણ કર્યાં હતાં.



## ४९--एक बंगाळी मुनसफनुं सत्य अने अस्तेय

બંગાળામાં નીલમાધવ બંદોપાધ્યાય નામના એક મુનસફ હતા. તેમણે પોતાની જીંદગીનો વીમો ઉતરાવ્યા પછી છ મહિનાની અંદર મધુ-પ્રમેહનો રોગ જ ણાયો. વીમો ઉતરાવતી વખતે દાક્તરોએ એમના શરીરની ખાસ તપાસ કરીને એમને નિરોગી ઠરાવ્યા હતા; પરંતુ રોગનો સૂત્રપાત અવશ્ય વીમો કરાવતા પહેલાંથી થઇ ચુકયો હતો; એટલે એ સમયે પોતાને નીરોગી ગણાવવા માટે પોતાને દોષી ગણીને એમણે વીમા કંપનીના વ્યવસ્થાપકોને લખ્યું કે, વીમા કંપનીએ મારા મૃત્યુ પછી વીમાના રૂપિયા ચુકવવાની જરૂર નથી.

કેટલાકો આ કાર્યને દોઢડાહ્યાપણું અથવા તો રોગની અવસ્થામાં થયેલા ચિત્તવિકારનું પરિણામ કહેશે; પણ આર્યશાસ્ત્રો અસ્તેય (ચોરી નહિ કરવી) અને ગમે તેટલા જોખમે પણ સત્ય બોલવું. એ બાબતનો ઉપદેશ એટલી બધી સાવધાનતાપૂર્વક આપીને આપણા પૂર્વજોના ચરિત્રને દૃઢ બનાવી ગયા છે કે, એની અસર હજુ પણ કોઈ કોઇ હિંદુઓમાં સંપૂર્ણ-રૂપે દીઠામાં આવે છે.

## ५०--स्वदेशनी खातर शोकदमन

ઈ૦ સ૦ ૧૮૭૪માં પ્રસિદ્ધ દેશભકત સાધુચરિત આનંદમોહન બસુ વિલાયતથી બેરિસ્ટર થઇને પાછા આવ્યા. તેજ અરસામાં અથવા તો થોડુંક આગળ પાછળ જગવિખ્યાત વકતા સુરેન્દ્રનાથ બન્દોપાધ્યાય સરકારી નોકરી-માંથી મુક્ત થઇ દેશસેવાનું વ્રત લઈને કલકત્તામાં આવી વસ્યા. બેરિસ્ટર મનોમોહન ઘોષને ત્યાં એ બધા દેશભકતોની બેઠક જામતી. એમણે વિચાર્યું કે દેશની રાજનૈતિક અવસ્થા સુધારવા, લોકોનાં સંકટો સરકારની સન્મુખ રજુ કરવા તથા દેશજનોને તેમની ખરી સ્થિતિનું ભાન કરાવવા સારૂ એક સભાની આવશ્યકતા છે. એટલા સારૂ ભારતસભાના નામની એક સભા સ્થાપવાનો નિશ્ચય થયો. ઈ૦ સ૦ ૧૮૭૬માં એટલે કે આપણી કોંગ્રેસના

જન્મથી નવ વર્ષ પૂર્વે એ સભાની સ્થાપના થઇ. જે દિવસે એ સભાનું વાસ્તુ હતું અર્થાત્ એની સ્થાપનાનો પ્રથમ દિવસ હતો, તેજ દિવસે સુરેન્દ્રનાથ બાબુના પુત્રનું અકાળ મૃત્યુ નીપજ્યું એ વખતે તે એમને એકનો એક પુત્ર હતો. સભામાં એકઠા થયેલા અસંખ્ય લોકો પ્રજાના આ નેતા ઉપર આવી પડેલી આપત્તિથી શોક કરવા લાગ્યા અને એમનું ઓજસ્વી ભાષણ સાંભળ્યા વગર આજે પાછા જવું પડશે જાણી નિરાશ થવા લાગ્યા; પણ એમની એ નિરાશા વધુ વખત ટકી નહિ. થોડા સમયમાં જુએ છે તો સભાના નક્કી કરેલા સમયે સુરેન્દ્ર બાબુ ત્યાં પધાર્યા છે. પુત્રવિયોગ જેવા પાષણહૃદયને પણ પીગળાવી નાખનાર સંતાપને એમણે પોતાના હૃદયમાંજ છુપાવી દીધો અને મુખ ઉપર સ્વદેશસેવાનો ઉત્સાહ ઝળકી રહ્યો. એ દૃશ્ય જોઇને બધા શ્રોતાઓ સ્તંભિત થઇ ગયા. પ્રજાનાં દુઃખનું વર્ણન કરતાં ક્ષોભ અને દુઃખ સાથે એમણે એ દિવસે એવું સરલ વ્યાખ્યાન આપ્યું કે, સભાસ્થળ જાણે વિદ્યુતચકિત થઇ ગયું. ધન્ય છે સુરેન્દ્ર બાબુને ! અંગત સુખદુઃખ રાગ-દ્વેષ, અને મોહમાયાનો ત્યાગ કરીને અનન્યભાવથી દેશસેવા કરનારા મહાપુરુષોજ આપણી ભક્તિને પાત્ર છે.

## ૫૧–कृष्णदास पालनो बंधुभाव

કૃષ્ણદાસ પાલ બંગાળાના મહાપુરુષ હતા. ભાષણો, લેખો, દેશહિતૈષી સભાઓની સ્થાપનાદ્વારા તેમણે દેશનું ઘણું હિત કર્યું હતું. એ સરકારની ધારાસભાના સભાસદ પણ હતા. જ્યારે એ પોતાના જૂના રોગથી મૃત્યુ-શય્યામાં પડયા હતા, ત્યારે એમના એક સ્નેહીએ કહ્યું:–"આપે બધી દવાઓ અજમાવી જોઈ. એક વાર દાકતર મહેન્દ્રલાલ સરકારની ઉત્તમ હોમીઓ-પથી દવા કરી જુઓને." કૃષ્ણદાસ પાલે ઉત્તર આપ્યો કે:–" આ રોગ મને લાંબા વખતથી છે અને એ એટલો બધો વધી ગયો છે કે, આ મંદવાડમાંથી હવે કોઇ પણ પ્રકારે બચી શકાય તેમ નથી. મહેન્દ્ર બાબુ મારા પરમ ઇષ્ટમિત્ર છે. આવો ખરાબ કેસ તેમના હાથમાં સોંપીને નાહક એક મિત્રના અપયશનું કારણ બનીશ નહિ.

# પર—નિઃસ્પૃહ બ્રાહ્મણની કુશળતા

ત્રિપુરારાજ્યના કોઈ એક મહારાજા એક સમયે કેટલાંક કારણોને લીધે દેવામાં ડૂબી ગયા હતા. એમના ગુરુ એક ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ હતા. સહ-કુટુંબ રાજમહેલમાંજ એક સ્થળે તેઓ રહેતા હતા. પોતે કાંઇ પણ ધન એકઠું કરતા નહિ. મહેલમાંથી સીધું આવતું તેનાથીજ ભરણપોષણ કરતા. બધાને વિપત્તિના સમયમાં મિત્રની માફક મદદ કરતા. રાજ્યમાં બધા એમનાપ્રત્યે ભક્તિ રાખતા. મહારાજા દરરોજ એક સુવર્ણમુદ્રા દક્ષિણામાં આપીને તેમને પ્રણામ કરતા. એ સુવર્ણમુદ્રા રાજગુરુતરફથી ગરીબોને વહેંચી દેવામાં આવતી. એક દિવસ પોતાના ઉપર ચઢી ગયેલા ઋણનો વિચાર કરતાં મહારાજાએ ગુરુ-દેવને પ્રણામ કર્યા, ત્યારે એમનું મુખ ઉતરી ગયેલું હતું. ગુરુદેવે મહારાજાને કહ્યું:—"આજે મારે કોઈ નવી જાતની દક્ષિણા જોઈએ છે." ભક્તિભાજન નિર્લિપ્ત ગુરુદેવને ન અપાય એવું કશુંએ નથી, એવું વિચારીને મહારાજા બોલ્યા:— "બધું આપવાનુંજ છે, જે માગશો તે આપીશ." ગુરુ બોલ્યા:—"તારૂં સર્વસ્વ મને આપી દે અને મારો પ્રસાદ ખાઇને રાજમહેલમાં રહે; પરંતુ આ દાનની વાત કોઈની પણ આગળ કરીશ નહિ. કેવળ એટલું-જ કરજે કે, પોતાની આવક તથા ખર્ચની બાબતમાં કોઇ હુકમ તું તારી ઇચ્છાનુસાર જારી કરીશ નહિ. બધી બાબતમાં મારી આજ્ઞાનુ-સાર ચાલવું પડશે. તારૂં દેવું ચુકવવાની વ્યવસ્થા હું કરીશ." દેવાની ચિન્તામાં ગરકાવ થઇને દુઃખી થયેલા મહારાજાએ એ બધું સ્વીકાર કર્યું, તેથી એમના હૃદયનો ભાર કાંઇક ઓછો થયો અને શાન્તિ વળી. એ પછી ગુરુદેવ રાજમહેલના સદર દરવાજા આગળ જઈને બેઠા અને બધા અમલદારોને પોતાની પાસે બોલાવીને આવી વિપત્તિના સમયમાં સ્વામીને મદદ કરવાનો ઉપદેશ આપ્યો. ગામના આગેવાન લોકોને બોલાવી ને મહારાજાનું કરજ પતાવવા સારૂ થોડુંક ઉઘરાણું કરવાનું કહ્યું. અત્યાચારી અમલદારો તો એમની ધાકથી તરતજ ઠેકાણે આવી ગયા. પ્રપંચી અને ચોર નોકરો રાજીનામું આપીને ચાલ્યા ગયા. ગેરવ્યાજબી ખર્ચ બધું બંધ કર્યું. પ્રજાના અભાવો જાણવાનો પ્રયત્ન કર્યાથી તથા તેમની ફરિયાદોનો યોગ્ય ન્યાય આપવાથી રાજ્યમાં શાન્તિ અને ઉન્નતિ થઈ. આવક પણ

વધી. એવી રીતે થોડાકજ સમયમાં બધું કરજ પાઇએ પાઇ ચુકવી આપવામાં આવ્યું ત્યાર પછી ગુરુદેવે એક બિલિપત્ર ઉપર આખા રાજ્યની સંપત્તિનું બક્ષીસપત્ર લખીને આશીર્વાદસ્વરૂપ રાજાને આપી દીધું. મહારાજાએ કહ્યું:–"ગુરુજીને આપેલી સંપત્તિ મારાથી પાછી લેવાય નહિ." ગુરુદેવે કહ્યું:– "મારો પ્રસાદ ગ્રહણ કરવામાં આનાકાની કરીશ નહિ. ધર્મમાર્ગમાં રહીને ફરીથી પોતાને હાથે રાજકાર્ય ચલાવજે."

રાજાના ઉપલા દાનની અને રાજ્ય તેમને પાછું મળ્યાની વાર્તા કોઇને પણ કહેવાની મના ગુરુએ કરેલી તે છતાં પણ તેનું રહસ્ય ધીમે ધીમે ઘણાઓના જાણ્યામાં આવ્યું. એવા પરહિતવ્રતધારી સંયમી, શકિતપૂર્ણ અને બ્રહ્મતેજસંપન્ન ગુરુઓના આવિર્ભાવથીજ હિંદુસમાજ ફરીથી ઉન્નતિ કરી શકશે.

## ૫૩—धार्मिक शिक्षणविनाना कॉलेजना शिक्षणनुं परिणाम

રાજા રામમોહન રાય ધર્મવિહીન શિક્ષણ તરફ ભયની દૃષ્ટિથી જોતા હતા. એક દિવસ કલકત્તાની હિંદુ કૉલેજ ( જેમાં ધાર્મિક શિક્ષણનો પ્રબંધ નહોતો)ની સ્થાપના થયા પછી કોઇએ તેમને આવીને કહ્યું. કે:–"દિવાનજી ! અમુક માણસ અગાઉ હતો અનેક દેવદેવીઓને ઇશ્વર માનનારો, ત્યાર પછી એ પ્રકૃતિમાં ઇશ્વરનો અવિર્ભાવ જોનારો અને અવતાર આદિમાં ન માનનારો હવે તે નાસ્તિક બન્યો છે." રામમોહન રાયે હસીને કહ્યું:–"મને એમ લાગે છે કે છેવટે એ બનશે પશુ."

# ૫૪--સત્સંગનો મહિમા

પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં કહ્યું છે કે; સાધુપુરુષનો સંગ ઘડીભર થાય તોપણ (ખરા અધિકારીને માટે) એ ભવસાગરમાં તરવાની નૌકારૂપ બને છે, તે વાત ખરી છે. એક ગામમાં એક વાણીઓ હાથમાંથી થોડીક ચીજો ખરીદવા સારૂ ગયો હતો. એ ગામડામાં એણે નાણાં ધીર્યાં હતાં તેની ઉઘરાણી પણ કરવાની હતી. ખાતાદારને ત્યાં જઈને ખબર કાઢી તો એ કથા સાંભળવા ગયો હતો. વાણીઓ ત્યાં પહોંચ્યો અને ભગતોની ઠઠ જામી હતી તેની પછાડી જઇ બેસીને મને કે કમને કથા સાંભળવાની તેને ફરજ પડી. એ વખતે રાત ઘણી પડી ગઈ હતી અને દોઢ ગાઉ મજલ કાપવાની હતી. વાણીઆને એક મજુરની જરૂર પડી. તેણે કહ્યું:—"આ મારી ગાંસડી ઉંચકીને કોઈ મારી સાથે આવશે ? હું તેને મજુરી આપીશ." ભાગવત સાંભળનારાઓમાંથી કોઇ મજુર મળી આવ્યો નહિ. એક મેલાં અને ફાટયાં તૂટયાં વસ્ત્ર પહેરેલો એક માણસ ખુણામાં બેઠો હતો. તેને વ્યાસે કહ્યું:—" તમે એની પોટલી લઇ જાઓ, મજુરી મળશે." મલિન વેશધારી કોઈપણ પ્રકારની ઉદાસિનતાના ચિન્હવગરનો એ મહાપુરુષ મનમાં વિચારવા લાગ્યો:—"બીજાનું કામ કરી છૂટવું એ તો મારી ફરજ છે અને તેમાં એ મહારાજે તો મને હરિકથા સંભળાવી છે એટલે એમનું વચન પણ માનવું જોઇએ. બીજા ગૃહસ્થો તો મહારાજને ભેટ પણ મૂકે છે. મારાથી તો કાંઇજ મૂકાયું નથી." એવું વિચારીને તેણે કહ્યું:—" મહારાજ ! હું પણ એજ તરફ થઇને જવાનો છું. મજુરી આપવાની કાંઈ જરૂર નથી." મહાત્મા પોટલું ઉંચકીને વાણીઆની સાથે. ચાલવા લાગ્યા વાણીઓ મનમાં ઘણો ખુશ થયો કે, આ પણ ઠીક ઘાટ બન્યો. એને રસ્તાભેગો રસ્તો છે એટલે ઝાઝી મજૂરી નહિ આપવી પડે;તોપણ ઉપર ઉપરથી બોલ્યા:—"ના,ના,એમ તે ચાલે, મજુરી તો લેવી પડશે" સાથે જનારો મહાપુરુષ મજૂર વણિકના કઠણ કાળજામાં ધનલોભસિવાય બીજો કોઈ ભાવ નથી, એ જાણીને ઘણોજ દિલગીર થયો. હવે એણે ધીમે ધીમે એ શઠ વાણીઆને ધર્મનો ઉપદેશ દેવા માંડયો."એક કલાક પણ સાધુસંગમાં ગાળ્યો હોય તો યમરાજ એક હજાર કલાકસુધી સ્વર્ગવાસ કરવા દે છે; માટે બની શકે તેટલો સાધુસંગ કરો." ઘણા

આગ્રહપૂર્વક એ મહાપુરુષ એની એ વાત ફરી ફરીને કહેવા લાગ્યો, એટલે વાણીઆનું મન પીગળ્યું. એણે મનમાં ધાર્યું કે વખત આવ્યે સત્કર્મ અને સાધુસંગ બન્ને વાનાં કરીશ; પરંતુ મહાપુરુષ એનું પોટલું પહોંચાડીને મજૂરી માગ્યાવગરજ પાછો ફર્યો, ત્યારે પૈસા બચવાથી વાણીઆના હર્ષનો પાર રહ્યો નહિ.

ત્યાર પછી ઘણે વર્ષે કોઇ પણ પ્રકારનો સાધુસંગ કે સત્કર્મ કર્યા વગરજ એ વાણીઆનું મૃત્યુ થયું. આખો જન્મારો વ્યાજ ખાધું તથા લોકોને સોદો આપવામાં ભાવમાં તથા તોલમાં છેતરવું એ વગર બીજું કામ એણે કર્યું નહોતું અને દોલત ઘણી વધી ગઇ હતી. મૃત્યુ પછી યમરાજે તેને કહ્યું:—"પેલા મજૂર સાથે તેં એક કલાક સાધુસંગ કર્યો છે, તેના બદલામાં તને એક હજાર કલાકસુધી સ્વર્ગવાસ કરવા દેવામાં આવશે. ત્યારપછી જમના માર પડશે." વાણીઆને હવે એ મહાપુરુષે વારંવાર આપેલો ઉપદેશ સાંભરી આવ્યો. હવે દયા ઉપજાવે એવા સ્વરે, મહાપુરુષના દર્શનની ઇચ્છાથી બોલી ઉઠયો:—"હજાર કલાક સ્વર્ગવાસ કરવાને બદલે મને એક કલાક પુણ્યમય લોકમાં સાધુઓના સંગમાં રહેવા દો." પોતાનીજ ઇચ્છાથી જેણે તેનું પોટલું ઉંચકીને તેના કલ્યાણને સારૂ એટલી બધી કાળજી રાખી હતી, તેને એકવાર મળીને પછી, યમરાજનો માર સહન કરીશ. એ ઇચ્છા એના મનમાં પ્રબળ હતી. યમરાજે એની વિનતિ સ્વીકારીને એજ પ્રમાણે વ્યવસ્થા કરી. વણિક ત્યાં જઇને જુએ છે તો એ મજુર મહાપુરુષ તથા બીજા કેટલાક ઉજળાં દિવ્ય શરીરવાળા મહાત્માઓ બ્રહ્મચિંતનમાં અને હરિકથામાં નિમગ્ન છે. એમની સાથે રહેવાથી તથા કથા સાંભળવાથી ધીમે ધીમે એનામાં પણ સારાખોટાનો વિવેક ઉત્પન્ન થયો. સંસારના અનિત્ય પદાર્થો ઉપર વૈરાગ્ય ઉપજ્યો અને જ્ઞાનલાભની ઇચ્છા ઘણીજ પ્રબળ થઇ. ત્યાં સાધુસંગને લીધે શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ, શ્રદ્ધા અને સમાધાનરૂપી સાધનોની સંપત્તિ તેને પ્રાપ્ત થઇ અને મોક્ષની ઇચ્છા પણ ઉત્પન્ન થઇ. અનન્ય ચિત્તે એમાં ને એમાંજ એ પ્રવૃત્ત રહ્યો, એટલે યમરાજની પાસે પાછા ફરવાનું પણ એને સાંભર્યું નહિ. નિર્મળ ચિત્તના સાધુઓ જે જ્યોતિર્મય શુભ્ર આત્માનો શરીરની અંદર સાક્ષાત્કાર કરે છે, તેને એ વણિક તપ, સત્યનિષ્ઠા બ્રહ્મચર્ય અને જ્ઞાનદ્વારા પ્રાપ્ત કરી શક્યો.

આ પ્રમાણે પુણ્યલોકમાં એ વણિકે બ્રહ્મવેત્તા થઇને મુક્તિ મેળવી. યમદૂતો એ પુણ્યલોકમાં પ્રવેશ કરી શકતા નથી;એક કલાક પછી દૂતો તેને બહાર લાવવા ગયા, ત્યારે યમરાજેજ ના કહી.જે સ્થાને સાધુસંગ, હરિકથા,વેદાન્તચર્ચા અને પરબ્રહ્મની ચિંતા થયા કરે છે તે સ્થાનમાં ખરેખરો પસ્તાવો કરનારા લોકો આશ્રય લે તો યમદૂતોને તેમના ઉપર હુમલો કરવાનો કાંઇજ હક્ક નથી.

# ૫૫–પ્રાચીન કાળનો આદર્શ વિદ્યાર્થી ઉદ્દાલક

પૂર્વકાળમાં વિદ્યાર્થીઓ ઋષિઓને ઘેર ભણવા સારૂ રહેતા હતા. તેમને જ્યારે પરીક્ષા લીધાથી ખાત્રી થતી કે, અમુક શિષ્યનો શાસ્ત્ર અને ગુરુવાક્ય ઉપર પૂરો વિશ્વાસ બેઠો છે તથા શાસ્ત્રનું રહસ્ય જાણવા સારૂ તેને ઘણી ઉત્કંઠા થઇ રહી છે, ત્યારે તેઓ તેની યોગ્યતા મુજબ શાસ્ત્રોનું રહસ્ય શીખવતા. તેઓ તપના બળથી વિશુદ્ધ અંતઃકરણના હતા અને યોગ્ય શિષ્યને એવા પ્રેમથી ભણાવતા કે થોડા પ્રયત્નથી શિષ્યને એવી અઘરી વિદ્યાઓનું જ્ઞાન થઇ જતું.

આયોદ ધૌમ્ય નામના એક ઋષિ હતા. એમણે પંચાલ દેશના આરુણી નામના શિષ્યને એક દિવસ હુકમ કર્યો કે, ખેતરમાં જઇને ક્યારાઓમાંથી પાણી નીકળી ન જાય એવી એક પાળ બાંધી આવીને ઘેર પાછા આવો.ગુરુની આજ્ઞા માથે ચડાવીને આરુણી તરતજ ખેતરમાં ગયો; પણ ઘણી મહેનત કર્યા છતાં પણ પાણી રોકાય એવી પાળ બાંધી શક્યો નહિ; પરંતુ ગુરુની આજ્ઞાનું પાલન કરવું જરૂરનું સમજતો હતો,એટલે બીજો કોઇ ઉપાય નહિ સૂઝવાથી, જ્યાંથી પાણી નીકળી જતું હતું ત્યાં આગળ પોતેજ આડો સૂઇ જઇને પાણીને રોક્યું.રાત પડી પણ આરુણી ઘેર ન ગયો,ત્યારે ઋષિ બીજા વિદ્યાર્થીઓને લઇને ખેતરમાં ગયા. ત્યાં આગળ પણ આરુણીને દીઠો નહિ, એટલે મોટે સાદે બૂમ પાડી:–"બેટા આરુણી! અહીંઆં આવ." આ પ્રમાણે ગુરુજીને પ્રેમપૂર્વક બોલાવતા સાંભળીને આરુણી ત્યાંથી ઉઠીને દોડતો દોડતો આવ્યો અને ગુરુજીને પ્રણામ કરીને બોલ્યો:–"મહારાજ! ખેતરમાંથી પાણી બહાર નીકળી જતું હતું, તેને ખાળવાનો બીજો ઉપાય નહિ જડવાથી મેં મારા સ્થૂળદેહનેજ ત્યાં આગળ આડો નાખ્યો. હવે શું કરૂં તેની આજ્ઞા આપો." આરુણીના આ આચરણથી પ્રસન્ન થઇને ધૌમ્ય ઋષિ બોલ્યા:–"બેટા! તું

હમણાં ક્યારાની પાળમાંથી ઉઠીને આવ્યો છે, માટે તારૂં નામ ઉદ્દાલક-તરિકે આજથી પ્રસિદ્ધ થશે અને તેં સરળ હૃદયથી મારી આજ્ઞાનું પાલન કર્યું છે માટે તારૂં કલ્યાણ થશે. વેદ વેદાંગ વગેરે વિદ્યાઓ તને સહેલાઇથી આવડી જશે." ગુરુજીની પ્રીતિ તથા પોતાની શક્તિના બળથી ઉદ્દાલક આગળ જતાં મહાતપસ્વી ઋષિતરિકે પ્રખ્યાત થયો.

## ૫૬--प्राचीन काळनो आदर्श विद्यार्थी उपमन्यु

આચોદ ધૌમ્યના બીજા એક શિષ્યનું નામ ઉપમન્યુ હતું. ગુરુએ તેને ગાયો ચારવાનું કામ સોંપ્યું હતું. એ વખતમાં ગુરુઓ વિદ્યાર્થી પાસેથી ફી તો લેતાજ નહોતા. શિષ્યો પણ ગુરુના ઘરનું બધું કામકાજ વારાફરતી કરવામાં માન સમજતા હતા. ઉપમન્યુ પણ દરરોજ ગાયો ચરાવીને સાંજે ઘેર આવીને ગુરુજીને પગે લાગીને ઉભો રહેતો. ગુરુ એને કાંઇ ખાવાનુ. આપતા નહિ, પરંતુ એમ છતાંયે ઉપમન્યુ દરરોજ હૃષ્ટપુષ્ટ થતો જતો હતો, તેથી એક દિવસે ગુરુજીએ પૂછ્યું:-"બેટા! તું તો હૃષ્ટપુષ્ટ જણાય છે? તું ખાય છે શું?" શિષ્યે ઉત્તર આપ્યો:-"હું ભિક્ષા માંગી લાવીને સાંજે થોડુંક ખાઈ લેઉં છું."

ગુરુએ કહ્યું:-"મારી રજાવગર તારે ભિક્ષા પણ માગવી જોઈએ નહિ અને રજાથી માગવામાં પણ જે કાંઈ મળે તે તો ગુરુને અર્પણ કરવાનો શાસ્ત્રનો નિયમ છે; માટે તારે આજથી એ પ્રમાણે ચાલવું." શિષ્ય ઉપમન્યુ-એ તે પ્રમાણે ચાલવાનું કબૂલ કર્યું અને બીજે દિવસથી જે કાંઇ ભિક્ષા મળે તે ગુરુજીને અર્પણ કરવા માંડી; પરન્તુ ગુરુદેવ એને એમાંથી કાંઇ પણ આપતા નહિ. આવી સ્થિતિમાં પણ શિષ્યનું શરીર લેવાઇ ગયું નહિ, ત્યારે એમણે ફરીથી એનું કારણ પૂછ્યું.શિષ્યે ઉત્તર આપ્યો કે:-"એકવારની ભિક્ષા આપને આપી દઉં છું અને બીજી ટંકે જે ભિક્ષા મળે છે તે હું ખાઉં છું." ગુરુજી બોલ્યા એ તો તું ઘણુંજ ગેરવ્યાજબી કામ કરે છે,એથી તો તું બીજા વિદ્યાર્થીના પેટ ઉપર પગ મૂકે છે. ગૃહસ્થાશ્રમીઓ કેટલી વાર ભિક્ષા આપે? માટે શાસ્ત્રમાં એવું કહ્યું છે કે, ભિક્ષા માગવી તો પોતાના એક વખતના ભોજનપૂરતીજ માગવી. ભિક્ષા માગવાનો શોખ ઘણો વધી પડે તો લોભીઆ થવાય અને ધર્મભ્રષ્ટ થવા વારો આવે." ગુરુના વાક્યથી

ઉપમન્યુએ બીજી વાર ભિક્ષા માગવાનું માંડી વાળ્યું; એમ છતાં પણ એનું શરીર પહેલાંના જેવુંજ પુષ્ટ જોઇને ધૌમ્ય ઋષિએ પૂછ્યું:–"હવે તું શું ખાય છે ?" શિષ્યે ઉત્તર આપ્યો:–"ભુખ ખમાતી નથી એટલે વાછરડાંઓના પીતાં વધેલું ગાયોનું દૂધ હું પી જાઉં છું." ગુરુ બોલ્યા:–"મારી રજાવગર ગાયોનું દૂધ પીવું એ પણ અયોગ્ય છે."ત્યારથી બિચારા શિષ્યે એ પ્રમાણે દૂધ પીવાનું પણ છોડી દીધું. ત્યાર પછી પણ શિષ્યનું શરીર કાંઇ ખાસ લેવાઈ ગયું નહિ. ત્યારે ગુરુએ પૂછયું:–" અલ્યા હવે તું શું ખાઇને જીવે છે ? " શિષ્યે ઉત્તર આપ્યો:–"વાછરડાંઓ દૂધ પીતાં પીતાં ફીણ પાછું કહાડે છે. એ ફીણુ પીને જીવું છું." ગુરુએ કહ્યું:–"એ પણ અન્યાય છે;કેમકે તારા ઉપર સ્નેહ હોવાથી વાછરડાંઓ વધારે ફીણ કહાડતાં હશે, તેથી એમને નુકસાન થાય." એ પ્રમાણે બધી જાતના આહાર ગુરુએ બંધ કર્યાથી એક દિવસ શિષ્યે ભૂખથી પીડાઇને બીજું કાંઇ સાધન ન જડવાથી આકડીનાં પાંદડાં ખાઈ લીધાં.એ ખાવાથી તેની આંખોનું તેજ ઓછું થઇ ગયું અને આમતેમ ભટકાતાં ભટકાતાં એ એક કૂવામાં પડી ગયો. રાત્રે ઉપમન્યુને ઘરમાં નહિ જોતાં ગુરુજી બીજા શિષ્યોને કહેવા લાગ્યા:–" હજીસુધી ઉપમન્યુ ઘેર આવ્યો નહિ, તેથી મને ઘણી ચિંતા થાય છે. મેં એને બધી જાતના આહાર કરવાની મના કરી છે; માટે મને લાગે છે કે એ આજે મારાથી રીસાઇને નહિ આવ્યો હોય. ચાલો, આપણે બધા જઈને એને શોધી લાવીએ." ગુરુજી શિષ્યોને સાથે લઇને અરણ્યમાં ગયા અને મોટે સાદે 'ઉપમન્યુ કયાં છે ? ઉપમન્યુ કયાં છે ? " કરી બૂમો પાડવા લાગ્યા. ગુરુનો સ્વર ઓળખીને ઉપમન્યુ બોલી ઉઠયો:– "મહારાજ ! હું કૂવામાં પડી ગયો છું અને ઉઠવાની શકિત રહી નથી." ગુરુએ પૂછ્યું:–"તું કૂવામાં કેવી રીતે પડયો ?" ઉપમન્યુએ ઉત્તર આપ્યો:–"મારાથી ભૂખ વેઠાઇ નહિ ત્યારે આકડાનાં પાંદડાં ખાધાં એટલે આંધળો થઈને ચાલતાં ચાલતાં આ કૂવામાં પડયો." ગુરુએ કહ્યું:–તું" દેવતાઓના વૈદ અશ્વિની કુમારોની સ્તુતિ કર, તેથી તું ફરીથી દેખતો થઇશ." ઉપમન્યુ ગુરુની સલાહ પ્રમાણે એ દેવ વૈદ્યોની સ્તુતિ કરવા લાગ્યો એટલે તેઓ પધર્યા અને કહેવા લાગ્યા:–" અમે તારા ઉપર ઘણા પ્રસન્ન થયા છીએ; માટે આ ઓષધ આપીએ છીએ, તે ખાધાથી તારો અભિલાષ સિદ્ધ થશે." એના જવાબમાં ઉપમન્યુએ કહ્યું:-" મહારાજ ! આપની આજ્ઞા અવશ્ય માથે ચઢાવવી જોઇએ; પણ ગુરુજી રજા ન આપે ત્યાંસુધી મારાથી તમારૂં ઓસડ પણ ખવાય નહિ."અશ્વિનીકુમારોએ કહ્યું:–"અગાઉ તારા ગુરુએ

અમારી સ્તુતિ કરી હતી,ત્યારે અમે પ્રસન્ન થઇને તેમને પણ એ દવા આપી હતી.તેમ તો ગુરુને જણાવ્યા વગરજ એનું સેવન કર્યું હતું.તુંપણ એજ પ્રમાણે કર." ઉપમન્યુ બોલ્યો:-" મહારાજ, હું આપને હાથ જોડીને કહું છું કે, મારાથી તો ગુરુજીની આજ્ઞા મળ્યાવગર આ ઔષધિ નહિ ખવાય." અશ્વિની કુમારોએ કહ્યું:-"ઉપમન્યુ ! તારી અસાધારણ ભકિત જોઇને અમે અતિશય પ્રસન્ન થયા છીએ અને વરદાન આપીએ છીએ કે, તારી બન્ને આંખો સાજી થઇ જશે;એટલુંજ નહિ પણ તારૂં સર્વ પ્રકારે કલ્યાણ થશે" એ પ્રમાણે અશ્વિની કુમારની કૃપાથી આંખોનું તેજ ફરીથી પ્રાપ્ત કરીને ઉપમન્યુ ગુરુની પાસે ગયો. ગુરુએ અત્યંત પ્રસન્ન થઇ જઈને કહ્યું:-" બેટા! તને વેદ અને બધાં શાસ્ત્રો ઘણાં સારાં આવડશે. ભણાવવાના કામમાં પણ તું ઘણોજ નિપુણ નિવડીશ." આ પ્રમાણે ગુરુને સંતોષ્યાથી ઉપમન્યુ ઘણી જાતની વિદ્યા પ્રાપ્ત કરી શકયો હતો.

## ५७--सुल्तान अहमदशाहनो निष्पक्षपाती न्याय

અમદાવાદ શહેર વસાવનાર સુલ્તાન અહમદશાહ ઘણો ન્યાયી રાજા હતો. એવું કહેવામાં આવે છે કે, એક વખત એના જમાઇએ જુવાનીના અને બાદશાહના સગપણના અભિમાનના તોરમાં એક નિર્દોષ માણસનું ખૂન કર્યું. સુલ્તાને એને પકડીને કાજી પાસે મોકલ્યો. કાજીએ મરનારના વારસને ૨૦૦ ઉંટ અપાવી રાજી કરી સુલ્તાન પાસે મોકલાવ્યો. સુલ્તાને કહ્યું કે:-મરનારનો વારસ માલથી રાજી થયો છે; પણ મને તે કબૂલ નથી; કારણકે આથી મારી મહેરબાની ભોગવનારાઓ પોતાની સત્તા વાપરી આ પ્રમાણે નિર્દોષ માણસનું ખૂન કરવાને આચકો ખાશે નહિ. આવા કામમાં તો આરોપીને બીજો દંડ ન કરતાં દેહાંતદંડજ થવો જોઇએ." એમ કહીને ભરબજારમાં તેને શૂળી ઉપર ચઢાવી તેને એક દિવસ તે ઉપર રાખ્યો અને બીજે દિવસે તેને નીચે ઉતારવાનો તથા દાટવાનો હુકમ આપ્યો.

બાદશાહના આવા નિષ્પક્ષપાત ન્યાયથી પ્રજા ઉપર ઘણી સારી અસર થઇ અને એના રાજ્યમાં ત્યારપછી કોઇપણ અમલદારે કે સગાસંબંધીએ બાદશાહની લાગવગના તોરમાં નિરપરાધી મનુષ્યનું ખૂન કર્યું નહિ. શિરાઝના પ્રસિદ્ધ કવિરાજ શેખસાદીએ આવા પ્રકારના રાજાઓને ઉદ્દેશીને લખ્યું

છે કેઃ—“ રાજાઓનાં મસ્તક અને મહાપુરુષોના મુગટરૂપ રાજા પોતાના ન્યાયથી દુનિયાને માનવંત કરે છે. અરે રાજા ! તારા ન્યાયી સમયમાં દુનિયામાં કોઇ પણ મનુષ્યની ફરિયાદ નથી.” ( મિરાત–ઈ–સિકંદરીમાંથી )

## ૫૮--વાસુદેવ પંડિતની સ્વદેશભક્તિ અને સ્મરણશક્તિ

મૈથિલી પંડિત મહામહોપાધ્યાય ગંગેશ ઉપાધ્યાયે મહર્ષિ ગૌતમે રચેલા ન્યાયદર્શનની ઉપર ચિંતામણિ નામની અસાધારણ ટીકા ચાર ભાગમાં તૈયાર કરી છે. ત્યારપછી મુરારી મિશ્ર,વાચસ્પતિ મિશ્ર, પંચધર મિશ્ર વગેરે મૈથિલી પંડિતોએ ન્યાયશાસ્ત્રના ઉત્તમ ગ્રંથો રચ્યા. એક વખત એવો હતો કે,જયારે ન્યાય ભણવા સારૂ મિથિલા દેશમાં ગયા સિવાય બીજો કાંઈ ઉપાય નહોતો. મૈથિલી પંડિતો એ ન્યાયદર્શનનાં પુસ્તકો બીજે કયાંય લઈ જવા દેતા નહિ.

નવદ્વીપ ( નદીઆ ) ના વાસુદેવ સાર્વભૌમ પચીસત્રીસ વર્ષની વય-સુધી પોતાનાજ ગામમાં વિદ્યાભ્યાસ કરીને મિથિલામાં ન્યાયશાસ્ત્ર ભણવા સારૂ ગયા. એમની એકજ દૃઢ ઇચ્છા હતી કે, એ વિદ્યાને હું મારા પ્રાંતમાં આણું. મૈથિલી પંડિતોની વિરુદ્ધતાને લીધે ન્યાયશાસ્ત્રનાં એ પુસ્તકોની નકલ કરવી અસંભવિત જણાઇ એટલે તેમણે ચિંતામણિના ચારે ભાગ ગોખીને મોએ કર્યા.કુસુમાંજલિના શ્લોકો મોંએ કર્યા પછી અને ટીકાનો ભાગ મોંએ કરતાં પહેલાં એમના ઉદ્દેશની લોકોમાં ખબર પડી ગઈ, એટલે એમનું એ કાર્ય સંપૂર્ણ થયું નહિ. તેમના શિક્ષક પક્ષધર મિશ્રે તેમને સાર્વભૌમની ઉપાધિ આપીને અભ્યાસ બંધ કરાવી દીધો, એટલે વાસુદેવ કાશીધામમાં વેદાન્તદર્શનનો અભ્યાસ કરીને દેશમાં પાછા ફર્યા અને નવદ્વીપમાં ન્યાય-શાસ્ત્રની પહેલી નિશાળ ઉઘાડી. પોતાનાજ પ્રયત્નથી ઘણું કષ્ટ વેઠીને બીજે સ્થાનેથી પોતાના ગામમાં વિદ્યા આણવાને લીધે વાસુદેવને ઘણો ધન્યવાદ મળ્યો. બંગભૂમિનું મુખ ઉજ્જવલ કરનાર પ્રખ્યાત નૈયાયિક રઘુનાથશિરો-મણિ અને શ્રીમત્ ચૈતન્ય મહાપ્રભુ એમનાજ શિષ્ય હતા.

વાસુદેવ પંડિતનો દાખલો લઇને હાલના સમયમાં આપણા યુવકોએ દેશવિદેશમાં જઇને ઘણું કષ્ટ વેઠીને પણ કળાકૌશલ્ય શીખી આવી તેનો લાભ પોતાના દેશને આપવો જોઈએ.

## ૫૯—હઝરત અલી સાહેબની ક્ષમા અને ઉદારતા

મહાત્મા અલી જ્યારે મુસલમાનોના ખલિફા હતા, ત્યારે એક દિવસે નમાઝ પઢીને તેઓ ધર્મોપદેશ આપતા હતા. તે વખતે એક આરબે તેમને પુષ્કળ ગાળો દીધી અને કહ્યું કે, તારે આ ખલિફનું પદ છોડી દેવું જોઈએ. હજરત અલી હજરત મહમદ સાહેબના પ્રિય જમાઈ થતા હતા, એટલે એમનું આ પ્રમાણે અપમાન થયેલું જોઇને એમના ભક્તોને ઘણું લાગી આવ્યું અને તેઓ એ આરબ ઉપર ઘણા ઉશ્કેરાઈ ગયા. ઉપદેશ પૂરો થયા પછી મહાત્મા અલી જરા પણ ગુસ્સે ન થતાં ગળગળા સ્વરે બોલ્યા:— "એ માણસને પૂછી જુઓ કે, એને કોઈ પ્રિય સંબંધીનો વિયોગ થયો છે કે માથે દેવું થયું છે કે પેટ ભરીને ખાવાનું નથી મળ્યું ?" પૂછી જોવાથી જણાયું કે, એને માથે ઘણું દેવું થયું છે અને એ કરજ પતાવી નહિ શકાયાથી શાહુકારે તેને કેદ કર્યો હતો. મહાત્મા અલીએ પોતાને ઘેરથી રૂપિયા મંગાવીને તેનું કરજ ચૂકવી દીધું. ત્યારથી એ માણસ આખી જીંદગીસુધી એમનો ઓશીંગણ અને પરમ ભક્ત તથા શિષ્ય બનીને રહ્યો. મહાત્મા અલીએ એ વખતે કહ્યું હતું કે:— "સાધારણ પ્રજા જ્યારે કોઇ મોટા માણસને તેના દરજ્જાનો ખ્યાલ ભૂલી, જઇને અપમાન કરવા તૈયાર થાય, ત્યારે સમજવું જોઈએ કે, એના હૃદયમાં કોઈ ઉંડી વેદના છે અને તે વેદના મટાડવાનો ઉપાય કરવો જોઈએ. એ વખતે એના ઉપર ગુસ્સે થયાથી આગેવાનતરિકેના આપણા ધર્મનું પાલન થતું નથી."

બધા દેશમાં અને બધા સમયમાં, કુટુંબમાં, જમીનદારીમાં, કચેરી-માં, કારખાનાંઓમાં કે રાજ્યમાં ઉંચા દરજ્જાના અમલદારોએ આ ઉપદેશ ધ્યાનમાં રાખવો ઘટે છે.

# ૬૦—एक साचा संन्यासी अने सिकंदर शाह

પંજાબ ઉપર વિજય મેળવીને મેસેડોનિયાનો રાજા સુપ્રસિદ્ધ એલેક્ઝાંડર ઉર્ફે સિકંદર જે વખતે ફુલાઇ જઇને ઉલ્લાસ કરી રહ્યો હતો, તે વખતે એક હિંદુ સંન્યાસીનાં વખાણ તેના સાંભળ્યામાં આવ્યાં. બાદશાહ ગુણગ્રાહી હતો, તેને એ સંન્યાસીનાં દર્શન કરવાની ઇચ્છા થઈ. સિકંદર બાદશાહના અમલદારોએ એ સાધુની પાસે જઇને સિકંદરના દિગ્વિજયનું વૃત્તાંત કહી સંભળાવીને કહ્યું કે:—" આપ એ વિજયી પુરુષને મળવા સારૂ પધારો." એ સાધુએ ઉત્તર આપ્યો કે:—" તમે પહેલાં જઈને તમારા રાજાને પૂછી આવો કે, એમણે **પોતાના ઉપર જય મેળવ્યો** છે કે નહિ ? જો જય મેળવ્યો હશે તો હું અવશ્ય તેમને મળવા સારૂ આવીશ. " સાધુના ઉત્તરથી આશ્ચર્ય પામીને સિકંદર બાદશાહ જાતેજ તેને મળવા સારૂ તેની ઝુંપડીમાં ગયો અને વિનતિ કરી કે, આપની જે કાંઇ ઇચ્છા હોય તે હું પૂરી કરવા તૈયાર છે.

ખરા સાધુપુરુષો માણસનું મન જોઈનેજ વાત કરે છે અને મળવા આવનાર માણસના સૌથી અધિક હિતની જે વાત હોય છે તેજ છેડે છે. આ પ્રસંગે હિંદુસંન્યાસીએ સિકંદર બાદશાહને કહ્યું:—"**જે તું આપી શકતો નથી તે લઈશ નહિ.**" દિગ્વિજયી સિકંદરની સમજમાં આ વાત ન ઉતરી કે, એવી તે કયી વસ્તુ છે કે જે હું આપી શકતો નથી પણ બીજા પાસેથી ખુંચવી લઉં છું ? સાધુએ તેના મનની અમુંઝણ જાણી લઇને કહ્યું:—" તું પ્રાણ આપી શકતો નથી, માટે બીજા કોઇનો પ્રાણ લેતો નહિ. વળી સૂર્યનો તડકો તું મને આપી શકવાનો નથી માટે નકામો અહીંઆં ઉભો રહીને છાયા કરીને મારો તડકો લઇ લઇશ નહિ; અર્થાત પહેલી વાત એ કે, મનુષ્ય બીજાઓને મારી નાખે છે એમાં કાંઇ બહાદુરી નથી, માટે હવેથી એ પ્રમાણે કરીશ નહિ અને બીજું એ કે તારે માટે સૌથી વધારે અગત્યનો જે ઉપદેશ હતો તે મેં તને સંભળાવી દીધો; હવે તારે રસ્તે ચાલ્યો જા."

ગ્રીકપંડિત ડાઇઓજિનિસે પણ સિકંદરને છાયા કરીને ઉભા રહેવાની મના કરીને પોતાની નિઃસ્પૃહતા દર્શાવી આપી હતી; પણ આ હિંદુસંન્યાસીએ તો બેપરવાઈ બતાવ્યા ઉપરાંત બાદશાહની ભૂલ સુધારીને

તેને સત્યના માર્ગ ઉપર આણુવાનો પ્રયત્ન કર્યો હતો.

## ૬૧--જીવનચરિત્રો કેવી રીતે લખાવાં જોઇએ

પંડિત ગુરુદત્ત વિદ્યાર્થી પંજાબમાં એક જાણીતા મહાપુરુષ થઇ ગયા છે. એમ. એ.ની પરીક્ષામાં એ સૌથી પહેલે નંબરે પાસ થયા હતા. તેઓ સાયન્સ (વિજ્ઞાન ) માં ઘણા પ્રવીણ હતા. આર્યસમાજના સંબંધમાં આવ્યાથી ઇશ્વર અને વેદ ઉપર તેમને પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. આપણા દેશના તેમજ યૂરોપના જે જે વિદ્વાનોએ વેદના ભૂલભરેલા અર્થ કર્યા છે, તેમનું એમણે સપ્રમાણ ખંડન કર્યું છે તથા વેદની પરિભાષાવિષે નિબંધો લખીને વેદ એ સર્વ વિદ્યાઓનું મૂળ છે તે વાત સાબિત કરી છે. આર્યસમાજના સ્થાપક સ્વામી શ્રી દયાનંદજીમાટે એમને અપૂર્વ ભક્તિ હતી. એક વખત વાતચીતના પ્રસંગમાં એમના એક મિત્રે એમને પૂછ્યું:–"પંડિતજી ! સ્વામીજી મહાયોગી હતા એ સંબંધમાં આપને ઘણી વાતોની ખબર છે, તો પછી આપ એમનું એક જીવનચરિત્ર કેમ નથી લખતા ?" પંડિતજીએ ઘણીજ ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો:–" હા, સ્વામીજીનું જીવનચરિત્ર લખવાનો તો યત્ન હું કરી રહ્યો છું. થોડોક આરંભ પણ કરી દીધો છે." પેલા મિત્રે આતુરતાપૂર્વક પૂછ્યું:–" એ જીવનચરિત્ર ક્યારે છપાઇને બહાર પડશે ?" ગુરુદત્તજીએ કહ્યું:–"તમે એમ સમજ્યા લાગો છો કે હું કાગળ ઉપર સ્વામીજીનું જીવનચરિત્ર લખી રહ્યો છું.ના, ના, તમે ભૂલ ખાઓ છો. મારા વિચાર પ્રમાણે તો સ્વામી દયાનંદનું જીવનચરિત્ર મનુષ્યના જીવનમાં લખાવું જોઇએ. હું તો એમના જીવનને મારા જીવનમાં ઉતારવાનો યત્ન કરી રહ્યો છું."

વાત તદ્દન સાચી છે. મહાપુરુષોનું જીવનચરિત્ર તો એમના સમાગમમાં આવનાર તથા બીજી રીતે ખાસ યોગ્યતા ધરાવનાર ગણ્યાગાંઠ્યા વિદ્વાનોજ લખી શકે, પરંતુ તેમના સદ્ગુણોનું અનુકરણ કરવાનું, તેમના મહાન જીવનને બની શકે તેટલા અંશમાં આપણા દરરોજના આચારવિચારમાં ઉતારવાનું તો દરેક માણસથી બની શકે એમ છે. ખરેખર, મહાન પુરુષોનાં ચરિત્રો આપણા જીવનપટ ઉપર લખાવાં જોઇએ.

## ૬૨--બ્રાહ્મણનું મુખ્ય લક્ષણ ક્ષમા--વિશ્વામિત્ર અને વસિષ્ઠ

વિશ્વામિત્ર ઋષિએ ઘણા દિવસ તપસ્યા કરીને બ્રાહ્મણ બન્યા પછી વસિષ્ઠ મુનિની પાસે જઇને નમસ્કાર કર્યા.તેમણે "જય હો" કહીને આશીર્વાદ આપ્યો, એટલે વિશ્વામિત્ર બ્રહ્માની પાસે જઇને કહેવા લાગ્યા:–" મહારાજ! આપે તો મને બ્રાહ્મણ બનાવ્યો, પરંતુ વસિષ્ઠે મને બ્રાહ્મણ ગણીને નમસ્કાર કર્યા નહિ. " બ્રહ્મા બોલ્યા:–" તું તપોબળથી બ્રાહ્મણ બન્યો છે એટલે વસિષ્ઠ જરૂર તને માન આપશે. " વિશ્વામિત્રે ફરીથી જઇને નમસ્કાર કર્યા, એટલે આ વખતે પણ વસિષ્ઠે " જય હો " એવો આશીર્વાદ આપ્યો. વિશ્વામિત્રે ફરીથી બ્રહ્માની પાસે જઇને ફરિયાદ કરી ત્યારે તેમણે કહ્યું કે:– " જા, એકવાર ફરીથી એમની પાસે જા અને આ વખતે તને એ બ્રાહ્મણ ગણીને સામા નમસ્કાર નહિ કરે તો વસિષ્ઠના મસ્તક ઉપર વજ્રનો ઘા પડશે. " આ વખતે વિશ્વામિત્ર વસિષ્ઠની પાસે ગયા, પરંતુ એમના મનમાં વિચાર આવ્યો કે, પહેલાંની માફક કદાચ વસિષ્ઠજી નમસ્કાર નહિ કરે તો બ્રહ્માના કહ્યા પ્રમાણે એમના ઉપર વજ્રનો ઘા થશે અને એથી મને નાહક બ્રહ્મહત્યાનું પાપ લાગશે. એવું વિચારીને એ વસિષ્ઠને નમસ્કાર કર્યા વગરજ પાછા ફર્યા. એમને પાછા ફરતા જોઇને વસિષ્ઠ બોલી ઉઠયા:–" હે બ્રાહ્મણ ! અહીંઆં આવો ! આવો ! નમસ્કાર!" વિશ્વામિત્રે આશ્ચર્ય પામી જઇને પૂછયું:–" મહારાજ ! હું બબ્બેવાર આપની પાસે આવીને નમસ્કાર કરી ગયો ત્યારે તો આપે મને વળતા નમસ્કાર કર્યા નહિ; અને હવે મને પાછો બોલાવીને નમસ્કાર કરો છો તેનું શું કારણ ?" વસિષ્ઠે ઉત્તર આપ્યો:–" બ્રાહ્મણનો મોટામાં મોટો ગુણ ક્ષમા છે, તે તમારામાં હમણાં આવ્યો છે. હવે તમે ખરેખરા બ્રાહ્મણ બન્યા છો, એટલે મેં આપને ખાસ બોલાવીને નમસ્કાર કર્યા."

# ૬૩--કર્મની રેખપર મેખ મારનાર ફકિર

યાહુદી લોકોમાં એવી એક કથા છે કે, એક ભક્તિમાન કુંભારદંપતી-ને પુત્ર ન હોવાથી રાતદિવસ ઘણાં દુઃખી અને ચિંતાતુર રહેતાં હતાં. તેમણે પુત્રને સારૂ હજરત મુસાની પુષ્કળ બંદગી કરવા માંડી. હજરત મુસાએ ભગવાનને એ ભક્તદંપતીની યાચના પૂરી કરવા સંબંધે પ્રશ્ન કર્યો. ત્યારે ભગવાને ઉત્તર આપ્યો કેઃ-"એમનાં કર્મનાં બંધન એવાં છે કે, એમને પુત્ર થવાનો સંભવ નથી." હજરત મુસાએ એ સમાચાર કુંભારદંપતીને જણાવ્યા. તેઓને એથી ઘણોજ ખેદ થયો; પરંતુ હવે કાંઇ આશા નહોવાથી તેઓ સત્કર્મમાં મનને પરોવીને જીવન યાત્રા ચલાવવા લાગ્યાં.

થોડા દિવસ પછી એક દિગંબર ફકિર તેમના ઘર આગળથી જતાં જતાં બોલ્યો કેઃ-"મને જે કોઈ જેટલાં છાણાં આપશે તેને તેટલા છોકરા થશે." કુંભારની સ્ત્રી તરતજ છાણાં લઇને બહાર આવી. કુંભાર બોલી ઉઠયોઃ- "અલી, તું તે ગાંડી થઇ છે કે શું ? ભગવાનના વચન ઉપર પણ તને તો ભરોંસો નથી! મોટો ફકિર ન દીઠો હોય તો ! જે માણસ પુત્ર આપવાને સમર્થ છે તેને છાણાં નહિ જડતાં હોય !" પરંતુ કુંભારણે તો તેની વાત ઉપર કાન દીધા વગર એ નાગા ફકિરને પગે લાગીને છાણાં આપવા માંડયાં. પાંચ છાણાં મૂકયાં એટલે ફકિરે કહ્યું:-"બસ ! હવે નહિ જોઇએ. તારે પાંચ છોકરાં થશે." ત્યારપછી ખરેખર ધીમે ધીમે કુંભારણને પેટે પાંચ પુત્રો જન્મ્યા.

હજરત મુસાએ આશ્ચર્ય પામીને ભગવાનની પ્રાર્થના કરતી વખતે આ બનાવનો ઉલ્લેખ કર્યો; અને કહ્યું કેઃ-"હું જૂઠો ઠર્યો, લોકો હવે મારા વચન ઉપર વિશ્વાસ મૂકશે નહિ." એ સમયે આકાશવાણી થઇ કે, અમુક સ્થાનમાં અમુક દિવસે જઇને જોજે કે ત્યાં આગળ શું બને છે ! ત્યાં આગળ એક મોટો મેળો ભરાય છે." હજરત મુસાએ એ દિવસે તેજ જગ્યાએ જઇને જોયું તો એક જણ ત્રાજવાં, કાટલાં અને છરો લઇને બોલી રહ્યો છેઃ-"ભગવાનને નામે અડધો શેર માંસ પોતાની છાતીમાંથી કાપી આપે એવો કોઇ માનો પૂત છે ? મારે ઘણીજ જરૂર છે." પરંતુ એની વાત ઉપર કોઇ ધ્યાન આપતું નથી; છેવટે એક નાગા ફકિરે ત્યાં જઇને કહ્યું:-

"અડધો શેર માંસ શામાટે ? ભગવાનની ખાતર હું તને મારૂં આખું શરીર અર્પણ કરૂં છું." એમ કહીને પોતાની છાતીમાં છરો મારીને ફકિરે પ્રાણ-ત્યાગ કર્યો. રૂંવાટાં ઉભાં થાય એવો બનાવ નજરે જોઇને હજરત મુસા વિસ્મય પામ્યા તથા ભગવાનની આગળ એ ઘટનાનું રહસ્ય સમજાવવાની પ્રાર્થના કરી,ત્યારે આકાશવાણી થઈ કે:–"આ ફકિરના આશીર્વાદથી કુંભારણ-નાં કર્મબંધન છેદાઇ ગયાં છે અને તેને પુત્ર થયા છે. જે માણસે ભગવાનને સર્વસ્વ અર્પણ કરી દીધું છે તેને માટે અસાધ્ય કાંઇજ નથી. એવો માણસ લલાટના લેખને પણ બદલવા સમર્થ છે."

# ૬૪--ભગવાનને ભજવાનું ઘડપણમાં તો મોટા સુલ્તાનથી પણ નથી બની શકતું.

આપણામાં કહેવત છે કે, 'સુખે સાંભરે સોની અને દુઃખે સાંભરે રામ.' સુખવૈભવ અને ઉન્નતિના સમયમાં મનુષ્યને પરલોકના વિચાર ભાગ્યેજ આવે છે. પાપકર્મનો પશ્ચાત્તાપ કવચિતજ થાય છે અને ઈશ્વરની આ આખી સૃષ્ટિ તેઓના મોજશોખના કોડ પૂરા પાડવા સારૂજ રચાઇ હોય એમ તેઓ માને છે. એથી ઉલટું સંસ્કારીજનો મોટામાં મોટો અધિકાર પ્રાપ્ત થયા છતાં પણ પરમાત્મા અને જનસમાજપ્રત્યેનું કર્તવ્ય વિસરતા નથી. તેઓ પોતાના દોષોનું બારીકીથી અવલોકન કરે છે અને તેને માટે પશ્ચાત્તાપ કરે છે.

ગુજરાતનો સુલ્તાન મહમૂદ બેગડો એવા મનુષ્યોમાંનો એક હતો. તેના વખતમાં ગુજરાતની રૈયત ઘણી સુખી હતી.એમ કહેવાય છે કે,પોતાની જીંદગી-ના ઉતરતા ભાગમાં સુલ્તાન મહમૂદ ઘણો વખત પરમેશ્વરની સ્તુતિ અને ધ્યાનમાં ગાળતો અને ઘણીવાર અશ્રુપાત કરતો. એક દિવસ મલિક સારંગ ઉર્ફે કિવામ ઉલમુલ્ક જેણે અમદાવાદ શહેરની બહાર સારંગપુર વસાવ્યું છે, તેણે કહ્યું કે:–" સુલ્તાનને આટલો બધો વૈભવ અને બાદશાહી પ્રાપ્ત થયેલી છતાં અશ્રુપાત કરી રુદન કરવાનું શું કારણ છે?" સુલ્તાને કહ્યું:–"અરે મૂઢ હું તને શું કહું ? મારા મુરબ્બી હઝરત શાહઆલમ કહેતા હતા કે, મહમૂદ આખરે જ્ઞાની થશે. હું ગમે તેટલો પ્રયાસ કરૂં છું તોપણ એ યોગ્યતા

મારામાં નથી આવતી. મારી જીંદગી દિનપરદિન ઓછી થતી જાય છે અને દિલમાં દિલગીરી રહે છે. અફસોસ કે જ્યારે શકિત હતી ત્યારે ઇશ્વર-ને ઓળખવા ઇચ્છયું નહિ તેથી ઓળખી શકયો નહિ અને હવે ઘડપણમાં ઇચ્છા થઇ ત્યારે ઓળખવાની શકિત ન રહી, તેથી ઓળખી શકતો નથી."

ત્યારપછી તેણે એ આત્મગ્લાનિ દૂર કરવાને સારૂ પોતાના સમયના મહા-જ્ઞાની પ્રસિદ્ધ શેખ સિરાજુદ્દીનનો સમાગમ કર્યો અને તેમના શિક્ષણ અને આશીર્વાદથી તેની ઉદાસી અને દિલગીરી જતી રહી. (મિરાત-ઇ-સિકંદરી)

# ६५–नारदजीनी दूधनी वाडकी

એક દિવસ મહર્ષિ નારદે જગન્માતા અન્નપૂર્ણાદેવીની પાસે જઇને પૂછયું:-"મા ! મારા કરતાં વધારે મોટો ભગત તમારે બીજો કોઇ છે ?" અન્ન-પૂર્ણાએ ઉત્તર આપ્યો:-" નારદ ! તું રાતદિવસ ભજન ગાતો ગાતો ફર્યા કરે છે અને બીજી કોઇ જાતની ચિન્તા રાખતો નથી; માટે તું પણ મારો એક મુખ્ય ભકત છે." નારદે કુતૂહલ પામીને પૂછયું:-" મા! મારા જેવા તમારે બીજા ભકતો છે તે કયાં રહે છે ?" દેવીએ કહ્યું:-" અમુક ગામમાં અમુક ગૃહસ્થ રહે છે તે મારો ભકત છે." નારદ ત્યાં પહોંચ્યા અને છાનામાના તે ગૃહસ્થની બધી દિનચર્યા કેટલાએ દિવસ સુધી બારીકીથી જોઇ. પાછા ફરીને તેમણે દેવીને કહ્યું:-"મા! એ માણસ બીજા ગૃહસ્થાશ્રમીઓના પ્રમાણ-માં ખરાબ નથી; પણ એને કાંઇ ભકત ન કહેવાય. ઘરસંસારનું કામકાજ તો બધાને કરવું પડે છે,પણ એ તો એમાં રચ્યોપચ્યો રહે છે. ઘરને અંદરથી તથા બહારથી સાફ રાખવું, ઘરના નોકરચાકરોને પણ કુટુંબના માણસ પેઠે ખાવાનું મળે છે કે નહિ તેની ફિકર રાખવી, મદદ માગવા આવનારને યથાશકિત મદદ આપવી, આડોશીપાડોશીના ટંટા મટાડવા, ગાય, ભેંસ વગેરે ઢોરને સાચવવાં, અતિથિસત્કારમાં નિમગ્ન રહેવું, ગામના લોકો સાથે મળીને તળાવ તથા વાવ ખોદાવવાં, ઘાટ તૂટી ગયા હોય તો એની મરામત કરાવવી, ગરીબ લોકોને કામે લગાડવા, નિશાળનાં છોકરાઓને મદદ કરવી અને બધી વર્ણના માણસો સાથે ભાઇચારો રાખવા-

માં એનો બધો વખત ચાલ્યો જાય છે; પણ તમારૂં ભજન કરવાનું તો નામજ નહિ! સૂઇ જતી વખતે પણ એને એજ ફિકર રહે છે કે, આજે અમુક કામ મારાથી બરાબર ન થયું, ફલાણા કામમાં બે પૈસા વધારે ખર્ચ થયા વગેરે. એની જંજાળ જોઇને તો માજી! મને હસવું આવ્યું.એ તો પૂર્ણ સંસારી છે, માટીની એકાદ કુલડી ફુટી જાય છે તોપણ એને લાગણી થઈ આવે છે; ફક્ત સવારના પહોરમાં ઉઠતાંવાર એક વાર "મા!" શબ્દ બોલીને તમારૂં સ્મરણ કરે છે. બસ, એથી વધારે લેવાદેવા એને તમારી સાથે કાંઈ નથી."

દેવી હસતે ચહેરે બોલ્યાં:-"બેટા નારદ! તું ઘણે દૂરથી આવ્યો છે જરા પાસેના ઓરડામાં દૂધનો વાડકો પડયો છે તે લઇ આવીને મારી સામે બેસીને પી જા; પછી નિરાંતે આપણે બધી વાતચીત કરીશું." માતાજીએ આટલો બધો આદર કર્યાથી નારદ મલકાતા મલકાતા પાસેના ઓરડામાં ગયા અને હાથ ધોઇને ઘણી કાળજીપૂર્વક એ દૂધનો વાડકો ઉપાડયો. રખે દૂધ ઢોળાઈ જાય એ બીકથી પુષ્કળ કાળજીપૂર્વક ધીમે ધીમે પગ ઉપાડતા ઉપાડતા એ માતાની પાસે પહોંચ્યા અને તેમની સામે બેસીને પરમ આનંદ-પૂર્વક એ સ્વાદિષ્ટ દૂધ ગટગટાવી ગયા. ત્યારપછી વાડકો માંજીને સાફ કરી ઠેકાણાસર મૂકી આવીને પોતે માજીની સન્મુખ આવીને બેઠા અને તેમની સ્નેહપૂર્ણ દૃષ્ટિથી પરમ શાંતિ અને આનંદ ભોગવવા લાગ્યા. દેવીએ સ્મિત-મુખે પૂછ્યું:-"નારદ! દૂધ લાવતી વખતે તેં મને કેટલી વાર સંભારી હતી?" નારદ બોલ્યા:-"મા! રખે આપનો પ્રસાદ છલકાઈ જાય, એ બીકથી મારૂં બધું ધ્યાન વાડકીના કાના ઉપર હતું. બીજી કોઈ બાબતનો વિચારજ મને નહોતો આવ્યો." દેવીએ કહ્યું:-"નારદ! તું મારૂં ભજન કરતો કરતો આડોઅવળો ચાલીને દૂધ ઢોળતો ઢોળતો આવ્યો હોત તો તે સારૂં દેખાત કે?" નારદે કહ્યું:-"માજી! એવું કામ તે મારાથી કેમ થાય? એટલા બધા ભક્તિહીન થવું એ શું મારે માટે સંભવિત હતું? એવું કરૂં તો મારા જેવો અકૃતજ્ઞ અને પાપી બીજો કોણ ગણાત?" દેવીએ કહ્યું:-"નારદ! પેલો ગૃહસ્થ પણ ઘરસંસારની બધી વસ્તુને મારો પ્રસાદજ ગણે છે, મારા ઉપર ધ્યાન રાખીને મારી પૂજા કરી રહ્યો છે એજ ભાવથી સંસારનાં બધાં કામકાજ એ કરે છે. દૂધ છલકાઇ જતાં તારા મનમાં જેવી લાગણી થાત એવીજ લાગણી એને વ્યવહારમાં નજીવું કામ બગડતાં પણ થાય છે; કેમકે એ બધું કામ મારી ખાતર છે,એમ એ માને

છે. હું એનું બધું કામ અને એના મનના સઘળા વિચાર બારીકીથી નિરખી રહી છું, એ વાતનો તને સારીપેઠે અનુભવ છે. તું જેવી રીતે મારા સામે આનંદપૂર્ણ દૃષ્ટિ રાખીને દૂધ પી ગયો તેવી રીતે એ પણ મને સર્વદા સ્પષ્ટ રીતે પોતાની સન્મુખ દેખીને માતાની પાસે બાળક માફી માગે તેમ કોઇ નજીવી ભૂલ પણ થઇ જાય તો કહે છે કેઃ—"મા! મારી અસાવધાનતાને લીધે આ કુલડી તૂટી ગઈ છે, મને માફ કરો."

# ૬૬—राज्यनुं धन ए राजानी मिल्कत नहि पण प्रजानी अनामत छे.

હિંદુધર્મ પ્રમાણે રાજાઓ શાંતિનું રક્ષણ કરવાના બદલામાં પ્રજા પાસેથી તેમની આવકનો છઠ્ઠો ભાગ લઈ શકતા. શાંતિના રક્ષણ સારૂ વગર-ખર્ચે દિવાનીફોજદારી મુકદ્દમાઓમાં, ન્યાય આપવામાં તથા હાથી, ઘોડા, રથ, અસ્ત્ર વગેરે યુદ્ધની સામગ્રી એકઠી કરવામાં તથા યુદ્ધને સારૂ ધનસંગ્રહ કરવામાં એ કરનો ઉપયોગ થતો. એ ઉપરાંત બીજી કોઇ જાતના વેરા રાજ્ય તરફથી નાખવામાં આવતા નહિ.રાજાને જૂદી કાઢી આપેલી જમીનમાંથીજ પોતાનું ખાનગી ખર્ચ ચલાવવું પડતું. પ્રજાએ આપેલા કરમાંથી એ એક કોડી પણ પોતાના મોજશોખમાટે ખર્ચ કરી શકે નહિ. અમાત્ય, ધર્મા-ધિકારી અને બીજા અમલદારોને પણ નોકરીના બદલામાં જાગીર કાઢી આપવામાં આવતી. નેપાલમાં આજ પણ અનેક અમલદારોને નોકરીના બદલામાં જમીનજ આપવામાં આવે છે.

એમ કહેવાય છે કે, મહારાજા હરિશ્ચંદ્રના સમયમાં રાજ્યમાં કેટલા માણસો વસે છે, એ જાણવા સારૂ પ્રધાને દરેક ગામમાં હુકમ મોકલાવ્યો કે, ગામમાં જેટલાં માણસ હોય તેટલાં માથાં દીઠ એક કોડી લઇને સરકારમાં મોકલી આપવી. એ કોડીઓનો ઢગલો થયાથી તેને ગણીને રાજ્યમાં કેટલા માણસ છે, તેની ગણત્રી કરવાનો તેનો વિચાર હતો. ભારતવર્ષનું એ પહેલું વસ્તીપત્રક ગણી શકાય. મહારાજા હરિશ્ચન્દ્રના દીઠામાં જ્યારે એ કોડી-ઓનો ઢગલો આવ્યો અને સવાલ કરતાં જણાયું કે, રાજ્યમાંથી માથાં

દીઠ એક કોડી ઉઘરાવેલી તેનો આ ઢગલો છે ત્યારે એમને ઘણીજ દિલગીરી થઇ અને ઉદાસ ચહેરે તેમણે મંત્રીને કહ્યું કેઃ—

“ તમે મને આવો અન્યાયી કર લેનારો અને પતિત શા સારૂ બનાવ્યો ? હવે હું શું કરૂં ? ઘેરેઘેર આ કોડીઓ પાછી મોકલવાનો વિચાર કરૂં તોપણ અમલદારો એ પ્રમાણે ઘેર ઘેર ફરીને કોડીઓ પાછી આપી આવે એવો સંભવ નથી. કોડીની કાંઇ ઝાઝી વિસાત નથી, એમ જાણીને કાં તો એને ફેંકી દેશે કે કાં તો પોતેજ રાખી લેશે. ” આ પ્રમાણે ધર્માત્મા ભૂપતિનાં અશ્રુબિંદુ કોડીઓના ઢગલા ઉપર પડતાંવારજ દેવતાઓની કૃપાથી એ ઢગલો ગળી જઇને પાણીમાં બદલાઇ ગયો. મહારાજ હરિશ્ચંદ્રના પુત્ર રોહિતાશ્વના નામ ઉપરથી વસેલા “ રોહાસ ગઢ ” ગામમાં “ કોડિયારિ ખોનું ઝરણું” એ કોડીના ઢગલામાંથી બદલાઈજઇને થયેલી જળધારાની વાર્તાનું સ્મરણ કરાવે છે.

---

## ૬૭–राज्यनुं धन ए अनामत

દિલ્હીના પઠાણવંશના બાદશાહ નઝિરૂદ્દીનનો આદર્શ ઘણો ઉંચો હતો. એ પોતાને હાથે ટોપીઓ સીવીને તેના વેચાણમાંથી આવેલા પૈસાથી પોતાનું ગુજરાન ચલાવતો અને રાજ્યના ખજાનામાંથી એક પૈસો પણ લેતો નહિ.



## ૬૮–બાબુ કૃષ્ણપાન્તીની સાદાઇ

તદ્દન ગરીબ અવસ્થામાંથી અતિશય મોટી પદવીએ ચઢયાથી ઘણા લોકો અહંકારી થઇ જાય છે; પણ કૃષ્ણપાન્તી જે એક વખત પાન વેચીને મહામહેનતે ગુજરાન ચલાવતા હતા, તે ધનવૈભવને શિખરે પહોંચ્યા પછી પણ ઘણુંજ સાદું જીવન ગાળતા હતા. તદ્દન સાદાં કપડાં પહેરતા, સાધારણ પથારીમાં સૂઇ રહેતા, સાદું ભોજન કરતા, અનાજ વગેરે ચીજોની વાનગી પોતાના ખેસને છેડે બાંધીને ફરતા અને પોતાના કામને સારૂ વારે ઘડીએ નોકરચાકરને બોલાવતા નહિ. એક દિવસ કરવડો હાથમાં લઇને એ બહાર જતા હતા ત્યારે એમના ભાઇએ કરવડો ઉંચકવા સારૂ નોકરને મોકલ્યો; પણ કૃષ્ણપાન્તી એથી નારાજ થયા હતા.

એમનો પોશાક તથા રીતભાત એટલાં બધાં સાદાં હતાં કે એ આવા મોટા દરજ્જાના ધનવાન છે એવું કોઇ જાણેજ નહિ.એક દિવસ એવા વેશમાં પોતે ગંગાતીરે ઉભા હતા.ત્યાં આગળ ઘણા મછવાઓ બાંધેલા હતા. વેપારીઓ અને ખલાસીઓ આમતેમ ફરતા હતા. તેમાંના એક વેપારીને એમણે પૂછ્યું:–"કેટલો માલ છે? શો ભાવ છે?" વેપારીએ મશ્કરી કરવા સારૂ માલ હતો તેના કરતાં પણ થોડો બતાવ્યો અને ભાવ પણ પાંચ રૂપિયાને બદલે બે રૂપિયા મણનો કહ્યો. કૃષ્ણપાન્તી તરતજ હાથમાં બહાનાના રૂપિયા મૂકીને ઝટ ત્યાંથી ચાલ્યા ગયા. વેપારીએ તેમને કોઇ ગાંડો માણસ સમજીને બહાનાના રૂપિયા લઇ લીધા હતા; પણ જ્યારે ખબર પડી કે, એ તો મોટા જાગીરદાર અને વેપારી કૃષ્ણપાન્તી બાબુ છે, ત્યારે એ ગભરાઇને કાંપતો કાંપતો એમની હવેલીમાં ગયો અને એમની પાસે જઇ લમણે હાથ મૂકીને રોવા લાગ્યો. કૃષ્ણપાન્તીએ હસતેચહેરે તેના બહાનાના રૂપિયા પાછા લઇ લીધા.

# ૬૯--બાબુ કૃષ્ણપાન્તીની કૃતજ્ઞતા

બાબુ કૃષ્ણપાન્તી મોટા ધનવાન હોવાથી કૃષ્ણનગરના રાજાઓ પણ એમની પાસેથી ધન ઉધાર લેતા. સરકારમાં પણ તેમનું સારૂં માન હતું. એ સમયના ગવર્નર જનરલ સાથે એમને સારો પરિચય હતો. તેમના સંબંધમાં એક દંતકથા એવી છે કે, કૃષ્ણપાન્તીને તેમની માતાએ ધંધો કરવા સારૂ એક અડધો રૂપિયો આપેલો તેમાંથી તેમણે પોતાની બુદ્ધિવડે આટલી બધી મોટી સંપત્તિ પેદા કરી હતી. પુણ્યદાનમાં પોતાના ધનનો ઘણોખરો ઉપયોગ કરીને પુષ્કળ યશ મેળવીને ઈ૦ સ૦ ૧૮૦૮માં તેમણે દેહત્યાગ કર્યો હતો.

એમના સત્યવ્યવહારના દાખલા આગળ આપ્યા છે. અહીંઆં એમની કૃતજ્ઞતાની વાત કરીશું.

બાલ્યકાળમાં એ જ્યારે પોતાના ભાઈ શંભુચંદ્રને લઇને ગાંનાપુર ગામમાં હાટ માંડવા સારૂ જતા ત્યારે ત્યાંનો એકગરીબ બ્રાહ્મણ તેમના ઉપર ઘણો સ્નેહ રાખતો હતો અને કદિ કદિ પોતાને ઘેર લઇ જઇ ચવાણું કે ટાઢો ભાત જે કાંઇ પોતાને ત્યાં હોય તે ખવરાવતો. એ બે ભાઈઓ પણ આખા દિવસના થાક પછી એ ભોજન કરીને પરમ સંતુષ્ટ થતા. ઘણાં વરસ પછી કૃષ્ણપાન્તી પુષ્કળ ધન સંપાદન કરીને શેઠ કૃષ્ણચંદ્ર પાલ ચૌધરી થઈને પોતાની હવેલીના દિવાનખાનામાં બેઠા હતા, ત્યાં એક બ્રાહ્મણ એમની સામે આવીને ઉભો. તેના ચહેરા ઉપરથી પોતે સમજી ગયા કે, એને કાંઈક દુઃખ છે. તેને સમજાવીને પૂછતાં જણાયું કે, એ ગરીબ બ્રાહ્મણની દેવોત્તર જમીન તેમના કારભારીએ જપ્ત કરી છે. કૃષ્ણપાન્તીએ બ્રાહ્મણનું નામ, તેના પિતાનું નામ તથા ઠેકાણું વગેરે લખી લીધું અને પછી એ બ્રાહ્મણને સાથે લઇને કચેરીમાં ગયા.બ્રાહ્મણને સાથે લઇને જમીનદાર સાહેબ જાતે પધારી રહ્યા છે, એ જોઇને બધા કારકુનો તથા કામદાર વગેરે ઉભા થઇ ગયા. કૃષ્ણપાન્તીએ અશ્રુપૂર્ણ લોચને ભાઇ શંભુચંદ્રના સામું જોઇને કહ્યું:—" શંભુ ! પેલું ચવાણું અને ભાત છેકજ ભૂલી ગયો કે ? ધિક્કાર છે તને ! " એટલું કહીને ત્યાંથી ચાલ્યા ગયા. તપાસ કરતાં શંભુચંદ્રને જણાયું કે, નિર્ધન અવસ્થામાં જે ગરીબ બ્રાહ્મણના ઘરમાં જઇને તેઓ વખતોવખત નાસ્તોપાણી કરી આવતા હતા.

તેજ બ્રાહ્મણનો આ માણસ પુત્ર થતો હતો. આ વાત જાણવામાં આવતાં તરતજ તેમણે બ્રાહ્મણની જમીન તેને પાછી અપાવી દીધી.

## ૭૦--एक अंग्रेज अमलदारनो आत्मत्याग

૧૮૫૭ના બળવા વખતે મેરઠ શહેરમાંથી વિદ્રોહી સિપાઇઓનું લશ્કર દિલ્હી શહેરમાં પ્રવેશ કરવા માંડ્યું. ત્યારે અંગ્રેજ અમલદારો બૈરાંછોકરાંઓને લઇને ઘોડેસવાર થઈને શહેરના એક બીજા દરવાજેથી બહાર નીકળી જતા હતા. અડધોએક માઇલ ગયા પછી લેફ્ટેનંટ વિલોબીના મનમાં વિચાર આવ્યો કેઃ–'અમે આ શું કર્યું ? દિલ્હીનું તોપખાનું તો એમ ને એમ મૂકતા આવ્યા. એ બળવાખોરોના હાથમાં આવશે તો તેઓ તોપ અને દારૂગોળાની મદદથી સરકારની સાથે વધારે જોરથી યુદ્ધ કરી શકશે. એમને અમે યુદ્ધ-વિદ્યાનું શિક્ષણ તો આપેલું છે.આ લડાઇમાં આખરે અમારો જય થશે એ તો ખરૂં, પણ દિલ્હીના તોપખાનાની સગવડ મળી જવાથી એ લોકોને હાથે દશ હજાર અંગ્રેજ ફોજનો કચ્ચરઘાણ વળી જશે એમાં તો જરાયે સંદેહ નથી; માટે એવું થવા ન દેવું એ મારી ફરજ છે. મારે હાથે દેશભાઈઓનું કલ્યાણ કરવાનો આવો સારો લાગ મારે ચૂકવો ન જોઈએ. " એમ વિચારીને તેણે પોતાના સાથીઓને કહ્યુંઃ–" ભાઈઓ ! મારી પત્ની તથા પુત્રને લઇને તમે ચાલતા થાઓ. મેં એક ભૂલ કરી છે;માટે પાછો જાઉં છું." લેફ્ટેનંટ વિલોબી ઉંચે શ્વાસે ઘોડો દોડાવતો દોડાવતો તોપખાના તરફ ગયો અને ત્યાં જઈને તોપખાનાને સળગાવી મૂક્યું. જોતજોતામાંજ મોટા ધડાકા સાથે દિલ્હીનું તોપખાનું એ અંગ્રેજ વીરપુરુષના દેહ સાથે ઉડી ગયું.



## ૭૧–મલિક અયાઝનો અતિથિસત્કાર

ગુજરાતના સુલ્તાન મહમૂદ બેગડાના મુખ્ય ઉમરાવોમાં મલિક અયાઝ નામનો એક ગૃહસ્થ હતો. એ પૈસાથી ખરીદાયલો ગુલામ હતો છતાં રાજ્યકારોબાર ચલાવવાની લાયકાતને લીધે તેણે ઘણોજ પૈસો પેદા કર્યો હતો. એ ઘણા ઉદાર દિલનો અને અતિથિસત્કારમાં બહુજ કાળજી રાખનારો હતો. એનો એવો હુકમ હતો કે, ભોજનની વખતે નોકરોએ ભૂંગળ વગાડવી કે જેથી કરીને કોઇ પણ ભૂખ્યું માણસ હોય અને ભોજનની ઇચ્છા રાખતું હોય તે આવી સુફરાપર બેસે. સુફરાપર એક નાકેથી બીજા નાકાસુધી બધાને એકજ જાતનું ભોજન પીરસવામાં આવતું હતું અને મલિક સુફરાની જમણી તથા ડાબી બાજુ તરફ ભોજનવેળા નજર કરતો અને પીરસવામાં પીરસનારા કોઈ જાતનો તફાવત બતાવતા તો તે પીરસનારના બારજ વાગી જતા અને મલિક ઘણોજ ગુસ્સે થતો. દરેક જાતનું સ્વાદિષ્ટ જમણ કાં તો ઈરાની લોકનું કે કાં તો રોમના અથવા તો હિંદના લોકોનું પીરસવામાં આવતું અને ખરેજ તે ભોજન અમૃત જેવું સ્વાદિષ્ટ બનાવવામાં આવતું. જમણ પૂરૂં થયા પછી દરેક મહેમાનના નોકરને પણ તેવીજ સંભાળથી પીરસવામાં આવતું અને તેમાંથી ફારેક થયા પછી પાનઅત્તર આપવામાં આવતાં હતાં. આ પ્રમાણે મલિક દરરોજ એકલો નહિ જમતાં સેંકડો અતિથિઓને સાથે લઇને ભોજન કરવા બેસતો હતો. (મિરાત–ઇ–સિકંદરી)

## ૭૨–મદ્રાસના ભોઇ લોકોની ઇમાનદારી

સર જૉન માલ્કમ સાહેબે પાર્લામેન્ટમાં સાક્ષી આપતી વખતે કહ્યું હતું કે, મદ્રાસમાં વીસ અથવા ત્રીસ હજાર ભોઈ પાલખી ઉપાડવાનું કામ કરે છે. તેઓ અંગ્રેજ લોકોની ચાકરી કરે છે અને લગભગ બધા કાળજીપૂર્વક કામ કરનારા તથા પ્રમાણિક છે. તેમણે કહ્યું કે, એ ત્રીસ વર્ષમાં ભોઇઓમાંથી એકના પણ ઉપર ચોરીનું આળ આવ્યું હોય એવું મને યાદ નથી અને તેમ છતાં એમનો પગાર મહિને દિવસે ફકત છ રૂપિયાના શુમારે છે. એક સમય એમનામાંના એકની ઇમાનદારીની વાત મારા જાણવા-

માં આવી છે. મદ્રાસથી દોઢસો ગાઉ ઉપર પાલખીમાં એક અંગ્રેજ સેનાપતિ મરણ પામ્યો. તે પાલખીમાં તેની પાસે ત્રીસ હજાર રૂપિયા રોકડા હતા. એ સુશીલ ભોઈઓ પોતાના ઉપર શક ન આવે એટલા સારૂ બીડું દઈને સાહેબના શબને સાચવીને દોઢસો ગાઉ દૂર મદ્રાસ શહેરમાં લાવ્યા અને શહેરના સૌથી મોટા અમલદાર પાસે જઈને એ મડદું તથા તેની સાથે મળી આવેલા રૂપિયાના તોડા તથા મહોરો સોંપી દીધાં.

## ७३--एक सांइ साहेबनी समदृष्टि

હુગલી જીલ્લાના પાંડુયાનિવાસી માજી ડેપ્યુટી કલેકટર શ્રીયુત મહમદ ઉલ નબી સાહેબને આરામાં નોકરી કરતી વખતે એક ફકિરનાં દર્શન થયાં હતાં. એ ફકિર પગે ચાલીને અરબસ્તાન, મિસર, ઇરાન, તુર્કસ્તાન અને આખા ભારતવર્ષમાં ભ્રમણ કરી આવ્યો હતો. ડેપ્યુટી કલેકટર સાહેબે તેને પૂછયું:–“ સાંઇ સાહેબ! આપે કયા તીર્થમાં સૌથી વધારે સંખ્યામાં સાચા સાધુ જોયા છે ? ” ફકિરે ઉત્તર આપ્યો:–“હરિદ્વારના કુંભમેળામાં;એમ તો દરેક દેશમાં થોડા ઘણા પ્રમાણમાં સાચા સાધુઓ મળી આવે છે. એવું ન હોય તો લોકોના પાપના બોજાથી દુનિયા નાશ પામી જાય.” ડેપ્યુટી કલેકટર સાહેબે આશ્ચર્ય પામીને પૂછયું:–“ આપ મુસલમાન ફકિર છો છતાં હિંદુઓના તીર્થસ્થાન હરિદ્વારમાં કુંભના મેળા વખતે શું કામ ગયા હતા ?” ફકિરે ઉત્તર આપ્યો:–“ ભાઇ ! જરા ઉંચે ચઢીને જુઓ તોજ બધું બરોબર દેખાશે. ” અર્થાત જેવી રીતે ઉંચા પર્વત ઉપર ચઢીને નીચેની ભૂમિ તરફ જોયાથી ઘાસ અને ઝાડ બધું એકસરખું લીલુંછમ દેખાય છે, તેવી રીતે મનને ઉચ્ચ ભૂમિકા ઉપર લઇ ગયાથી અને ઉદાર બનાવ્યાથી નજીવા મતભેદો ઉપર આપણું લક્ષ જતું નથી. બધામાં જે મુખ્ય અને સામાન્ય ગુણ રહ્યા હોય છે, તે સ્પષ્ટ જણાઈ આવે છે. એ વખતે સારો માણસ ગમે તે સંપ્રદાયનો હોય તોપણ તેને ઇશ્વરભકત અને સારો કહ્યા વગર આપણો છૂટકો થતો નથી. એ ફકિરે બીજા કોઈના પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું હતું કે, સંન્યાસીઓ તથા ફકિરોમાં જે સાચા સાધુ હોય તેનું દઢ લક્ષ એક નિત્ય વસ્તુ ઈશ્વર ઉપરજ રહે છે.

# ૭૪—मयूरभंजना राजानी परोणागत

એક સમયે પૂજ્યપાદ ભૂદેવ મુખોપાધ્યાય મયૂરભંજ સંસ્થાનમાં ગયા હતા. તેમણે રસ્તામાં સાંભળ્યું હતું કે, ત્યાંનો રાજા ઘણો ખુશામતીઓ છે. પોતાને હાથે કલેકટર સાહેબને પંખો નાખે છે. હીનતા અને બાપદાદાના ગૌરવ ઉપર પાણી ફેરવવાને આથી કાંઈ વધારે હદ હોઇ શકે ? તેમણે મયૂરભંજમાં જઈને જોયું તો રાજાએ ઉઘાડેપગે હાથમાં પંખા સાથે આવીને તેમને પોતાને પણ ગાડીમાંથી ઉતાર્યા. આદરસત્કાર કરીને ભૂદેવ બાબુને પોતાની બેઠકમાં બેસાડીને પોતે સ્વહસ્તે પંખો કરવા લાગ્યા. "આપ શા સારૂ આટલી બધી તસ્દી લો છો ? પંખો ખેંચનારો બધાને સારૂ પંખો ખેંચશે." એવું જ્યારે ભૂદેવ બાબુએ કહ્યું, ત્યારે રાજાએ પંખો ખેંચનારા નોકરને પંખો ખેંચવાનો હુકમ આપ્યો અને પોતાના હાથમાંનો પંખો નીચે મૂક્યો. ત્યાર પછી થોડીવારે ભૂદેવ બાબુને ભોજન કરવા બેસાડ્યા અને તેમની આજ્ઞા લીધા પછી રાજા પોતે ભોજન કરવા ગયા. ભૂદેવ બાબુના ચિત્ત ઉપર રાજાની આગતાસ્વાગતાથી ઘણી ઉંડી અસર થઈ અને તેમણે નિસાસો નાખીને કહ્યું:—"હાય ! અંગ્રેજી શિક્ષણ ! તું સૌથી ઉંચા વર્ગના અંગ્રેજોની સભ્યતા અમારા વિદ્યાર્થીઓને શીખવતું નથી અને બીજી તરફ 'એન ઈંગ્લીશમેન્સ હાઉસ ઇઝ હીઝ કેસલ' (અંગ્રેજનું ઘર તેનો કિલ્લો છે.) 'સેન્ડ ધી બેગર ટુ ધી વર્કહાઉસ' (ભિખારીને કારખાનામાં મોકલી આપો.) 'ધી માસ્ટર ટેઇકસ હીઝ સીટ એટ ધી હેડ ઑફ હીઝ ઓન ટેબલ.' (ખાણાના મેજ ઉપર ઘરધણી ઉંચે આસને બિરાજે છે.) વગેરે વિચારો શીખવીને હિંદુબાળકોના મગજમાં સભ્યતા અને રીતભાતની ખોટી ગંધ ભરી દે છે અને તેમને હિંદુઓનો અતિથિસત્કારનો આદર્શ કેટલો બધો ઉંચો છે, તે સમજવાને પણ અયોગ્ય બનાવે છે. મહારાજા સાહેબ અતિથિસત્કારના ભાવથી કલેકટરને પંખો નાખતા હતા તે એમના ઉચ્ચ પ્રકારના આતિથ્યધર્મનું પાલન સૂચવે છે; ખુશામત કે હીનતાનું કાર્ય નથી."

# ૭૫–एक लेफ्टेनंट गवर्नरने साचा फकिरनां दर्शन

વાયવ્ય પ્રાંતમાં ગંજમોરાદાબાદ નામના એક ગામમાં મૌલાના ફજલૂર રહેમાન નામના એક ફકિર વાસ કરતા હતા. એક ઝુંપડીમાં તૂટેલી ફૂટેલી ખાટ ઉપર એ પડયા રહેતા. ગોદડા કે બિછાનાની તેમને જરૂર નહોતી પડતી. સામે એક ચટાઇ પડી રહેતી, તેના ઉપર મળવા આવનારા માણસો બેસતા. શિષ્યો અને સેવકો આવીને તેમને ખવરાવી જતા. એક દિવસ સાંઇસાહેબ હાથનો તકીઓ કરીને સૂઇ રહ્યા હતા, એવામાં એ પ્રાંતના માજી લેફ્ટેનંટ ગવર્નર સર એન્ટોની મેક્ડોનલ્ડ સાહેબ એક દુભાષીઆને લઇને ઝુંપડીમાં પધાર્યા. લે૦ ગવર્નર સાહેબ પોતાની બગીને દૂર ઉભી રાખીને પગે ચાલીને આવ્યા હતા. સાહેબને જોઇને સાંઇસાહેબ બોલી ઉઠયા:–"કૌન હૈ ?" દુભાષીઓ બોલ્યો:—"પોતે લાટ સાહેબ છે." ફકિરે પહેલાંની માફકજ પડયે પડયે જવાબ આપ્યો:–"બૈઠતા કયોં નહીં ? " ત્યાર પછી લાટ સાહેબના મોં તરફ જોઇને તે સ્વાભાવિક મધુર સ્વરે બોલ્યા:–" બૈઠ જાઓ બેટા ! "

કોટ, પાટલૂન અને બૂટ સાથે ચટાઇ ઉપર બેસવું કોઇ અંગ્રેજને માટે સગવડભર્યું નથી; પરંતુ ફકિરને માન આપવા સારૂ ટોપી ઉતારીને ગવર્નર સાહેબને કોઇપણ પ્રકારે એ ચટાઇ ઉપર બેસવું પડયું. ફકિર પહેલાંની માફક પડી રહીને લાટ સાહેબના મુખસામું જોઇને મહારાણી વિકટોરિયાને ઉદ્દેશીને કહેવા લાગ્યો:–" જે આ રાજ્યની માલિક છે, તે દુનિયાના માલિકની પણ મહેરબાનીને પાત્ર છે અને બધા સાધુ તથા ફકિરોના પણ આશીર્વાદને પાત્ર છે. એનું મન ઘણું ઉદાર છે. તમે લોકો એના અમલદારો છો તે એવા ઉદાર નથી. જો તમે લોકો એના જેવું મન રાખીને પ્રજાનું પાલન કરો, જેવી રીતે સડકોનો સારો બંદોબસ્ત રાખો છો એવી રીતે પ્રજાનું ગુજરાન વધારે સારી રીતે ચાલે એના પણ ઉપાય કરો અને એમને પોતપોતાનો ધર્મ પાળવામાં વિશેષ ઉત્તેજન આપો તથા કાયદા બાંધતી વખતે અને ન્યાયાધીશની ખુરસી ઉપર બેસતી વખતે તમે લોકો હમેશાં સર્વ પ્રકારની કૂટનીતિ મનમાંથી કાઢી નાખીને સરળતાથી ન્યાયપૂર્વક પોતાનું કર્તવ્ય બજાવો તો આ ફકિરને આ રાજ્યસંબંધમાં કાંઇ કહેવાનું રહે નહિ. સાંભળ્યું ? હવે જાઓ." ગવર્નર સાહેબ આટલો વખત ટોપી હાથમાં લઇને ફકિરના પવિત્ર

શાંત મુખની કાન્તિ નિહાળી રહ્યા હતા. એ વાતચીત થઈ રહ્યા પછી એમણે ખૂબ નમીને સલામ કરી તથા ફકિરને કાંઈક કહેવા જતા હતા, પણ ફકિરે બોલવાનો સમય આપ્યો નહિ અને કહ્યું:-"જાઓ બેટા! જાતા કયોં નહીં?" ગવર્નર સાહેબ મૂંગેમોંએ હાથમાં ટોપી લઈને ફકિરનો હુકમ માથે ચઢાવીને ઝુંપડીની બહાર ગયા.

પેલી તરફ ગવર્નર સાહેબના પધારવાના સમાચાર સાંભળીને એ ગામના પાંચ દશ મોટા માણસો ગાભરા થઈ જઈને અત્તરગુલાબ લઇને, સારાં કપડાં પહેરીને ઉતાવળા ઉતાવળા ઝુંપડી તરફ આવી રહ્યા હતા. રસ્તામાં ગવર્નર સાહેબ એમને મળ્યા, એટલે એમણે જમીનસુધી નમીને કુર્નિસ કરી, પણ તેના જવાબમાં ગવર્નર સાહેબે ટોપી ઉતારીને સલામ ન કરતાં સહેજ માથું નમાવીને ચાલવા માંડયું. રસ્તામાં દુભાષીઆને કહેવા લાગ્યા:-"હું અહીંઆં ફકિરને મળવા સારૂ આવ્યો હતો. આજે મને સાચા ફકિરનાં દર્શન થયાં. અહીંઆં રોફ મારીને આવેલા આ બધા ગૃહસ્થોને મળવા સારૂ મારૂં આવવું નહોતું થયું. આવી જાતના રાજાઓ અને નવાબો તો હમેશાં મારી આસપાસ વીંટાયલા રહે છે."

# ७९-हिंदुनो आतिथ्यधर्म

सर्वत्रोऽभ्यागतो गुरुः।

મહેમાન એ ગુરુની પેઠે પૂજવાયોગ્ય છે, એ આપણાં શાસ્ત્રોનું વચન છે. સ્વર્ગસ્થ ભૂદેવ મુખોપાધ્યાય મહાશયના પડોશી સ્વર્ગસ્થ મૌલવી ફૈજુલ્લા સાહેબ એક દિવસ કાંઈ વાત કરવા સારૂ ફરતા ફરતા હાથમાં હુક્કો લઇને તેમને ઘેર આવી ચઢયા. ઘરની અંદર ટેબલના ઉપર હુક્કો મૂકી દઈને મૌલવી સાહેબ ભૂદેવ બાબુ સાથે વાતચીત કરવા લાગ્યા. પછીથી બન્ને જણા ઘરની બહાર આંગણામાં આવી ઉભા. ત્યાં આગળ પણ ઉભા ઉભા વાર્તાલાપ થવા લાગ્યો. વાતચીત પૂરી થઇ ત્યારે મૌલવી સાહેબને ઘરની અંદર હુક્કો લેવા જતા જોઇને ભૂદેવ બાબુએ પોતાના નવ વર્ષના પુત્રને આજ્ઞા કરી કે:-"જા, તું જઇને હુક્કો લઈ આવ." મૌલવી સાહેબ ત્યાં ઉભા રહ્યા; પણ બાળકના મનમાં વિચાર આવ્યો કે, મુસલમાનનો અજીઠો હુક્કો કેવી રીતે

ઉપાડાય? ભૂદેવ બાબુ એની અમુંઝણ સમજી ગયા અને બાલકની તરફ એવી તીવ્ર દૃષ્ટિથી જોયું કે એક ક્ષણમાત્રમાં હુક્કો મૌલવી સાહેબના હાથમાં આવી પહોંચ્યો. મૌલવી સાહેબના ચાલ્યા ગયા પછી ભૂદેવ બાબુ ઘરમાં ગયા અને ઉદાસ થયેલા પુત્રને હિંદુધર્મનો ખરો ઉપદેશ સમજાવવા લાગ્યા:– "આપણે ઘેર જે કોઇ આવે તેની ન્યાતજાત કે ધર્મનો વિચાર કરવો નહિ. **સાક્ષાત વિષ્ણુ કે બ્રહ્મા પંડે પધાર્યા છે, એમ સમજીને ગૃહસ્થે અતિથિનો સત્કાર કરવો જોઇએ.** અતિથિસત્કારમાં જરાપણ ત્રુટિ પડે તો ખરો હિંદુધર્મ સચવાય નહિ અને તેથી આપણે બ્રાહ્મણ કે સદ્ગૃહસ્થ ગણાઇએ નહિ. એટલા માટે મુસલમાન અતિથિનો હુક્કો આણી આપવા સારૂ તેં એમના અજીઠા હુક્કાને સ્પર્શ કર્યો તેમાં તને જરા પણ દોષ લાગશે નહિ. એને લીધે તું તારા શરીરને અપવિત્ર થયેલું ગણીશ નહિ. તારા મનમાં આ વાત આજ ને આજ ન ઉતરતી હોય તો ભલે ગંગામાં જઈને સ્નાન કરી આવજે; પરંતુ મૌલવી સાહેબનો સંપૂર્ણ આદરસત્કાર ન કર્યો હોત તો આપણને ન ભુંસાય તેવું ઘણુંજ મોટું પાપ લાગત."

વાચકોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે, ભૂદેવ બાબુ સુધારાવાળા નહોતા; પરંતુ હિંદુધર્મનું યથાર્થ પાલન કરનારા, ધર્મનિષ્ઠ અને પવિત્ર બ્રાહ્મણ હતા.

## ૭૭–સારા કામમાં ઉદ્યોગ–માતાનું શ્રાદ્ધ

બંગાળાના એક ગામડામાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. એના ગામમાં પાણીની ઘણી તંગી હતી. માતાને દરરોજ ઘણે છેટેથી પાણી ભરી લાવતી જોઇને એ બ્રાહ્મણનો જીવ ઘણો દુભાતો હતો. થોડા દિવસ પછી એની મા મરી ગઈ, ત્યારે તેના શ્રાદ્ધને દિવસે એણે સંકલ્પ કર્યો કે, મારી માતાના નામથી એક તળાવડી ખોદાવીશ. ઘરમાં હાંલ્લાં કુસ્તી કરતાં હતાં, છતાં પણ હાથમાં પાવડો અને કોદાળી લઇને ઘરની આજુબાજુની જમીન ખોદવા માંડી. એ કંગાળ બ્રાહ્મણને બધાં ગાંડો ગણવા લાગ્યાં. એના મહાન ઉદ્યોગમાં ગામના કોઇ લોકે સહાયતા આપી નહિ. એવામાં એણે સાંભળ્યું કે, દિવાન ગંગા ગોવિંદસિંહ પોતાની માતાનું શ્રાદ્ધ ઉજવી રહ્યા છે અને બ્રાહ્મણોને મનમાન્યું દાન આપી રહ્યા છે, એવા પ્રસંગે પોતાને પણ કાંઇ સારી

દાનદક્ષિણા મળશે એમ ધારીને એ બ્રાહ્મણ પણ ત્યાં પહોંચ્યો.ત્યાં જઈને જુએ છે તો દાનનું કામ સમાપ્ત થઇ ગયું છે. બીજા બધા બ્રાહ્મણો ગંગા ગોવિંદ-સિંહના લખલૂટ દાનની પ્રશંસા કરી રહ્યા છે. પોતે બારણા આગળ ઘણીવાર સુધી ઉભો રહ્યો; પણ જ્યારે જોયું કે દિવાનજીની મુલાકાત થવાનો સંભવ નથી, ત્યારે એ નિરાશ થયેલો બ્રાહ્મણ દૂર ઉભો ઉભો કહેવા લાગ્યો:-"મારી માનું શ્રાદ્ધ આના કરતાં પણ મોટું હતું. આજકાલ કરતાં ત્રણ વરસ થયાં તો એ પૂરૂં થતું નથી." તેના આ શબ્દો ધીમે ધીમે દિવાનજીના કાન સુધી પહોંચ્યા. તેમણે બ્રાહ્મણને બોલાવીને એ બાબત પૂછ્યું, ત્યારે બ્રાહ્મણે ઉત્તર આપ્યો કે:-" સાહેબ ! પોતાને સારૂ હવેલીઓ, બાગબગીચા, હાથી-ઘોડા વગેરે સાહેબી કાયમ રાખીને, બચાવેલા ધનમાંથી લાખો રૂપિયા ખર્ચવા એ કાંઈ મોટી વાત નથી; પરંતુ પોતાને રહેવાનું ઘર પણ તોડી નાખીને, કુંવારા રહીને, પૂરૂં પેટ પણ ભર્યાવગર, કાયાને કષ્ટ આપીને સ્વર્ગ પામેલી જનનીના સંતોષ સારૂ ઘણાં વર્ષથી હું માતૃશ્રાદ્ધ કરી રહ્યો છું. એટલે આપે આજે આટલું બધું ધન લૂંટાવ્યું તે મારે મનથી કાંઈ વિસાતમાં નથી." દિવાન ગંગા ગોવિંદસિંહે તેની વાતની પાકી તપાસ કરવાનો પોતાના નોકરોને હુકમ આપ્યો તથા તેને થોડા દિવસ પોતાને ત્યાં રહેવાનું કહ્યું. તપાસ કરવાથી ખાત્રી થઈ કે, બ્રાહ્મણ કહે છે એ વાત સાચી છે. ખરેખર એ ત્રણ વર્ષથી પોતાને હાથે તળાવડી ખોદી રહ્યો છે, ત્યારે એમને એને માટે ઘણી લાગણી ઉપજી અને પોતાને ખર્ચે એક મોટું તળાવ ખોદાવી આપી એ બ્રાહ્મણની માના નામથી અર્પણ કરી દીધું. પોતાનો મનોરથ આ પ્રમાણે સિદ્ધ થવાથી બ્રાહ્મણના હર્ષનો પાર રહ્યો નહિ. એણે પોતાની જાતને સારૂ તો દિવાનજી પાસેથી કાંઇપણ લેવાની સાફ નાજ કહી.

## ૭૮–पोतानो दोष शोधवानी टेव

બિહારમાં મખદૂમ શાહની કબર છે. તેઓ રાજગૃહમાં પહાડ ઉપર એક ગુફામાં તપસ્યા કરતા હતા. ત્યાંથી બિહાર પાછા આવતી વખતે એક દિવસ તેઓ એક ખેતરમાં ઝાડોની છાયાનીચે વિસામો ખાવા સારૂ બેઠા. ત્યાં આગળ ચીભડાંનું એક ખેતર હતું. ખેતરના રખેવાળની નજર તેમના તરફ ગઇ. એ સમજ્યો કે, આ માણસ ચીભડાં ચોરીને ખાવા સારૂ અહીંઆં બેઠો છે. એણે કાંઇ વધારે પૂછપરછ કર્યા વગર એ ફકિરના માથામાં લાઠી મારી. ફકિરે રખેવાળને કાંઇ પણ કહ્યું નહિ. ઉલટું પોતાના મનને ઠપકો આપ્યો કે:–'હે સરફા ! (એમનું પૂરૂં નામ સરફુદ્દીન હતું) કયોં ચલે હો કુરાહ કે લાઠી ખાયા?' અર્થાત હે સરફા ! તું કુમાર્ગે શા સારૂ ગયો કે માર ખાવાવારો આવ્યો ? સીધે રસ્તે ચાલ્યા જવું હતું કે જો કોઈ પડતર જમીનમાં કે સૂકાં ઝાડઝાંખરાંતળે બેસત તો ખેડુતની આવી ભૂલ થાત નહિ.

## ૭૯–एक उमरावनी रैयतमाटे खरी दया

ગુજરાતના સુલતાન મહમૂદ બેગડાના ધાર્મિક ઉમરાવોમાં મલિક દાવર–ઉલ–મુલ્ક મુખ્ય હતો. તે ઉંચા ખાનદાન કુટુંબનો હતો અને દુનિયાનાં સુખથી ભરપૂર હોવા છતાં પણ ધર્મ તરફ તેના મનનું વલણ મજબૂત હતું. જ્યારે સુલતાનની મહેરબાનીથી તે મોટે હોદ્દે ચડયો તથા તેને દાવર–ઉલ–મુલ્કનો ખિતાબ બક્ષવામાં આવ્યો ત્યારે તેના સિપાઇઓ તથા આશ્રિતો તેના ઘરની અંદર જવાની ગલી સુધી ભેગા થતા હતા. તેણે પોતાના પાડોશીઓને કહ્યું કે, હું મારાં પોતાનાં ઘરબાર વેચી નાખવા માગું છું. તમારામાંથી કોઇને વેચાતાં રાખવાં હોય તો રાખો. આ સાંભળી બધા આશ્ચર્ય પામીને કહેવા લાગ્યા:–" સાહેબ ! આપ આપનાં મકાનોની મરામત કરાવી શકો એટલા સંપત્તિવાળા છો અને ધારો તેટલાં વધારે મકાનો ખરીદી શકો એમ છો; તો પછી આ મકાનો વેચી નાખવાની શી જરૂર છે. ? " પણ મલિકે તેમના કહ્યા ઉપર કાંઇ પણ ધ્યાન ન આપતાં તે મહેલ્લામાંથી બહાર નીકળી જઇ શહેરબહાર ઘર બંધાવ્યાં. આમ કરવા-

માં તેમનો હેતુ શહેરની ગંદી હવામાંથી બચી બહારનો ખુલ્લો વાયુ સેવન કરવાનો કે ગરીબ પાડોશીઓની કચકચમાંથી બચવાનો નહોતો; પણ પોતાના બારણા આગળ ઘણા લોકો ભેગા થતા હતા અને હાથી, ઘોડા, ગાડીઓ વગેરેની આવજા થયા કરતી હતી તેથી પાડોશીઓને અડચણ પડતી હતી, તે અડચણ દૂર કરવા ખાતર પોતે ખુશીથી ગામબહાર જઈ વસ્યા. ( મિરાત-ઇ- સિકંદરી )

# ૮૦—मलिक दावर-उल-मुल्कनी गरीबोमाटे लागणी

ઉપર જણાવેલા મલિકને સુલતાન મહમૂદ બેગડાએ ગુજરાતની સરહદ ઉપર અને મોરબીથી દશ કોશ દૂર ઝાલાવાડ પ્રાંતની હદમાં આવેલા અમરૂનનો થાણેદાર બનાવીને મોકલ્યો. એવામાં એક દિવસ તેને ભૂજના હિંદુઓ સાથે લઢાઈમાં ઉતરવું પડ્યું. લશ્કર સાથે કચ્છનું રણ પસાર કરીને એ ત્રીજે દિવસે વસ્તીવાળા ભાગમાં પહોંચ્યો અને એક ઝાડ-નીચે થાક ખાવા સારૂ બેઠો. કેટલીકવાર ત્યાં નિરાંતે ઉંઘ્યા પછી તે જાગ્યો ત્યારે સિપાઈઓને પોતાના ઘોડા જુવારના એક ખેતરમાં ચરાવતા જોયા. તેમણે કહ્યું:-"દોસ્તો! તમને પરમેશ્વરની બીક નથી કે આમ પારકો માલ હસ્તગત કરો છો?" તેઓએ કહ્યું:-"સાહેબ! આજ ત્રણ દિવસ થયાં આદમીઓએ તથા ઘોડાઓએ ખાવાની ચીજ જોઈ નથી. અમે તો ખુદાથી બીએ છીએ પણ અમારા ઘોડામાં એટલી સમજણ ક્યાંથી?"

મલિકે કહ્યું:-"પરમેશ્વરની બીકને લીધે તમે સહનશીલતા તથા શાંતિ રાખી શકો છો તો તમારા ઘોડાએ પણ તમારી માફકજ કરવું જોઇએ." એમ કહી મલિકે પોતાના ઘોડાની લગામ છોડીને એક લીલાકુંજ જેવા ખેતરમાં તેને છૂટો મૂક્યો; પણ ઘોડો લગામ આગળથી જરાક પણ ડગ્યો નહિ અને માથું નમાવીને ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો.

( મિરાત-ઇ-સિકંદરી )

# ૮૧—मुक्ति कयारे थशे ? मोक्षनुं मोटुं साधन

ભગવાન શંકરાચાર્યે દઢતાપૂર્વક કહ્યું છે કેઃ—

मोक्षसाधनसामग्र्यां भक्तिरेव गरीयसी ।

અર્થાત મુક્તિનાં સાધનોમાં ભક્તિ એજ સૌથી મોટું સાધન છે.

દેવર્ષિ નારદ હરિગુણ ગાતાં ગાતાં બધે ફરતા હતા, એવામાં એક દિવસ તેમણે સૂકાઇને હાડપિંજર જેવા થઇ ગયેલા એક તપસ્વીને આસોપાલવના વૃક્ષની નીચે જપ કરતાં દીઠો. તેનાથી થોડે છેટે એક ગાંડો બીજા એક ઝાડનીચે પડયો હતો. નારદને જોઇને એ તપસ્વીએ પૂછયું :—"મહારાજ ! આપ જે વખતે ભગવાનની પાસે પધારો ત્યારે પૂછજો કે, હજી મારે કયાંસુધી તપ કરવું પડશે ?" એ સાંભળીને પેલો ગાંડો પણ બોલી ઉઠયો:—"મહારાજ! મારે સારૂ પણ એ વાત પૂછતા આવજો." નારદજીએ ભગવાનની પાસે જઈને એ બન્નેને માટે પૂછયું; ત્યારે ઉત્તર મળ્યો કે, એ ગાંડાને દીક્ષા લીધા પછી થોડાકજ સાધનથી મુક્તિ મળશે અને એ તપસ્વી તો જે વૃક્ષની નીચે તપ કરી રહ્યો છે તેનાં જેટલાં પાંદડાં છે તેટલાં વર્ષસુધી તપ કરશે ત્યારેજ મુક્તિ પામશે. નારદે એ સાંભળીને ઘણું વિસ્મય પ્રકટ કર્યું. ત્યારે ભગવાને કહ્યું કે:—"તમે જાતેજ જઇને એ વાતની ખાત્રી કરી જુઓ. એમને કહેજો કે, મેં એવું કહ્યું છે કે, સોયના નાકામાંથી એક હાથીને પાર કાઢયા પછી હું તમારી વાતનો ચુકાદો આપીશ." નારદે પેલા બેઉ જણાની પાસે જઈને એજ પ્રમાણે કહ્યું, એટલે તપસ્વી બોલી ઉઠયો:—" ત્યારે તો એમજ કહોને કે મારી મુક્તિ થવાનીજ નથી ! એવું અસંભવિત કામ તે કોઈ દિવસ પાર પડી શકતું હશે ?" આમ કહીને એ તપસ્વી જપતપ છોડી દઇને ઉઠીને ચાલતો થયો. પેલો ગાંડો તો નારદની વાત સાંભળીને નાચવા લાગ્યો કે,બસ મારૂં કામ તો થઇજ ચૂકયું ! તે બોલી ઉઠયો કેઃ—" મહારાજ ! જે પ્રભુ અખિલ બ્રહ્માંડને આંખના પલકારામાં અણુ કરતાં પણ નાનું કરી શકે તેવો છે, તેને સોયના નાકામાંથી હાથી કાઢતાં કેટલી વાર ! પણ એ તો ઠીક;પરંતુ આપે જરા વાટ કેમ ન જોઈ ? ભગવાન સોયના નાકામાંથી હાથીને પાર કાઢી રહે ત્યાર પછી તમારે મારી વિનતિ કહેવી હતી ને?" નારદે જોયું કે, આ ગાંડો તો એની ભક્તિને લીધે હમણાંથીજ મુક્તદશાને પામ્યો છે. તેમણે ઘણા આનંદથી એને ખોળામાં બેસાડીને દીક્ષા અને

સાધુતાનો ઉપદેશ આપ્યો.

જેને ભગવાનના મહિમાની ખબર નથી અને ગાઢી શ્રદ્ધાભક્તિ નથી તેનાં કામો ખાલી વેઠ જેવાં હોય છે.

# ૮૨–દૃઢ ભક્તિ અને વિશ્વાસ-મણિકર્ણિકાનું સ્નાન

પાર્વતીએ મહાદેવને પૂછ્યું કે:–"સ્વામીનાથ! આજ કાશીમાં ગ્રહણને દિવસે જે લાખો સ્ત્રીપુરુષો મણિકર્ણિકા ઘાટ ઉપર સ્નાન કરી રહ્યાં છે તે સર્વનો શું ઉદ્ધાર થશે?" મહાદેવે ઉત્તર આપ્યો:–"મનમાં ભક્તિ અને વિશ્વાસ ન હોય ત્યાંસુધી સ્નાન કર્યાથી કેવળ શરીરજ સાફ થાય છે, બીજું કાંઇ ફળ મળતું નથી. ચાલો આપણે જોઇએ કે, આમાંનાં કેટલાંનામાં ખરી ભક્તિ અને વિશ્વાસ છે." મહાદેવની સલાહ મુજબ સતી પાર્વતી બ્રાહ્મણપત્નીરૂપે ઘાટ આગળ જઇને બેઠાં અને સદાશિવ એક શબનું રૂપ ધરીને પાસેજ ભોંય ઉપર પડયા રહ્યા. પાર્વતી કહેવા લાગ્યાં:–"તમારામાંથી જે કોઇ નિષ્પાપ હોય તે કૃપા કરીને એકવાર મારા પતિના શબને સ્પર્શ કરો. દેવોની એવી આજ્ઞા છે કે, એવા મનુષ્યના સ્પર્શથી એ જીવતા થશે; પરંતુ નિષ્પાપ નહિ હોવા છતાં જો કોઇ એમને સ્પર્શ કરશે તો તેનું મૃત્યુ થશે." શબને સ્પર્શ કરવાની કોઇની હિંમત ચાલી નહિ. એક ચંડાળ સ્નાન કરીને આવી રહ્યો હતો. પાર્વતીના કરુણ સ્વરથી તેનું હૃદય પીગળી ગયું. તેણે કહ્યું:–"મા! હું અતિ હીનજાતિનો અને ઘણો પાપી છું; પણ હમણાંજ મણિકર્ણિકામાં સ્નાન કરીને આવીશ, એટલે દેવાધિદેવ મહાદેવના વરદાનથી અવશ્ય હું તરતજ નિષ્પાપ થઇ જઇશ. ઉભાં રહો, હું એક ડૂબકી મારીને હમણાં આવું છું." ચંડાળે સ્નાન કરી આવીને નિર્ભયપણે શબને સ્પર્શ કર્યો એટલે બ્રાહ્મણવેશધારી શિવજી ઉભા થયા અને બોલ્યા:–"આટલા બધા લોકોમાંથી ફક્ત આ એકજ જણે સાચું સ્નાન કર્યું છે."

# ८३–मद्रासी पोइन्टमेननी कर्तव्यपरायणता

એક દિવસ મદ્રાસ ઈલાકામાં કોઈ એક રેલ્વેનો પોઈન્ટમેન પોઈન્ટ પકડીને ઉભો હતો. ગાડીઓને ઠેકાણાસર પાટા ઉપર ચઢાવવી એ એનું કામ છે.

જે ક્ષણે તે પોઈન્ટ આગળ ઉભો હતો તે વખતે બે તરફથી બે ગાડીઓ જોસભેર સામસામી આવી રહી હતી. જો એ ક્ષણે એ માણસ એક ક્ષણ-ભરને માટે પણ પોતાની ફરજ બજાવવાનું ચૂકી જાય, તો બન્ને ગાડીઓ અથડાઈ મરે, હજારો માણસો મરી જાય કે ઘાયલ થાય અને ઘણોજ અનર્થ થઈ જાય. દૈવસંયોગ એવો બન્યો કે, એનાં હાથમાં પોઈન્ટ હતું તેજ સમયે એક કાળો નાગ આવીને એકદમ તેના પગને વીંટળાઈ ગયો. હવે એણે શું કરવું ? જો તે ગભરાઈ જઈને હાથમાંનું પોઈન્ટ છોડી દે છે તો હજારો માણસોના પ્રાણ જાય છે, જો નથી છોડતો અને સાપને છોડાવવાનો પ્રયત્ન નથી કરતો તો પોતાનો પ્રાણ જાય છે. એક ક્ષણમાત્રમાં તેણે મનમાં સંકલ્પ કર્યો કે, મને પોતાને આ કાળસર્પ ભલે કરડી ખાય, પણ હું પોઈન્ટ છોડી દઈને અનેક મનુષ્યોના મોતનું કારણ નહિ થઈ પડું. એ પોતાના કર્તવ્યમાં દૃઢ રહ્યો અને જરાપણ ખસ્યો નહિ. જેની ઈચ્છા શુભ હોય છે તેને ઈશ્વર અવશ્ય સહાય થાય છે. ગાડીના ભારે અવાજથી સાપ પણ ભયભીત થઈને તેનો પગ છોડીને ચાલ્યો ગયો.

પાછળથી રેલ્વે કંપનીને આ વાતની ખબર પડતાં તેણે એ પોઈન્ટમેનને સારૂં ઈનામ આપ્યું.

આવું ઉત્તમ પ્રકારનું કર્તવ્યજ્ઞાન મનુષ્યને ઈશ્વર તરફથી મળેલી ખાસ બક્ષીસ છે. ઇતર પ્રાણીઓમાં–પશુપક્ષીઓમાં એ કર્તવ્યજ્ઞાન નથી. જે મનુષ્યને પોતાના એ અધિકારનું ભાન નથી, જેનામાં કર્તવ્યપરાયણતાની બુદ્ધિ નથી તેનામાં મનુષ્ય કરતાં પશુત્વ અધિક છે એમજ કહેવું જોઈએ.

# ૮૪--હિંદુબાલિકાનું શિક્ષણ

બંગાળાની પ્રાત:સ્મરણીય મહારાણી શરતસુંદરીના પિતા ભૈરવનાથ ધનવાન પુરુષ હતા; પણ એમને પુત્રસંતાન નહિ હોવાથી પુત્રી શરતસુંદરીનું લાલનપાલન ઘણા આદરપૂર્વક થયું હતું. પાંચ વર્ષ અને સાત માસની વયે પુઠિયાના રાજા યોગેન્દ્ર નારાયણસિંહ સાથે તેમનું લગ્ન થયું. શરતસુંદરીનાં માતા દ્રવમયી ઘણાં સુશીલ અને ગુણવાન નારી હતાં. છેક વૃદ્ધાવસ્થાસુધી એમણે પોતાની લાજમરજાદ છોડી નહોતી. માતાના લજ્જાળ અને નમ્ર સ્વભાવની અસર શરતસુંદરી ઉપર પણ એવી પડી હતી કે, જે અવસ્થામાં અન્ય બાલિકાઓ ઉઘાડી રમ્યા કરે છે, તે અવસ્થામાં હમેશાં કપડાં પહેરીનેજ તે રહેતાં હતાં અને પોતાના દેશના રિવાજ પ્રમાણે કદિ જનાનાની બહાર જતાં નહોતાં. માતાના શિક્ષણ અને ઉત્તેજનને લીધે બાલ્યાવસ્થાથીજ એ રમતગમતને બદલે પૂજાપાઠ કરવાનું શીખ્યાં હતાં. પાંચ વર્ષની વયે એમણે માતપિતા આગળ જન્માષ્ટમી અને શિવરાત્રીનું વ્રત કરવાની રજા માગી હતી. એ રજા નહિ મળ્યાથી એમને વિશેષ ક્ષોભ થયો હતો; પણ એ ક્ષોભને મનમાં ને મનમાંજ શમાવ્યો હતો, રીસ પ્રકટ કરી નહોતી. એટલી નાની વયમાં પણ એ મનની ઇચ્છાને મનમાં દબાવી દેતાં શીખ્યાં હતાં. પિતાની અતિથિશાળામાં દરરોજ અતિથિઓને ભોજન કરાવવામાં આવતું તે એ જોતાં.ગામે ગામના અને દરેક વર્ગના દુ:ખી લોકોને ભોજનથી તૃપ્ત થઇને જતાં જોઇને એમણે બાલ્યાવસ્થામાંજ એ સાર ગ્રહણ કર્યો હતો કે, દુ:ખીઓનું દુ:ખ ટાળવું એજ માનવજીવનનું એક મુખ્ય કર્તવ્ય છે. વળી જીવનમાં દુ:ખી લોકો કેટકેટલાં દુ:ખ વેઠે છે, એ જોઇને પોતે પણ સહનશીલતાનો ગુણ શીખ્યાં હતાં. એમનાં પિતામહી વિષ્ણુસહસ્ર નામનો જપ દરરોજ કરતાં. પૌત્રી શરતસુંદરી પણ સદા તેમની પાસે બેસીને એ પાઠ સાંભળતાં. એ પ્રમાણે ભગવાનના નામનો જપ તથા ભક્તિસંબંધે તેમને શિક્ષણ મળ્યું હતું.

## ૮૫–સ્વામીની સાથે તાદાત્મ્ય

મહારાણી શરતસુંદરી એટલા મોટા દરજ્જાનાં સ્ત્રી હોવા છતાં પણ હમેશાં પોતાના સ્વામી યોગેન્દ્ર નારાયણનું મન પારખવાનો યત્ન કરતાં. તેમને કયે વખતે કયી વસ્તુ જોઇશે, શું કર્યાથી એ પ્રસન્ન થશે એ વાતનો વિચાર કરીને સર્વ વસ્તુ જાતે એમને સારૂ તૈયાર રાખતાં. પત્ની પ્રત્યેક વિષયમાં પોતાનું મન સાચવે છે એ વાત જાણ્યાથી રાજા યોગેન્દ્ર નારાયણને શરતસુંદરી ઉપર એટલો બધો વિશ્વાસ બેસી ગયો હતો કે કલકત્તા જતી વખતે તેઓ પોતાનો વિશ્વાસુ અમલદારને કહેતા ગયા હતા કે:– "રાણી જે કાંઈ કરવાનું કહે તે કરજો." અમલદારે મશ્કરીમાં પૂછ્યું:–"અને એ કદાચ પોતાના બાપને ઘેર જવાનું કહે તો ?" યોગેન્દ્ર નારાયણે કહ્યું:– "કહે તો અવશ્ય જવા દેશો; પરંતુ મારી પૂરી ખાત્રી છે કે, અસાધારણ કામ આવી પડયા વગર એ કદિ પણ ત્યાં જવાનું કહેશે નહિ."

(બંગાળાના મોટા રાજવંશીઓમાં રાણીઓને પિયેરમાં મોકલવાનો રિવાજ નથી હોતો.)

## ૮૬–વિનયનું કારણ

એક દિવસ કોઇ એક ખેડુતે પોતાના ખેતરમાં જઈને પુત્રને સમજાવ્યું કે, જો બેટા! જે છોડમાં દાણા વધારે છે, તે બધા નીચે નમેલા છે; જે ઘઉં ટટાર ઉભા છે, તેમાં દાણા ઓછા છે અને ભુસુ વધારે છે; માટે માણસે હમેશાં વિનયી–નમેલા રહેવું એમાંજ સૌજન્ય છે. મુરબ્બીઓની આગળ વિનયનો અભાવ તથા પોતાનું પરાક્રમ દેખાડયાથી એજ સાબિત થાય છે કે, એનામાં ખરેખર કાંઇ પાણી નથી તથા હિતાહિતનું એને ભાન નથી.

# ८७--खुशामतप्रत्ये तिरस्कार—मीर्झा मरछियाखान

ઘણાઓ ધારે છે કે, મુસલમાનયુગ ખુશામતનો યુગ હતો. રાજદરબાર-માં ઉંચી પદવીએ પહોંચવા સારૂ ખુશામત કલ્પવૃક્ષસમાન ગણાતી અને હાલ પણ એ વર્ગના માણસોમાં ગણાય છે; પરંતુ એ યુગમાં પણ સ્વતંત્ર સ્વ-ભાવના વિદ્વાનો ઉત્પન્ન થયા છે. મીર્ઝા મરછિયાખાન એવાજ નરોમાંના એક હતા.

લગભગ અઢિસો વર્ષપૂર્વે બિજાપુરના મુસલમાની રાજ્યમાં એ રહેતા હતા અને ઇશ્વરભકિતનાં કાવ્યો રચીને સમય નિર્ગમન કરતા હતા. એમની કવિતા લોકોમાં ઘેરે ઘેર અને રસ્તાઓમાં ગવાતી. એક દિવસ સુલ્તાન અલી આદિલશાહે તેમને બોલાવીને મોટું ઇનામ આપ્યું તથા કહ્યું કેઃ—"મારી કીર્તિની એક કવિતા બનાવો." કવિએ કહ્યુંઃ—"મારી રસના (જીભ) ને મેં ઇશ્વરની સ્તુતિ કરવાને અર્પણ કરી દીધી છે. રાજાની સ્તુતિ હું કરી શકીશ નહિ." ધન્ય કવિરાજ! તમારી સ્વતંત્રતાને.

# ८८--मातृभाषाप्रति भक्ति

મહર્ષિ દેવેન્દ્રનાથ પક્કા સુધારાવાળા, ઘણા આગળ પડતા વિચારના તથા ફારસી અને અંગ્રેજી ભાષામાં મહાવિદ્વાન હોવા છતાં પણ માતૃભાષા ઉપર અનન્ય ભકિત ધરાવતા હતા. ભારતવાસીઓએ પરસ્પર વાર્તાલાપમાં અને પત્રવ્યવહારમાં પોતાની માતૃભાષાનો ઉપયોગ કરવો જોઇએ એવું એ માનતા હતા. એક વખતે એમના એક નિકટના સગાએ એમના ઉપર અંગ્રેજી-માં પત્ર લખ્યો હતો. એ પત્ર હાથમાં આવતાંવારજ એમણે વગરવાંચ્યે પાછો મોકલી દીધો અને એ રીતે માતૃભાષાની અવગણનાપ્રત્યે પોતે તિર-સ્કાર બતાવ્યો.

ખરેખર આ વિષયમાં આપણે કેટલા શિથિલ થઇગયા છીએ, તે વિચારવા જેવું છે. અંગ્રેજી ભણીને પિતાપુત્ર અંગ્રેજીમાં પત્ર લખવામાં ગૌરવ માને છે. આ પ્રસંગે અમને એક વાત યાદ આવે છે તેનો ઉલ્લેખ કરવો યોગ્ય ધારીએ છીએ.

એક વિદ્વાન ભારતવાસી યુવક અમેરિકામાં વિદ્યાભ્યાસ કરતા હતા. જે કુટુંબમાં એ વસતા હતા તે કુટુંબના એક બાળકને જાણવાની ઉત્કંઠા ઉત્પન્ન થઈ કે, ભારતવર્ષની ભાષા કેવી હશે ? એક દિવસ ભારતવર્ષની ટપાલ આવી અને એ ભારતવાસી સદ્‌ગૃહસ્થના હાથમાં ટપાલવાળાએ પત્ર આપ્યો, એટલે પેલો છોકરો હોંશભર્યો તેમની પાસે દોડયો અને કહેવા લાગ્યો:—"સાહેબ! આપને કાંઈ વાંધો ન હોય તો મને આપનો પત્ર જોવા દેશો? આપના દેશની ભાષા કેવી હોય છે તે મારે જોવું છે." પરંતુ એ બાળકની જિજ્ઞાસા તૃપ્ત થવાની નહોતી ! અફસોસ ! એ પત્ર ભારતવાસીની પત્ર લખનાર કે પત્ર પ્રાપ્ત કરનાર ગૃહસ્થની માતૃભાષામાં નહોતો પણ એ અમેરિકા-નિવાસી બાળકની માતૃભાષામાં હતો. બાળકે પત્ર પાછો આપી નિરાશા તથા કુતુહલપૂર્વક પૂછયું:—"શું તમારે માતૃભાષાજ નથી ?" હાય ! એ ભારતવાસી વિદ્વાન શું ઉત્તર આપે ! એમને માતૃભાષા હતી. ગૌરવમયી, પ્રાચીન અને પ્રૌઢ ભાષા એમની હતી; પણ અંગ્રેજીના મોહમાં આજ દિનપર્યંત તેમણે અને તેમના મિત્રોએ તેની અવગણના કરી હતી !

## ८९-खलिफा उमर अने राज्यनुं धन

મહાત્મા ઉમરના વખતમાં ઇરાન દેશ જીતવામાં આવ્યો હતો. વિજયમાં મળેલું બધું ધન ખલિફાની આગળ મૂકવામાં આવ્યું એટલે ખલિફાએ તેને બધા મુસલમાનોને વહેંચી આપ્યું.

વિજયી સેનાપતિએ એક કિંમતી ગાલિચો ખલિફાને નિમાઝ પઢવા સારૂ ખાસ ભેટતરિકે મોકલ્યો હતો. બધાના આગ્રહને માન આપીને ખલિફાએ તે ગાલીચાને પોતાના ભાગતરિકે રાખ્યો હતો અને રાત્રે તેના ઉપર બેસીને નિમાઝ પઢતો.

પરંતુ ઉંટના વાળમાંથી બનેલા કર્કશ કાંબળા ઉપર બેસીને નમાઝ પઢવા-માં જેટલી શાંતિ આ મણિમુકતા જડેલા ગાલિચા ઉપર તેમને મળી નહિ. ઉલટું પોતે વિલાસી અને ચોર છે એ વિચારથી આત્મગ્લાનિ ઉપજતાં ખલિફા ઉમરને એ રાત્રે ઉંઘ આવી નહિ. એ આખી રાત એમણે ઓરડામાં આંટા મારવામાં અને ભગવત્સ્મરણ કરવામાં ગાળી. સવારે ઉઠીને એ કિંમતી

ગાલિચાના ટુકડે ટુકડા કરી નાખીને તેનાં મણિ તથા મોતી યાહુદી વેપારી-ઓને વેચીને જે પૈસા આવ્યા તે બધા મુસલમાનોમાં સરખે ભાગે વહેંચી આપ્યા અને પોતાનો જે ભાગ આવ્યો તે રાજ્યના ખજાનામાં જમા કરાવવામાં આવ્યો.

## ९०—बगदादना खलिफा अने राज्यनुं धन

બગદાદ શહેરનો એક ખલિફા પોતાના ખર્ચને સારૂ રાજ્યના ખજાનામાંથી દરરોજ સંધ્યાકાળે ત્રણ દેહરમ (એક રૂપિયો) લેતો.રાજ્યના અમલદારોને તેના હુકમથી એના કરતાં ઘણો વધારે પગાર મળતો. ખલિફાને પોતાના પગારની વ્યવસ્થા જાતેજ કરવાની હોવાથી પોતાનું તથા પોતાની પત્ની અને પુત્રોનું પેટ ભરવાજોગ તથા જરૂરી કપડાંજોગ ત્રણ દેહરમજ દરરોજ લેતો. એક વખત ઇદનો તહેવાર આવ્યો અને રાજ્યના બધા લોકો સારાં સારાં કપડાં પહેરીને ફરવા લાગ્યા. તે જોઇને ખલિફાનાં બાળકો માની આગળ જઇને નવાં કપડાં સારૂ રોવા લાગ્યાં. ખલિફાની પત્નીએ સ્વામીને કહ્યું કે:—"આપ મને ત્રણ દિવસનો પગાર આગળથી આપી દો તો હું છોકરાંઓને નવાં કપડાં કરાવીને સમજાવી દઇશ અને એટલીજ રકમમાંથી ઘરનું પણ ખર્ચ ચલાવીશ." ખલિફાએ કહ્યું:—"તું જો ખુદા પાસેથી મારી જીંદગીનો ત્રણ દિવસનો પટ્ટો લઇ આવે તો એ પટાના આધારે હું ત્રણ દિવસનો પગાર અગાઉથી આપવાનો હુકમ ખજાનચી ઉપર લખું."

કેવી ઉચ્ચ પ્રકારની કર્તવ્યબુદ્ધિ !

## ૧૧—एक आरबनी पोताना शत्रुसाथे परोणागत

પરોણાગતના સંબંધમાં હિંદુ અને મુસલમાન બન્નેના મત એક-સરખા છે. ઉંચા વર્ગના યૂરોપીઅનો પણ અતિથિનો વિશેષ આદરસત્કાર કરે છે. આપણા શાસ્ત્રમાં તો કહ્યું છે કે,શત્રુ પણ જો આપણે ઘેર આવે તો તેનું આતિથ્ય કરવું. કઠીઆરો ઝાડને કાપવા સારૂ જાય છે, છતાં તેના ઉપરથી ઝાડ પોતાની છાયા ખસેડી લેતું નથી.

આરબ લોકોની પરોણાગત જગતમાં પ્રસિદ્ધ છે. કોઇ એક આરબને ઘેર તેના પુત્રનું ખૂન કરનાર માણસ બિમારી અને આફતનો માર્યો આવી પહોંચ્યો અને તેના તંબુમાં આશ્રય આપવાની વિનતિ કરી. પેલા આરબે પોતાથી બની શકે તેટલી કાળજી અને ચીવટપૂર્વક એ ખૂનીની સેવાશુશ્રૂષા કરી ભોજન કરાવ્યું તથા સૂવાને સારૂ બિછાનું તૈયાર કરી આપ્યું.એ અતિથિ તદ્દન સાજો થયો ત્યારે એક રાત્રે તેને જગાડીને પોતાનો એક પાણીદાર ઘોડો આપીને કહ્યું:—"તું જાણે છે કે, તું મારા એકના એક પુત્રની હત્યા કરનારો છે અને તેનું વેર લેવાની મેં પ્રતિજ્ઞા કરેલી છે; માટે આ ઘોડો લઇને તું તારાથી બની શકે તેટલી ઝડપથી પલાયન કરી જા; કેમકે બે કલાક પછી હું મારી પ્રતિજ્ઞાનું પાલન કરવા સારૂ તારી પૂંઠ પકડવાનો છું."

## ૧૨—साचाबोलो चोर

ઇટાલિ, સ્પેન, ફ્રાન્સ વગેરે દેશોમાં એક વખતે અપરાધીઓને વહાણમાં કેદ રાખવાનો રિવાજ હતો અને એ લોકોને "ગ્યાલી" નામના નાના નાના લડાયક વહાણમાં સઢ ખેંચવા સારૂ સાંકળથી બાંધીને બેસાડવામાં આવતા હતા. એક દિવસ નેપલ્સનો સુબો કોઇ એક ગ્યાલીમાં બેસીને સફર કરવા નીકળ્યો હતો. એ સમયે કુતુહલ-વશ થઇને તેણે કેદીઓને પૂછવા માંડયું કે:—" તમે કયા અપરાધને લીધે અહીંઆં કામ કરવા આવ્યા છો ? " બધાએ પોતે નિર્દોષી છે એમ કહ્યું. કોઇએ તો એમ કહ્યું કે,સાહેબ! ખોટા સાક્ષીઓ ઉભા કરીને શત્રુઓએ અમને કેદ કરાવ્યા છે. કોઇએ કહ્યું:—' ન્યાયાધીશે સામા પક્ષ તરફથી લાંચ લઇને

અમને કેદની સજા કરી છે; ફક્ત એકજ માણસે કહ્યું:-"હું ભૂખથી ઘણો પીડાતો હતો, એટલે કંટાળીને ચોરી કરી. એ અપરાધને સારૂ હું આ સજા ભોગવું છું." સુબાએ પોતાના હાથમાંની લાકડી તેના ખભા ઉપર ઠોકીને કહ્યું:-"આ બધા સદ્ગૃહસ્થોની વચમાં તું એકલો ચોર કશા કામનો નથી; માટે હમણાં ને હમણાં અહીંથી ચાલ્યો જા." આ પ્રમાણે સત્યવાદી ચોરની કેદની સજા માફ કરીને સુબાએ તેને છુટો કર્યો.

## ૧૩–જાપાની મજુરની માતાનો સ્વદેશપ્રેમ

રૂશિયા અને જાપાનના યુદ્ધ વખતે જ્યારે જાપાની સૈન્યની પલટણ ઉપર પલટણ કોરિયામાં જઈ રહી હતી, ત્યારે એક જાપાની મજુરે એ સૈન્યની સાથે પોતાને પણ કોરિયા મોકલવાની વિનતિ કરી.

જાપાનનો કાયદો એવો હતો કે, જે યુવક ગરીબ અને વૃદ્ધ માબાપના ભરણપોષણનું સાધન હોય ને એકનો એક પુત્ર હોય તેને બનતાંસુધી યુદ્ધમાં મોકલવો નહિ. આ મજુરની બાબતમાં પણ તપાસ કરતાં સૈન્યના કપ્તાનને ખબર પડી કે,એની પાસે પૈસાનો સંગ્રહ નથી કે જમીનનો એક ચાસ પણ નથી. રોજ કમાય છે અને રોજ ખાય છે. વળી એની વૃદ્ધ માતાને એના સિવાય ગુજરાનનું બીજું કાંઇ સાધન નથી. આજે એ યુદ્ધમાં ચાલ્યો જાય તો અન્નને ને દાંતને વેર પડે. આવી સ્થિતિ હોવાથી એ અમલદારે તે મજુરને પોતાની પલટણમાં દાખલ કર્યો નહિ. પુત્રની ઇચ્છા જોઇને માતાએજ એને યુદ્ધમાં જવા સારૂ મોકલ્યો હતો અને કહ્યું હતું કે:-"બેટા ! દેશની ખાતર પવિત્ર રણક્ષેત્રમાં તારા પ્રાણ પણ જાય, તો કદાચ ઘેર રહીને ભૂખના માર્યા મારા પ્રાણ પણ ચાલ્યા જશે; પણ એમાં હરકત જેવું શું છે ?" પુત્ર જ્યારે ઉદાસ ચહેરે પાછો ફર્યો, ત્યારે માતાએ તેને બધી હકિકત પૂછી અને પછી કહ્યું:-"ભાઈ ! મારા આ તુચ્છ જીવનની ખાતર તું આપણા દેશ અને રાજાની ખાતર પ્રાણ આપી શકીશ નહિ, એ ઘણીજ ધિક્કારવાયોગ્ય વાત છે. હું તારા કર્તવ્ય અને યશના માર્ગમાં કંટકરૂપ બનવા નથી માગતી. તું મારો આશીર્વાદ લઈને યુદ્ધક્ષેત્રમાં તારી ફરજ બજાવવા સારૂ જા." એટલું કહીને તે વૃદ્ધ સ્ત્રીએ પોતાના પેટમાં છરો ખોસી દઇને પ્રાણત્યાગ

કર્યો. પુત્ર પણ માતાની અંત્યેષ્ટિક્રિયા કરીને યુદ્ધમાં ગયો.

જે દેશના મજુરવર્ગમાં પણ સ્વદેશને સારૂ આટલો બધો ઉંડો અને દઢ પ્રેમ છે, તે દેશને ધન્ય છે! આપણા દેશના પ્રાચીન ઇતિહાસમાં પણ આવાં અનેક ઉદાહરણ મળી આવે છે.

# ૧૪—दुराचारीना मनमां रहेती शंका

પોતાના પરિશ્રમ, ખંત અને બુદ્ધિના પ્રતાપે ડિયોનિસ્યસ એક સાધારણ કારકુનમાંથી વધીને સિરાકુંજનો રાજા થવા પામ્યો હતો. બહારના શત્રુ કાર્થેજીઅનોને હરાવીને તેણે પોતાના રાજ્યના વિસ્તાર તથા શોભામાં વધારો કર્યો હતો. સિરાકુંજના સૈનિકો તેને ઘણોજ ચાહતા હતા, પરંતુ બીજા ગ્રીક રહેવાસીઓ તેના રાજ્યના તદ્દન વિરોધીઓ હતા. સારી ન્યાયી વર્તણુકથી પ્રજાને સંતોષ આપવાનો રાજાનો ધર્મ હતો, પણ એ તેનું યથાર્થ પાલન કરતો નહિ; ઉલટો હમેશાં મનમાં ધાસ્તી રાખતો કે, રખે કોઇ મને મારી નાખશે કે મારૂં રાજ્ય પડાવી લેવાનો પ્રયત્ન કરશે. એવું કહેવાય છે કે, તેણે પહાડની અંદર રાજદ્રોહીઓને સારૂ એક કેદખાનું બંધાવ્યું હતું અને તેની નીચે એક એવી સુરંગ ખોદાવી હતી, કે કેદી લોકો જે વાતચીત કરે તે સહેલાઇથી છાનામાના સાંભળી શકાય. ડેમોકિલસ નામના એક દરબારીએ એ રાજાના વૈભવની એક દિવસ પ્રશંસા કરી તેથી ખુશ થઇને તેણે તેને એક દિવસ પુરી સત્તા સાથે રાજ્ય ભોગવવાનો અધિકાર આપ્યો હતો; પરંતુ રાજાએ પોતાની ખરી અવસ્થા સમજાવવા ખાતર એક ધારવાળી તલવારને બારીક તંતુથી બાંધીને મિત્ર ડેમોકિલસના માથા ઉપર લટકતી રાખી હતી. એ સંકેતથી એણે મિત્રને સૂચવ્યું હતું કે આટલા વૈભવમાં પણ મારે માથે પ્રાણ જવાની કેટલી બીક રહેલી છે!

પ્રાણભયને લીધે એ ડિયોનિસ્યસ રાજાએ પોતાના શયનાગારને મજબૂત કિલ્લા જેવું બનાવ્યું હતું અને રાત્રે તેની ખાઈ ઉપરનો પૂલ ખેંચી લઇને એ કિલ્લાની અંદર સૂતો હતો. એક દિવસ તેના હજામે અભિમાનમાં આવી જઈને કહ્યું હતું કે, હું દરરોજ રાજાના ગળા ઉપર અસ્તરો ફેરવું છું. ડિયોનિસ્યસને એ વાતની ખબર પડતાં તેણે એ હજામને દેહાંતદંડની

સજા ફરમાવી હતી અને ત્યારપછીથી પોતાની છોકરીઓ પાસેજ હજામત કરાવવાનું રાખ્યું હતું. પાછળથી એમના ઉપર શક જવાથી એમની પાસે પણ હજામત કરાવવાનું તેણે છોડી દીધું હતું.

દુરાત્માને પ્રાણ જવાની હમેશાં ધાસ્તી રહે છે. પ્રજાના ઉપર પ્રેમ રાખનાર અને પ્રજાના સુખસાંજ સુખ માનનાર રાજા સદા એવા ભયથી મુક્ત રહે છે અને શાંતિથી સુખશય્યામાં પોઢી શકે છે.

## ૧૫—પિથિયસ અને ડેમનની આદર્શ મૈત્રી

પૃથ્વીમાં બધાના ઉપર સંદેહ રાખનાર અને પ્રાણભયથી હમેશાં શંકિત રહેનાર એ રાજા ડિયોનિસ્યસે એક વખત ડેમન નામના એક સારા ઘરના યુવકને સામાન્ય વાંકમાટે દેહાંતદંડની સજા કરી. ડેમને વિનતિ કરી કે, મને એક વર્ષની મુદત આપો તો હું ગ્રીસ જઇને મારી માલમિલ્કતનો બંદોબસ્ત કરી આવું. અવધ પૂરી થયા પછી તરતજ હું સિરાકુંજ પાછો આવીને આપની સજા ભોગવીશ રાજા ડિયોનિસ્યસ તિરસ્કારપૂર્વક બોલી ઉઠયો:–‘ અહીંઆં એવો કોઇ માણસ છે કે જે જામીન થઈને કહે કે, ડેમન મુદતની અંદર પાછો નહિ આવે તો એને બદલે હું ફાંસીને લાકડે ચડીશ ?’ ડેમનનો બંધુ પિથિયસ આગળ આવ્યો અને તેણે ખુશી સાથે તેનો જામીન થવાનું સ્વીકાર્યું.રાજા આથી ઘણોજ આશ્ચર્યચકિત થઈ ગયો.એ પોતે કોઇ-ના પણ ઉપર વિશ્વાસ રાખતો નહોતો, એટલે એના સમજવામાંજ ન આવ્યું કે આવી જોખમકારક અવસ્થામાં પિથિયસને પોતાના બંધુ ઉપર આવો અટલ વિશ્વાસ કેવી રીતે છે ? ડેમનને જામીન ઉપર છોડી મૂકવામાં આવ્યો; પણ તેને બદલે પિથિયસને નજરકેદ રાખવામાં આવ્યો. એમ કરતાં કરતાં એક વર્ષ પૂરું થયું અને ડેમન પાછો ફર્યો નહિ; ત્યારે તેનો મિત્ર મૃત્યુને માટે તૈયાર થઇને ચિત્તમાં જરાપણ વિકાર આણ્યાવગર ફાંસીની વાટ જોતો જોતો તે કહેવા લાગ્યો:–“ આવા મિત્રની ખાતર મરતાં મને જરા પણ દુઃખ ઉપજતું નથી. મારો એ દોસ્ત કાં તો મરી ગયો હશે, કાં તો વંટોળીઓ નડવાથી એના વહાણને કિનારે પહોંચવામાં વિલંબ થયો હશે.” એનો દૃઢ વિશ્વાસ સાચો નિવડયો. પિથિયસને ફાંસી દેવામાં આવે તેની થોડીકજ

અગાઉ ડેમન વધભૂમિ આગળ આવી પહોંચ્યો. આ બન્ને મિત્રોનો પ્રેમ જોઈને ડિયોનિસ્યસે ડેમનની દેહાંતદંડની સજા પણ માફ કરી અને એ બન્નેને વિનતિ કરી કે આજથી તમે મને પણ તમારો મિત્ર ગણજો.

પરંતુ ખરી વાત એ છે કે, પરસ્પર ગાઢ પ્રેમ,દૃઢ વિશ્વાસ તથા સ્વાર્થ-ત્યાગની વૃત્તિ ન હોય તો ખરી મૈત્રી બંધાતી નથી.

પિથિયસ અને ડેમનની દોસ્તી હજુ પણ યૂરોપમાં પ્રખ્યાત છે.

## ९६—लॉर्ड स्टेअरनो विवेक

એક દિવસ ફ્રાન્સ દેશના રાજા પંદરમા લૂઈને મળવા સારૂ ઈંગ્લેંડનો એલચી લૉર્ડ સ્ટેઅર આવતો હતો. એ વાતની ખબર મળતાં એક હજુ-રિયો બોલી ઉઠયો:—" લૉર્ડ સ્ટેઅર વિવેકમાં એક્કા છે." રાજા બોલ્યો:— " એમની પરીક્ષા હમણાંજ થઇ જશે." લૉર્ડ સ્ટેઅર આવીને રાજાને કાયદાપૂર્વક સલામ કરીને ઉભા રહ્યા. એજ વખતે રાજાને હવા ખાવા સારૂ જવાને ગાડી આવીને ઉભી. રાજાએ લૉર્ડ સ્ટેઅરને ગાડીમાં બેસવાનું કહ્યું. લાર્ડ સ્ટેઅર તરતજ રાજાને વિનયપૂર્વક સલામ કરીને રાજાના પહેલાં જ ગાડીમાં બેસી ગયા. રાજાએ કહ્યું:—" મેં આપનાવિષે આગળથી જે સાંભળ્યું હતું, તે સાચું હતું. આપનો વિવેક ખરેખર ઉંચા પ્રકારનો છે. બીજો માણસ હોત તો "હજુર,આપ પહેલાં બિરાજો, આપ પહેલાં બિરાજો." "મારાથી પહેલાં કેમ બેસાય ?" વગેરે વાતો વિવેકની ખાતર કહીને મારૂં માથું પકવી નાખત અને એમ કરતાં કરતાં કેટલોએ વખત નકામો જાત.

મુરબ્બીઓની આજ્ઞા પાળવી એજ ખરો વિવેક છે.



## ૧૭–સ્વદેશના વણકરોના કાપડપ્રત્યે અસાધારણ લાગણી



આટલાં બધાં વર્ષોસુધી સ્વદેશપ્રેમી અંગ્રેજ પ્રજાના સમાગમમાં રહ્યા પછી હાલમાં આપણા લોકોમાં સ્વદેશી કારીગરી ઉપર દયાની લાગણી ઉત્પન્ન થવા માંડી છે. ઇ૦ સ૦ ૧૮૦૧ માં ઇંગ્લેંડમાં મિસિસ ચેપમેન નામની એક ધનાઢય સ્ત્રી રહેતી હતી. એ વખતમાં પાસેના ગામડાના વણકરોના બનાવેલા ગરમ કાપડનું વેચાણ લોકોમાં બિલકુલ ઓછું થઇ જવાથી એમને ઘણીજ દિલગીરી થતી હતી. એ કારણને લીધે એ દયાળુ બાઇએ પોતાના ઘરમાંથી બીજી જાતનાં અને બીજા દેશની બનાવટનાં કપડાંનો ઉપયોગ બંધ કરી દીધો; એટલુંજ નહિ પરંતુ એક મોટા ખાણા અને નાચને પ્રસંગ રચીને વિલાયતનાં પુષ્કળ ખાનદાન સ્ત્રીપુરુષોને આમંત્રણ મોકલ્યું. એ આમંત્રણપત્રિકામાં લખ્યું હતું કે, "મારા દ્વાર આગળ નિમંત્રણનું કાર્ડ બતાવવાને બદલે આ ગામના કોઈ એક વણકરના હાથની રસીદ દેખાડવી પડશે કે જેમાં 'આ ગૃહસ્થ કે સન્નારીદ્વારા ઓછામાં ઓછું દશ ગજ કાપડ મારે ત્યાંથી ખરીદાયું છે' એમ લખેલું હશે; અને એ દેશી કાપડનો પોશાક પહેરીનેજ એ દિવસના ખાણા તથા નાચમાં હાજર રહેવું પડશે." સ્વદેશી વસ્તુઓ ઉપર પ્રેમ રાખનાર અને સારા કામમાં સાથે મળીને કામ કરવાની શક્તિ ધરાવનાર અંગ્રેજ સદ્ગૃહસ્થો અને સન્નારીઓએ મિસિસ ચેપમેનના ઉદ્દેશમાટે આનંદ પ્રકટ કર્યો અને ઉત્સાહપૂર્વક તેના આમંત્રણને માન આપીને સ્વદેશી પોશાકમાં નાચ તથા ખાણામાં હાજર થયાં. આ ઉપાયથી થોડા વખતમાં ઘણી સહેલાઈથી એ ગામના ગરીબ વણકરોનું દુઃખ દૂર થઈ ગયું.

"यथा स्त्री तनयो पोष्या स्वदेशे शिल्पिनस्तथा" જેવી રીતે સ્ત્રી ને છોકરાંઓ પોષણ કરવાલાયક છે તેવીજ રીતે સ્વદેશના કારીગરો પણ પોષણ પામવા યોગ્ય છે; એ વાત આપણામાંથી કેટલા જણા ધ્યાનમાં લે છે? મિસિસ ચેપમેનની પેઠે આપણા દેશમાં કોઇએ એવું આમંત્રણપત્ર મોકલ્યું હોય તો એની કેટલી બધી નિંદા અને મશ્કરી થાય! ઘણા તો એવા આમંત્રણથી પોતાનું અપમાન થયેલું ગણીને એને ઘેર જાયજ નહિ; પરંતુ સ્વદેશ-

પ્રેમી અંગ્રેજોએ એ કાર્યને " સ્ત્રીઓદ્વારા થયેલાં મહાન કાર્યો " ની યાદીમાં દાખલ કર્યું છે.

## ९८—बादशाह मुझफ्फरना पुत्रनीं पितृभक्ति

ગુજરાતનો બાદશાહ મુઝફ્ફરશાહ ઘણો ધર્મચુસ્ત,હોશિયાર અને જ્ઞાની પુરુષ હતો.એમ કહેવાય છે કે, એક રાત્રે તેનો પિતા સુલ્તાન મહમૂદ પવિત્ર અને વિદ્વાન માણસો સાથે બેઠો હતો અને વાતચીત:અસલના વખતની કયામત તથા કથાઓપર ચાલતી હતી. વાતના પ્રસંગમાં એક હોંશિયાર અને ડાહ્યા માણસે કહ્યું કે, કયામતને દિવસે સૂર્ય ભાલા જેટલો નીચે ઉતરશે. અને પાપી માણસોને બાળી નાખશે. એ દિવસે જે લોકોએ પવિત્ર કુરાન મોંઢે કર્યું હશે તેને તેની સાત પેઢીઓ સાથે પરવરદિગારની મહેરબાનીના છત્રનો છાંયો મળશે અને તેના આશીર્વાદથી સૂર્યનો તાપ તેમના ઉપર કાંઈ અસર કરી શકશે નહિ. સુલ્તાને એ સાંભળીને એક લાંબો શ્વાસ ખેંચીને કહ્યું:—" મારા પુત્રોમાંથી એવો કોઇ વીરલો નર નથી કે જેને લીધે પરમેશ્વર તરફથી હું આવી દયાની આશા રાખી શકું." સુલ્તાનનો પુત્ર મુજફ્ફર કે જે તે જલસામાં હાજર હતો, તેને પિતાના શબ્દો સાંભળ્યાથી ઘણી ઉંડી અસર થઇ. તે કેટલાક દિવસ પછી રજા લઇને પોતાની જાગીર વડોદરે ગયો અને કેવળ કુરાન વાંચવામાં તથા તેનું મનન કરવામાં ગુંથાયો. ઘણું વાંચવાથી તેની આંખ ભારે થઇ આવી. તેના દરબારીઓએ કહ્યું કે:— "આ ઉજાગરા તથા પવિત્ર કુરાન વાંચવામાં ઘણો વખત રોકાયાથી થયું છે. વળી આપણા ધર્મશાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—'પરવરદિગાર પોતાના નોકરોની પાસે હદપાર બોજો ઉપડાવતો નથી' માટે જો આપ ઉજાગરા ઓછા કરશો અને કુરાન થોડો વખત વાંચશો તો આંખની લાલાશ ઓછી થશે."સુલ્તાને કહ્યું:—"જો મારી આંખ રાતના ઉજાગરા અને કુરાનના વાચનથી લાલ થઈ છે તો તે ભલે થાય.તે લાલાશ મને આ દુનિયામાં તથા બીજી દુનિયામાં મદદ કરશે." આખરે એટલા બધા પ્રયાસથી તેણે એક વર્ષ અને થોડા મહિનામાં આખું કુરાન મોઢે કર્યું અને પિતાની પાસે અમદાવાદ જઇને કહ્યું:—"આપની મરજી હોય તો આખું કુરાન હું મોંઢે બોલી જાઉં." આથી સુલ્તાને અતિશય

પ્રસન્ન થઇને આખું કુરાન કંઠસ્થ કરવાનું પુત્રને કારણ પૂછ્યું. ત્યારે તેણે એ દિવસની મિજલસનું સ્મરણ કરાવીને કહ્યું કેઃ–" એ દિવસે આપ એમ બોલ્યા હતા કે મારા પુત્રોમાંથી કોઈ એવો વીરલો નથી કે જેને લીધે પરમેશ્વરની તરફથી હું એના દયાની આશા રાખી શકું.આ ઉપરથી મેં કુરાન મોઢે કરવાનો નિશ્ચય કર્યો અને એ કામમાં ગુંથાયો. આથી આપની આશા સફળ થઇ છે."

સુલ્તાને તેને બગલમાં લીધો અને આંખ તથા માથા ઉપર ચુંબન કર્યું તથા એનાં ઘણાં વખાણ કર્યાં.

---

# ૬૬—मुझफ्फरशाहनो केफी वस्तुप्रत्ये तिरस्कार

ગુજરાતના સુલ્તાન મુઝફ્ફરશાહ પાસે એક ઘોડો હતો. તે દોડવામાં તથા સારી ચાલને માટે મશહૂર હતો. સુલ્તાને તેને પોતાની સવારીમાટે ખાસ રાખ્યો હતો. એક દિવસ ઘોડાના પેટમાં દુખ્યું અને ઘણી દવા કરવામા આવી તોપણ કાંઇ અસર થઇ નહિ. કોઈ હોંશિયાર માણસે કહ્યું કે, જો તેના ગળામાં ચોખ્ખો દારૂ રેડવામાં આવશે તો તરત આરામ થશે. આ પ્રમાણે કરવામાં આવ્યું અને તરત તેનું દર્દ મટી ગયું. અશ્વપાલે સુલ્તાનને ખબર કરી કે આજે ફલાણા ઘોડાના પેટમાં દુખતું હતું તે ઘણી દવાઓ કરવા છતાં પણ ન મટ્યું અને ચોખ્ખા દારૂએ તેને તરતજ સાજો કર્યો.

સુલ્તાન આથી ઘણોજ શોકાતુર થયો. તેણે પોતાની આંગળીઓ દાંત વચ્ચે દબાવી અને ત્યાર પછી કોઇપણ દિવસ તેણે એ ઘોડા ઉપર સ્વારી કરી નહિ. એ સુલ્તાનને માટે એવું કહેવાતું કે એ પોતે શાહજાદો હતો ત્યારે તથા તે ગાદીનશીન રહ્યો એ અરસામાં પણ તેણે કોઇ પણ જાતનું કેફી પીણું પીધું નથી.

## १००–मुझफ्फरशाहनी प्रजामाटे लागणी

એક વખત એ બાદશાહના સમયમાં ગુજરાતમાં બરાબર વરસાદ પડયો નહિ. લોકો રડવાકકળવા લાગ્યા. સુલ્તાન મુઝફ્ફરે પરમેશ્વરની પ્રાર્થના-માટે પોતાના હાથ ઉંચા કર્યા અને કહ્યું:–"અરે, પરવરદિગાર ! જો મારા પાપને માટે ગુજરાતના લોકોને તું આ પ્રમાણે સતાવતો હોય તો મને પોતાને આ ફાની દુનિયામાંથી ઉઠાવી લે અને લોકોને દુષ્કાળના પંજામાંથી બચાવ; કારણ કે ગરીબ મુઝફ્ફર ગરીબ લોકોનો ભૂખમરો જોઇ શકતો નથી." મુઝફ્ફર ઘણો પવિત્ર તથા ધાર્મિક પુરુષ હતો એટલે પર-મેશ્વરે તેની પ્રાર્થના સ્વીકારી અને આકાશમાંથી વરસાદ વરસ્યો; પણ સુલ્તાનની તબિયત એ દિવસથી બગડી અને તે માંદો થયો તથા થોડા દિવસમાં આ સંસારમાંથી તેનો આત્મા કુચ કરી ગયો.

## १०१–एक पतिव्रता मडमनुं वीरत्व

મધ્યપ્રદેશમાં બિલાસપુર શહેરમાં બેલ સાહેબ અને તેમનાં મડમ વાઘનો શિકાર કરવા સારૂ નીકળ્યાં હતાં. એક વાઘને બેલ સાહેબે ગોળી મારી. ગોળી ખાલી ગઈ અને વાઘ એમના ઉપર કૂદી આવ્યો.એટલે મિસિસ બેલે તેને એક ગોળીથી ઘાયલ કર્યો.ગોળી વાગતાંજ વાઘ નાસી ગયો. સાથેના નોકરો તથા સોબતીએ ઘણીએ મના કર્યા છતાં પણ જોસમાં આવેલા બેલ સાહેબ તે છંછેડાયલા વાઘની પાછળ ગયા. સાહેબ થોડે દૂર ગયા એટલે વાઘે એક ઝાડીમાંથી નીકળીને એમના ઉપર છલંગ મારી અને તેમને ભોંયભેગા કરીને તેમનું પેટ ચીરીને આંતરડાં બહાર કહાડયાં. ત્યારપછી વાઘ તેમના કુલાને ચીરી નાખીને ત્યાં આગળ મોં રાખીને લોહી પીવા લાગ્યો. વાઘે તથા શિકારીએ આ બનાવ બનતી વખતે ચીસ નહિ પાડેલી હોવાથી મિસિસ બેલ તથા તેમનાં સોબતીઓને દૂરથી આ દુર્ઘટનાની જરાપણ ખબર પડી નહિ. બેલ સાહેબે પોતાની સલાહ નહિ માન્યાથી તેમના બીજા સોબતીઓ ત્યાંથી ચાલ્યા ગયા હતા; પણ એમનાં પતિપરાયણા પત્ની પતિની શોધમાં એમની પાછળ પાછળ ગયાં હતાં.ધીમે ધીમે એ સ્થાન આગળ જઇ પહોંચતાં

તેમણે આ રૂવાં ખડાં કરે અને હૈયું ફાડી નાખે એવો ભયાનક દેખાવ નજરોનજર જોયો.બીજી કોઇ સ્ત્રી હોત તો ગભરાઈને રોકકળ કરત કે કાં તો અસહ્ય દુઃખથી મૂર્છિત થઇને પડી જાત; પણ મિસિસ બેલે ઘણીજ ધીરજ તથા સમયસૂચકતા વાપરી. એમણે પોતાના હાથમાંની બંદુક એ વાઘની તરફ બરોબર તાકીને એક ગોળી છોડી; પણ એ બાર ખાલી ગયો. હવે બંદુકમાં બીજી ગોળી પણ રહી નહોતી. વાઘે એ વખત સુધી પણ એમના સ્વામીને છોડયા નહોતા. એ તો પહેલાંની પેઠેજ લોહી પી રહ્યા હતો. મિસિસ બેલે હવે ખાલી બંદુકના પ્રહારથી તથા લાતોથી વાઘને જોસભેર મારવા માંડયો અને માર એવો સખ્ત પડયો કે, વાઘ આખરે હારીને પલાયન કરી ગયો. પતિવ્રતા નારી મિસિસ બેલે એ વખતે પતિનાં આંતરડાં સંભાળીને યથાસ્થાને પાછાં ગોઠવી દઇને પેટ તથા બીજા ઘવાયલા ભાગ ઉપર પાટા બાંધી દીધા અને માતા જેમ બાળકને ઉંચકે તેમ સ્વામીને ઉંચકીને ૧૮ માઇલનો લાંબો પંથ કાપી પાસેના રેલ્વે સ્ટેશને પહોંચીને દાક્તરને તેડાવવા સારૂ તાર મૂકયો;પરંતુ અફસોસ ! કે એટલા બધા પ્રયત્ન છતાં પણ એમના સ્વામીનો પ્રાણ બચ્યા નહિ.

ધન્ય છે એ સતીનાં પ્રેમ, સાહસ અને શકિતને !

( આ બનાવ હમણાંજ અમે આ ગ્રંથ લખી રહ્યા છીએ તે અરસામાં–જૂન ૧૯૧૨ માં બન્યો છે. )

## ૧૦૨—સ્વાર્થમાટે પશ્ચાત્તાપ

સારિસકિત એક પ્રસિદ્ધ મુસલમાન સાધુ હતા. નિષ્કામ પરોપકારને માટે એ ઘણા પ્રસિદ્ધ છે. ઇ૦ સ૦ ૮૦૧ માં તેમનું મૃત્યુ થયું હતું. એકવાર એવું બન્યું કે, બગદાદ શહેરમાં મોટી આગ લાગી અને ઘણાંકનાં ઘર બળીને રાખ થઇ ગયાં. એક માણસે આવીને એમને ખબર આપી કેઃ–" શહેરમાં આવી મોટી આગ લાગી પણ તમારી દુકાન સલામત રહી ગઇ." એ સમાચાર સાંભળતાં તે બોલી ઉઠયાઃ–" ખુદાની મહેરબાની ! " એક ક્ષણને માટે પણ તેમના મનમાં પરમાર્થ કરતાં સ્વાર્થનો વિચાર પ્રબલ થઈ ગયો. એ અપરાધને માટે તેમણે ત્રીસ વર્ષસુધી લાગલાગટ પ્રભુ પાસે પશ્ચાત્તાપ કરીને ક્ષમાને માટે પ્રાર્થના કરી હતી.

# १०३—आदर्श कर्तव्यपालन अने स्वदेशभक्ति

મેનલિયસ ટર્કોયાટસ રોમને મુખ્ય કૉન્સલ હતો. લેટિનોની સાથેના યુદ્ધ વખતે દ્વિતીય કૉન્સલ ડિસિયસની સાથે મળીને સૈન્ય સાથે શત્રુની સામે થતી વખતે એણે હુકમ કાઢયો હતો કે, મારી રજાવગર કોઇએ ટુકડી છોડી દઈને દ્વંદ્વ યુદ્ધ કરવા તૈયાર થવું નહિ અને એમ કરનારને મારી આજ્ઞાનું અપમાન કરનારો ગણીને દેહાંતદંડની સજા કરવામાં આવશે. લેટિન લોકોનો ચહેરો અને હથિયાર વગેરે રોમનોના જેવાંજ હતાં અને સંખ્યામાં પણ તેઓ વધારે હતા, એટલે બધાએ એકઠા મળીને એકસંપીથી યુદ્ધ કરવાનું રોમનોને માટે અગત્યનું હતું.

એ આજ્ઞાનો પ્રચાર થઈ ગયા પછી એક પ્રખ્યાત લેટિન યોદ્ધાએ કૉન્સલ મેનલિયસના પુત્રને સંબોધીને તેને પોતાની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાનું આમંત્રણ કર્યું; પરંતુ એ પોતાના લશ્કરનો સાથ છોડીને એક ડગલું પણ આગળ ખસ્યો નહિ; ત્યારે એણે બધા રોમન લોકોને બાયલા, હીચકારા કહીને ગાળો દીધી. પિતાની આજ્ઞામુજબ દેહાંતદંડ અવશ્ય થશે, એ જાણવા છતાંપણ પોતાની જાતિનું અપમાન સહન નહિ થયાથી કૉન્સલપુત્ર લશ્કરનો સાથ છોડી દઈને એકલો લડવા સારૂ તૈયાર થયો અને ભીષણ યુદ્ધ કરીને શત્રુનો સંહાર કરીને વિજયનાં ચિન્હતરિકે તેનાં હથિયાર વગેરે સેનાપતિ અને પિતાની સમક્ષ મૂકયાં.આખા રોમન સૈન્યમાં આનંદથી જયજયકાર થઈ રહ્યો. મેનલિયસે અશ્રુપૂર્ણનયને સૈનિકોના દેખતાં કહ્યું:–"પુત્ર! તારા સાહસ તથા યુદ્ધમાં મેળવેલા વિજયથી હું તૃપ્ત થયો છું અને તેને માટે હું તને ઘટતું માન આપું છું; પરંતુ યુદ્ધના નિયમોને વફાદારીથી પાળવા એજ રોમન સૈનિકોનો એકમાત્ર આધાર અને રોમના રક્ષણનો એકજ ઉપાય છે. તેં સેનાપતિની આજ્ઞાની વિરુદ્ધ અમલ કરતી વખતે તેની રજા લેવાની વાટ જોઇ નહોતી. તને અને તારા જેવા કહ્યું ન માનનારા બીજા સૈનિકોને સજા નહિ કર્યાથી યુદ્ધના તંત્રનું મૂળ નાશ પામી જાય અને હું રોમને હમેશાંને માટે હાનિ પહોંચાડવાનો અપરાધી થાઉં, એટલા માટે રોમના કલ્યાણની ખાતર મારા પ્રાણ કરતાં પણ વહાલા મારા કુળના એકના એક સંતાન–તને દેહાંતદંડની સજા મારે કરવી પડશે અને આશા છે કે, તું મારી સાથે એકમત થઇશ. મારે માટે આનાસિવાય બીજો કોઇ માર્ગ

ખુલ્લો નથી.વહાલામાં વહાલા પુત્રના મસ્તક ઉપર વિજયચિન્હતરિકે મુગટ પહેરાવીને સત્યપ્રતિજ્ઞ, સ્વદેશભકત અને અપક્ષપાતી કૉન્સલે પુત્રનો શિરચ્છેદ કરવાની આજ્ઞા આપી. મહાવીરને છાજે એવી રીતે તેના સુયોગ્ય પુત્રે શાંતિથી પિતાના ચરણમાં પ્રણામ કરીને દેશના કલ્યાણને ખાતર હસતે-ચહેરે પ્રાણ ખોયો.

એ સમયમાં ઇટલીમાં બધા લોકોનો એવો વિશ્વાસ હતો કે,કોઇ દુઃસાધ્ય કામ આવી પડે ત્યારે જો રાજા કે મુખ્ય સરદાર દૈવકૃપા મેળવવા સારૂ પોતાનું જીવન અર્પણ કરે, તો એ કાર્ય અવશ્ય પાર પડે. મેનલિયસે બીજા કૉન્સલને કહી રાખ્યું હતું કે, આ યુદ્ધમાં હું એવા પ્રકારનું આત્મબલિદાન આપીને જન્મભૂમિના ઉપકારનો બદલો વાળીશ તથા પુત્રશોકની જ્વાળા હોલવીશ. યુદ્ધ શરૂ થયું એટલે મેનલિયસના સૈન્યે પ્રચંડ વેગથી શત્રુઓના સૈન્ય ઉપર હુમલો કર્યો, જ્યાં જ્યાં આપત્તિ દેખાઈ ત્યાં ત્યાં તે મોખરે જઇને ઉભો રહ્યો અને જે સ્થાને એ પ્રાણત્યાગ કરવાના ઇરાદાથી આગળ વધતો તે સ્થાને એના સૈનિકો ઘણાજ ઉત્સાહપૂર્વક લડતા અને લેટિન લોકોને ધીમે ધીમે પાછા હઠવું પડતું; પરંતુ બીજી તરફ બીજા કાન્સલના સૈન્યની હાર થઇ. એ વખતે ડિસિયસે અસ્ત્રનો ત્યાગ કરીને તથા શ્વેત વસ્ત્ર ધારણ કરીને પુરોહિતદ્વારા પોતાનો દેહ દેવને અર્પણ કરાવીને પોતે ઘોડેસવાર થઇ વિજળીના વેગે શત્રુના સૈન્ય ઉપર તૂટી પડયો. લેટિન લોકોએ તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. આ બનાવની ખબર પડયાથી દૈવકોપથી ભયભીત બનેલા લેટિન લોકો ઉપર રોમન લોકો પોતાનો વિજય અવશ્ય થશે,એવી ખાત્રીથી ઘણા ઉત્સાહપૂર્વક તૂટી પડયા અને લેટિન લોકો હારીને નાસવા લાગ્યા. આ વખતે મેનલિયસ વિધિપૂર્વક પોતાનો દેહ અર્પણ કરવાને તૈયાર થઇ ગયો હતો. એ કર્તવ્યનિષ્ઠ અને સ્વદેશભક્ત મહાવીરે એ વખતે પુત્રશોકને અંતરમાં છુપાવીને જન્મભૂમિનું કાર્ય સૌથી સારી રીતે પાર પડે એટલા સારૂ લશ્કરની બન્ને ટુકડીઓની સરદારી પોતાના હાથમાં લીધી અને યુદ્ધ એવી કુશળતાથી ચલાવ્યું કે રોમનોને સંપૂર્ણ વિજય મળ્યો અને શત્રુઓના ઘણા ભાગનો વિનાશ થયાથી રોમ એકદમ લેટિનોના ભયથી મુક્ત થયું.

# १०४—मॅडम लावर्नेनो सतीधर्म



ફ્રાન્સ દેશમાં મૅડમ લાવર્ન અસાધારણ સુંદર સતી હતી. તેનો સ્વામી મુસેલાવર્ન ફ્રાન્સની પૂર્વ સીમા ઉપર આવેલા લંગ વે નામના દુર્ગનો ગવર્નર હતો. લગ્ન કર્યા પછી આ દંપતીએ બે વર્ષ પૃથ્વી ઉપર સ્વર્ગસુખમાં ગાળ્યાં હતાં. ત્યાર પછી ઈ૦ સ૦ ૧૭૯૩ માં ફ્રાન્સમાં રાજ્યની ઉથલપાથલ થઇ અને પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થયા પછી પ્રશિયાના લોકોએ ફ્રાન્સ ઉપર ચઢાઇ કરી; ત્યારે એ કિલ્લાનું રક્ષણ થવું અસંભવિત ગણીને કેટલાક સૈનિકોની સાથે દુર્ગરક્ષક મુસેલાવર્ન રાતોરાત શત્રુઓની સેના ન જાણે એવી રીતે પેરિસનગરમાં જતો રહ્યો; પરંતુ દુર્ગ છોડીને ચાલ્યા જવાથી ત્યાંની પ્રજાસત્તાક મંડળીના ક્રોધે ભરાયેલા સભાસદોની આજ્ઞાથી તેને પકડવામાં આવ્યો તથા તેના ઉપર કાયદેસર કામ ચલાવવામાં આવ્યું. મુસેલાવર્નની ઉંમર એ વખતે ૫૦ વર્ષની હતી. તેની પત્નીનું વય કેવળ ૨૦ વર્ષનું હતું. કેદ પકડાયા પછી મુસેલાવર્નને ઘણો મંદવાડ આવ્યો. તેની પત્નીએ ન્યાયાધીશને કહ્યું કે, જ્યાંસુધી મારા પતિ સાજા ન થાય ત્યાંસુધી આ મુકર્દમો મુલતવી રાખો; પણ ન્યાયાધીશોએ તેની વાતને મશ્કરીમાં ઉડાવી દીધી અને તેની વિનતિ ઉપર કાંઈપણ લક્ષ દીધું નહિ. ઘણાઓએ એમ પણ કહ્યું કે તું જુવાન છે. વૃદ્ધ પતિને ફાંસીની સજા થશે તો તને ફરીથી પરણવાનો લાગ મળશે. સાધારણ રક્ષાવિધાયકસમિતિ (કમિટિ ઑફ જનરલ સેફ્ટી ) નામની મોટા મોટા પણ વિદ્વેષી મનુષ્યોની અનેલી એ ન્યાયાધીશોની મંડળી એ વખતમાં કાંઇપણ પૂરાવાવગર અથવા તો સાધારણ પૂરાવા ઉપર દરરોજ સેંકડો લોકોને દેહાંતદંડની સજા કરતી હતી. મુસેલાવર્નને એક પાટલી ઉપર સૂવાડીને કચેરીમાં લાવવામાં આવ્યો અને બેએક પ્રશ્ન પૂછીને ફાંસીની સજા ફરમાવવામાં આવી. એ વખતે મૅડમ લાવર્ને મોટે સાદે “રાજાનો જય” “રાજાનો જય ” એવી બૂમ પાડવા માંડી. મૅડમ લાવર્ન પ્રજાસત્તાક રાજ્યની પક્ષપાતી હતી, પ્રજાસત્તાક રાજ્યની ખાતરજ તેનો સ્વામી લડયો હતો; પરંતુ પતિને અન્યાયપૂર્વક ફાંસીની સજા મળેલી જોઇને એ સતીને માટે પોતાનું મૃત્યુ ઇચ્છવાસિવાય બીજી કાંઈ અભિલાષા રહી નહિ. મેડમ લાવર્નને એ વખતે પકડવામાં

આવી. તેણે કહ્યું:–"લોહીના તરસ્યા પ્રજાસત્તાક રાજ્યની પડતીમાટે હું મન, વચન અને કર્મથી પ્રાર્થના કરૂં છું અને હવે હું રાજતંત્રની પક્ષપાતી છું." એને ચેતાવવામાં આવી કે, ખબરદાર ! એવું બોલ્યાથી તને પણ દેહાંત-દંડ આપવામાં આવશે. મૅડમે કહ્યું:–"જે કરવું હોય તે કરો. હવેથી હું રાત-દિવસ રાજ્યપક્ષના પ્રપંચોમાંજ જોડાઇ રહીશ; અને રાજ્યપક્ષનો જય નહિ દેખું ત્યાંસુધી સ્થિર નહિ રહું." ન્યાયાધીશોએ તેને પણ ફાંસીની સજા કરી. એ વખતે એ સતી તરતજ શાંત સ્વભાવની થઇ ગઈ. તેના મુખ ઉપર આનંદ અને શાંતિની રેખા દેખાઈ. એકજ સાથે પતિપત્ની ફાંસીને લાકડે ચઢયાં અને પ્રિયતમા યુવાન પત્નીની સાથે વૃદ્ધ લાવર્ન અનંત ધામમાં ચાલ્યો ગયો.

## ૧૦૫—આગેવાન ઉપર પ્રેમ

યાહુદીઓના ઇતિહાસમાં ડેવિડનું વૃત્તાંત ઘણુંજ ચિત્તાકર્ષક છે. એ કવિ, ગાયક, ભગવદ્ભકત, યોદ્ધો અને દૂરદર્શી રાજનૈતિક પુરુષ હતો. કદમાં એ ઠીંગણો હતો, પણ પરાક્રમમાં સિંહ જેવો હતો. યાહુદીઓને ત્રાસ આપનાર બખ્તરધારી પ્રચંડ શરીરવાળા ગોલિયાથને એણે દ્વંદ્વયુદ્ધમાં ગોફણવડે કેટલાક પથરા ફેંકીને ઘાયલ કર્યાથી રાજા સલે પોતાની કન્યાનું લગ્ન તેની સાથે કર્યું હતું;પરંતુ ત્યાર પછી કેટલાક વખત બાદ ડેવિડ ઉપર એકાએક ક્રોધ ઉત્પન્ન થયાથી રાજા સલે તેનો પ્રાણ લેવાનો યત્ન કર્યો. એ અવસ્થામાં ડેવિડને એકાંત પર્વતની ગુફામાં આશ્રય લેવો પડયો. રાજાએ તેની ગેર-હાજરીમાં પોતાની કન્યાનું પુનર્લગ્ન કરી દીધું. એ દુઃખના દહાડામાં કેટલાક તોફાની લૂંટારાઓ સાથે ડેવિડનો પરિચય થયો. ડેવિડ જેવા કુશળ આગેવાન-ના સમાગમથી તેઓ ઉત્તમ યોદ્ધા બન્યા. તેમણે હવે દુર્બળ અને દુઃખી લોકો ઉપર અત્યાચાર કરવાનું અને ચોરી તથા ધાડ પાડવાનું કામ છોડી દીધું અને ડેવિડના ઉપર અત્યંત શ્રદ્ધા રાખવા લાગ્યા. ગુફામાં સંતાઈ રહેલા ડેવિડે એક દિવસ પોતાના સાથીઓને વાતના પ્રસંગમાં કહ્યું કેઃ–"બેથલેહેમ-નગરની બહાર જે કૂવો છે તેના જેવું મીઠું અને સ્વાદિષ્ટ જળ મેં કદિ પીધુ નથી. આ ઉનાળામાં જો તમે એ જળ પીવા પામો તો ખબર પડે કે, એ કેવું સ્વા-દિષ્ટ છે." ભરજંગલમાં પર્વત ઉપર આવેલી એ ગુફા અને બેથલેહેમનગરની

વચમાં ફિલિસ્તાઇન શત્રુઓના એક મોટા સૈન્યે એ વખતે પડાવ નાખ્યો હતો અને રાજા સલના માણસો ચારે દિશામાં ડેવિડને પકડવા સારૂ ફરતા હતા. એ વખતે એ ગુપ્ત ગુફામાંથી બહાર નીકળવું સલાહભરેલું નહેતું; પણ ડેવિડના ત્રણ સાથીઓએ નક્કી કર્યું કે:-" જીવ જાય તો ભલે; પણ આપણા પૂજ્ય સરદાર સારૂ એ કૂવાનું મીઠું જળ જરૂર આણી આપવું." બીજા કોઇને કહ્યાકારવ્યા વગર તેઓ વગરવિલંબે એ ગુફામાંથી બહાર નીકળી પડયા. કેટલીક જગ્યાએ છાનામાના ઘુસી જઈને, કેટલીક જગ્યાએ યુદ્ધ કરીને તથા બીજાં અનેક જાતનાં કષ્ટ સહન કરીને તેઓ એ કૂવા આગળ પહોંચ્યા અને ત્યાંથી એક ઘડો પાણી ભરી લઇને પાછા ફર્યા. એમની ભક્તિ અને પ્રેમથી ગળગળો થઈને ડેવિડે તેમને હૃદયસરસા ચાંપ્યા અને એ જળ ઇશ્વરનું નામ દઇને ભોંય ઉપર ઢોળી દઇને કહ્યું:-" હું મારા વહાલા બંધુઓનું રક્તપાન કરી શકીશ નહિ." આટલા બધા શૌર્ય અને સાહસપૂર્વક જે જળ આણવામાં આવ્યું છે તે ભગવાનને અર્પણ કરવા સિવાય બીજા કશા કામમાં આવી શકે નહિ."

આખરે ડેવિડ યાહુદી લોકોનો રાજા થવા પામ્યો હતો. એનાજ પુત્ર સુલેમાને જેરુસલેમનું પ્રખ્યાત મંદિર બંધાવ્યું હતું. ઇસુ ખ્રિસ્ત પણ એજ ડેવિડના વંશમાં ઉત્પન્ન થયા હતા.

## १०६—एथेन्सना एक प्रजाप्रिय सभासदनो देशनिकाल

એથેન્સના પ્રજાસત્તાક રાજ્યમાં એવો કાયદો હતો કે, કોઇ મનુષ્ય પ્રજામાં ખાસ પ્રકારે વિશેષ પ્રિય થઇ પડે તો એથેન્સનો કોઇ પણ માણસ તેને દેશનિકાલ કરવાની અરજી આપી શકે. એ કાયદાનો ઉદ્દેશ એવો હતો કે દેશમાં કોઇ પણ માણસનો લાગવગ એટલો બધો વધવા ન પામે કે તે કોઈ દિવસ પોતાની ઇચ્છા થતાં રાજ્યમાં બંડ મચાવીને પોતેજ રાજા થઈ જાય. મહાત્મા એરિસ્ટાઈડિસ સ્વપ્નમાં પણ તે રાજાની સત્તા ધરાવવાની લોલુપતા રાખતા નહોતા; પરંતુ એમના સર્વ પ્રકારના સદ્‌ગુણોએ તથા પ્રજા અને રાજસભાના લાભ સારૂ એમણે વખતોવખત જે અમૂલ્ય ઉપદેશ અને સહાયતા આપી હતી તેને લીધે બધા લોકો તેમને ઘણું ચાહતા હતા. એક દિવસ એક અભણ મજુર એરિસ્ટાઇડિસને રસ્તામાં મળ્યો. તેણે કહ્યું:-"સાહેબ! મને

લખતાંવાચતાં આવડતું નથી; પરંતુ મેં એરિસ્ટાઇડિસને દેશનિકાલ કરવાની અરજી આપવાના સોગંન ખાધા છે. આપ મહેરબાની કરીને મને એક અરજી લખી આપો." એરિસ્ટાઈડિસે જવાબ આપ્યો :–"ભાઇ! તું એરિસ્ટાઈડિસને ઓળખે છે? એણે તારૂં કાંઈ બગાડયું છે?" મજુરે ઉત્તર આપ્યો:–"ના સાહેબ! મેં એમને કોઇ દિવસ દેખ્યા નથી. એમણે કોઇ દિવસ કોઈનું કાંઈ બગાડયું નથી,બલ્કે મજુરોના ભલા સારૂ તો એમણે એક ઘણો સારો કાયદો રચવામાં મદદ કરી છે; પણ હું જ્યાં જાઉં છું ત્યાં એમનીજ સત્યનિષ્ઠા અને ન્યાયપરાયણતાનાં વખાણ સાંભળું છું, તેથી મારો જીવ બળી જાય છે. એટલા માટે મેં પ્રતિજ્ઞા કરી છે કે,પ્રજાસત્તાક રાજ્યના હિતેચ્છુતરિકે એક અરજી આપીને હું એને દેશનિકાલ કરવાની સૂચના કરીશ." મહાત્મા એરિસ્ટાઈડિસે પોતેજ તેને અરજી લખી આપી અને તરતજ તેઓ દેશમાં પ્રચલિત અદ્ભુત કાયદાનુસાર દેશનિકાલ થયા.

## १०७–सेवाधर्म

ગઝનીનો સુલ્તાન મહમૂદ તેના આયાઝ નામના એક કદરૂપા અને ગરીબ નોકર ઉપર વિશેષ સ્નેહ રાખતો હતો. આયાઝમાં એવો કયો ગુણ છે કે જેને લીધે સુલ્તાન તેના ઉપર આટલો બધો પ્રેમ રાખે છે? એ વાત લોકોની સમજમાં આવતી નહિ. સુલ્તાન એક યુદ્ધમાં વિજય મેળવીને લૂંટના દ્રવ્યની સાથે ગઝની પાછો આવી રહ્યો હતો. એવામાં મોતીઓથી ભરેલી એક પેટી ઉંટ ઉપરથી નીચે પડી ગઇ અને એના ચૂરેચૂરા થઇ જઇને એમાંનાં કિંમતી મોતી ચારે તરફ વેરાઇ ગયાં. સુલ્તાને પોતાના સાથીઓને કહ્યું કે:–"તમે એ મોતીઓ વીણી લઇને પોતપોતાની પાસેજ રાખો." આટલી આજ્ઞા મળતાંવારજ મોતી વીણવાના લોભમાં બધા સાથીઓ પાછળ રહી ગયા; પરંતુ સ્વામીભક્ત આયાઝ એકલો સુલ્તાનની સાથે રહ્યો. સુલ્તાને તેને એમ કરવાનું કારણ પૂછ્યું. ત્યારે તેણે ઉત્તર આપ્યો કે:–"મારી સ્વામીભક્તિ સ્વામીના પોતાનીજ ખાતર છે. તેમની બક્ષીસને ખાતર નથી."

ઉંચા પ્રકારના સાધુઓ જેવી રીતે ઇશ્વર ઉપર નિષ્કામ અહેતુકી ભક્તિ રાખે છે અને અષ્ટસિદ્ધિઓનો લોભ રાખતા નથી, તેવીજ રીતે આયાઝે

પણ પોતાના માલિક તરફ સૌથી ઉંચા પ્રકારનો ભાવ દર્શાવ્યો હતો.

## ૧૦૮-રેગ્યુલસનાં સ્વદેશભક્તિ અને સત્યાચરણ

એક લડાઇમાં કાર્થેજિયનોએ રોમનોના એક સૈન્યને હરાવીને એના સેનાપતિ રેગ્યુલસને કેદ કર્યો; પરંતુ બીજાં નાનાં નાનાં યુદ્ધોમાં રોમનોનોજ જય થઇ રહ્યો હતો અને કાર્થેજિયનો નબળા પડતા ગયા હતા. એટલા માટે એમણે લાગ સાધીને સંધિની વિનતિ સાથે રોમમાં રાજદૂત મોકલ્યા અને તેમની સાથે રેગ્યુલસને પણ એવી શરતે મોકલ્યો કે જો સંધિ નહિ થાય તો તારે પાછા આવવું પડશે. રોમમાં રેગ્યુલસનો બાળકપુત્ર તથા પ્રિયતમા પત્ની તેને મળવા સારૂ આવ્યાં,ત્યારે તેણે આંખો નીચી ઢાળી નાખી. પોતાની અવસ્થાવિષે એ મહાપરાક્રમી યોદ્ધાનો એવો વિચાર હતો કે, સ્વતંત્ર રોમન કુટુંબની કુલીન સ્ત્રી આગળ શત્રુઓના હાથમાં બંદીવાન થએલો ગુલામ પોતાનું મોં દેખાડવા યોગ્ય નથી. સેનેટની સભામાં જઈને તેણે કહ્યું કે:-"હું કાર્થેજિયનોનો દાસ છું. તેમના પ્રધાનની આજ્ઞાથી હું તેમના દૂતની સાથે છું અને સંધિની સૂચના કરવા સારૂ આવ્યો છું." કાર્થેજના દૂતોએ કહ્યું:-"આપ આપનો મત સ્વતંત્રપણે જણાવી શકો એમ છો. સુલેહમાં બન્ને પક્ષનું કલ્યાણ છે." એમણે વિચાર્યું કે, પોતાનો છુટકારો માણસ-માત્રને પસંદ હોય છે અને સંધિ એ ખરેખર પ્રિય વસ્તુ છે, એટલે રેગ્યુલસ જેવો માણસ એની વિરુદ્ધ કદિ નહિ બોલે; પરંતુ રેગ્યુલસે ગંભીરતાપૂર્વક કહ્યું:-"આટલા બધા સૈનિકોના નાશ તથા આટલા બધા ધનના ખર્ચ પછી રોમનોને જે લાગ મળ્યો છે તે છોડી દઈને સુલેહ કર્યાથી શત્રુઓ પાછા પ્રબળ થઈ જશે અને તેથી રોમને પાછું ઘણું નુકસાન થશે. મારા જેવા થોડાક હજાર કેદીઓના છુટકારાખાતર રોમના સ્થાયી લાભનો નાશ ન કરશો. અમારા જેવા કેદીઓને સેનેટે મરી ગયેલા ગણવા જોઈએ. યુદ્ધને ચાલવા દો, એમાંજ રોમને વિશેષ લાભ છે." દેશભક્ત મહાત્મા રેગ્યુલસની સલાહ માનીને રોમનોએ કાર્થેજિયનો સાથે સંધિ કરી નહિ. રેગ્યુલસે ધાર્યું હોત તો પ્રતિજ્ઞાનો ભંગ કરીને રોમમાંજ રહી જાત; પણ એમ ન કરતાં તેણે કહ્યું:-"સત્યનો ભંગ કરીને રોમના નામને કલંક લગાડવાનું મને કહેશો નહિ. એવું થયાથી પણ શત્રુઓ રાજી થશે એ વાત

તમારે ભૂલી જવી ન જોઇએ." રોમનાં આબાલવૃદ્ધ વનિતા સર્વેનાં શોકાશ્રુપૂર્ણ નયનોની ઉપેક્ષા કરીને મહાત્મા રેગ્યુલસ જન્મભૂમિની ખાતર પોતાનું બલિદાન આપવા સારૂ કાર્થેજ પાછો ફર્યો. એમ કહેવાય છે કે, લોઢાના ખીલાવાળા એક પીપમાં એને પૂરીને બહુ નિર્દયતાપૂર્વક કાર્થેજિયનોએ તેનો વધ કર્યો; પરંતુ રોમનોને હાથે બધી લડાઇઓમાં પરાજિત થઇને આખરે હીનભાવે સંધિ કરવાની કાર્થેજને ફરજ પડી.

# ૧૦૯—રોમન સંત્રીનું અડગ આજ્ઞાપાલન

ઈટલિ દેશમાં વિસુવિયસ પર્વતની તળેટીમાં રોમનોના તાબામાં પોમ્પીઆઇ નામનું નગર હતું. એ પર્વતની જ્વાળા કેટલાંક વર્ષોસુધી બંધ રહ્યાથી એની ચારે તરફ શહેરો વસી ગયાં હતાં. ઇ૦ સ૦ ૭૯ માં જે ભયંકર જ્વાળામુખી ફાટી નીકળ્યો તેથી પોમ્પીઆઈ અને એક બીજું શહેર નાશ પામ્યું. ૧૭૦૦ વર્ષસુધી એ શહેરો વીસ ફીટ પથરા અને ભસ્મમાં ઢંકાઈ રહ્યાં હતાં. ત્યાર પછી કોઈ કોઇ ઠેકાણે એ ઢગલાઓ ખોદતાં પ્રાચીન શિલ્પકળાના નમુનારૂપ સામગ્રી એમાંથી નીકળી આવવા માંડી.

નેપોલિયન બોનાપાર્ટે ઈટલિ જીત્યા પછી રીતસર વૈજ્ઞાનિક રીત પ્રમાણે તેને ખોદાવવાનું કામ શરૂ કર્યું. ઇ૦ સ૦ ૧૮૬૧ સુધી એ કામ ચાલ્યું અને એ આખું પ્રાચીન શહેર ખોદી કાઢવામાં આવ્યું. એ ખોદકામથી પ્રાચીન રોમનોના રીતરિવાજ, સરસામાન, ઘરની બાંધણી વગેરે અનેક વિષયોનું જ્ઞાન આપણને પ્રાપ્ત થયું. શહેર ઉપર ગરમ રાખ પડવા માંડયાથી થોડા સમયમાંજ અનેક સ્થાનો રાખથી ઢંકાઇ ગયાં હતાં અને પૂર્વે હતાં એની એજ અવસ્થામાં દટાયલાં રહ્યાં.શહેર દટાઈ જતાં પહેલાં ઘણા નાગરિકો ગરમ રાખથી બચવાને માટે ઘરની અંદરના ભાગમાં પેસી ગયેલા અને પાછળથી ત્યાંજ મરી ગયેલા, તેનાં પ્રમાણો મળી આવ્યાં. સડક ઉપર કે બીજા કોઇ ખુલ્લા સ્થાનમાં કોઈ પણ માણસનું હાડપિંજર મળી આવ્યું નહિ. એ ઉપરથી સાબિત થાય છે કે, નાનામોટા માણસો પોતપોતાનો જીવ બચાવવા સારૂ સુરક્ષિત ભાગમાં સંતાઇ ગયા હતા. કેવળ શહેરના એક દરવાજા આગળ બખ્તર પહેરીને ઉભા રહેલા એક સંત્રીનું હાડપિંજર મળી આવ્યું.

એ ઉપરથી અનુમાન થાય છે કે, એ મહાન પ્રલયના સમયમાં પણ એ સંત્રી કર્તવ્યપરાયણતાની ખાતર આપત્તિની જરા પણ પરવા ન કરતાં ત્યાંજ અડગપણે ઉભો રહીને પહેરો ભરી રહ્યો હતો. એ પોતાના સ્થાનથી જરા પણ હઠયો નહિ અને ત્યાંજ એણે પ્રાણત્યાગ કર્યો. કર્તવ્ય બજાવવામાં મનુષ્ય કેટલો બધો દૃઢ હોઈ શકે છે, તેનું ભાન આ રોમન સંત્રીના ઉદાહરણથી થાય છે.

## ૧૧૦--ચોથો હેન્રી અને ભિખારી

એક દિવસ ફ્રાન્સનો રાજા ચોથો હેન્રી પેરિસનગરના રસ્તામાં પોતાના અમલદારની સાથે જઈ રહ્યો હતો. એવામાં એક ભિખારીએ ટોપી ઉતારીને નીચા વળીને તેને સલામ કરી. રાજાએ પણ ટોપી ઉતારીને તથા માથું ઝુકાવીને તેને સલામ કરી. એ સાદા સ્વભાવનો રાજા અમીરઉમરાવો સાથે એ પ્રમાણે કરતો હતો, એ વાત તેના અમલદારોને જાણીતી હતી; પરંતુ ભિખારીની તરફ આટલી બધી દયા બતાવી,એ વાત એમને રુચી નહિ અને એમાંના એક બટકબોલા અમલદારે સાફ કહી પણ દીધું:-" હજુર ! એક ભિખારીને આ પ્રમાણે સલામ કરવી એ ઠીક નથી." રાજાએ હસીને કહ્યું:- " સભ્યતાની બાબતમાં મારા રાજ્યના સાધારણ ભિક્ષુક કરતાં પણ હલકા ગણાવાની અભિલાષા મને નથી."

આપણા દેશમાં તો ઋષિમુનિઓ કહી ગયા છે કે:-" જો મોટા થવા માગતા હો તો નીચા નમો." ચાણક્યે ઠીક કહ્યું છે કે,વિદ્યા વિનયને આણે છે.



# ૧૧૧—સ્વદેશભક્તિને ખાતર એક પિતાએ આપેલો પુત્રનો ભોગ

સ્પેનમાં જ્યારે મૂર અથવા મુસલમાન લોકોનું જોર ઓછું થતું હતું, તેવામાં સ્પેનના રાજા પાંચમા સાંકોરની સાથે તેના ભાઈ જુયાનને લડાઇ થઈ. જુયાને મૂર લોકોની પાસે જઈને તેમની સહાયતા માગી અને કહ્યું કે, જો તમે પાંચ હજાર મુસલમાનસેના આપો તો હું મજબૂત અને ન ઓળંગી શકાય એવો કિલ્લો મૂર લોકોને કબજે કરાવું.જુયાન આ લડાઇ-માં ઉતર્યો તે પહેલાં ટોરિફ્રાનો કિલ્લેદાર આલન્ઝો પેરેઝ ડિ ગજમેનનો મોટો પુત્ર તેની પાસે નોકરી કરતો હતો.જુયાને એ યુવકને છોડયો નહોતો. એને લઇને ટોરિફ્રાની સન્મુખ જઇને તેણે ગજમેનને જણાવ્યું કે, ‘જો તું કિલ્લો મને સ્વાધીન નહિ કરે તો હું તારા પુત્રનું ગળું કાપી નાખીશ.’ આવી રીતનો ભય બતાવીને જુયાને બીજો એક કિલ્લો જીત્યો હતો. એ દુર્ગના અધિપતિની વિધવાપત્નીએ પુત્રની પ્રાણરક્ષાની ખાતર દુર્ગ છોડી દીધો હતો; પરંતુ આ વખતે એનો એ દાવ ફાવ્યો નહિ. કિલ્લાના ઉંચા કોટની રાંગ ઉપરથી આંખની કીકીસમ પ્રિયપુત્રને આંખભરીને જોઇ લઇને, ચક્ષુનાં આંસુ ખાળીને, મહાવીર ગજમેને અકંપિત અને તીવ્ર ઘૃણાસૂચક સ્વરે કહ્યું:—“ મારો પુત્ર દેશના શત્રુઓના હાથમાંથી દેશનું રક્ષણ કરવા સારૂજ જન્મ્યો છે. શત્રુના હાથમાં દેશ સોંપી દેવાને માટે અમારા વંશમાં કોઇએ જન્મ ધારણ કર્યો નથી. વિશ્વાસઘાતકતાદ્વારા એને તારા કબજા-માં લઇને તું કર્તવ્યપાલન કરવાની ખાતર એનો વધ પણ કરીશ તો આ જગતમાં ઘોર લજ્જા અને પરકાલમાં અનંત દુઃખ અને વેદના તને મળશે અને અક્ષય સન્માન તથા અપાર્થિવ સંપત્તિ મારા પુત્રને પ્રાપ્ત થશે. આવી સ્થિતિમાં એનો જીવ બચાવવા ખાતર દુર્ગ તને સમર્પણ કરવાની વાત તો દૂર રહી પણ તારી પાસે હથીઆરની ખોટ હોય તો આ છરાવતી તારા પક્ષને ઘૃણિત પાપમાં નિમગ્ન કર અને ઈશ્વરના કોપથી નાશ પામ.” ગજમેન કમરમાં ખોસેલો છરો કોટ ઉપરથી બહાર ફેંકી દઇને કિલ્લાની અંદર ચાલ્યો ગયો.થોડીવાર પછી દુર્ગની બહારથી એક કારમી ચીસ સાંભ-ળવામાં આવી. ક્રોધાન્વિત જુયાને બધાની સમક્ષ ગજમેનના પુત્રની હત્યા

કરી નાખી હતી, એ બનાવની ગરબડ જ્યારે ગજમેનના સાંભળવામાં આવી ત્યારે એણે ફક્ત એટલુંજ કહ્યું કેઃ–“મને એવું લાગ્યું કે શત્રુઓ કિલ્લામાં ચઢી આવ્યા છે.” વીરપ્રકૃતિના મુસલમાનસૈનિકો આવા હીચકારા કામથી ઘણા ગુસ્સે થયા અને “આવો મજબૂત કિલ્લો આટલી ઓછી સંખ્યાના સૈનિકોદ્વારા જુયાન જેવા સરદારની સરદારીહેઠળ જીતી શકાવો અસંભવિત છે.” એટલું કહીને ત્યાંથી ચાલ્યા ગયા.

## ૧૧૨-वॉशींग्टन अने समयपालन

અમેરિકામાં સંયુક્ત રાજ્યના સ્થાપક મહાત્મા જ્યોર્જ વૉશીંગ્ટનના સેક્રેટરીને એમની પાસે નિયમિત સમયે જવામાં બેએક દિવસ થોડોક વિલંબ થયો અને એ વખતે મોડા થવાનું કારણ પૂછતાં એણે જણાવ્યું હતું કે, “સાહેબ! મારૂં ઘડિયાળ ધીમું પડી ગયું છે માટે વિલંબ થાય છે. એક દિવસ તો વૉશીંગ્ટન આ ઉત્તર સાંભળી રહ્યા; પણ બીજે દિવસે ઉત્તર આપ્યો કેઃ–‘ભાઈ! આ પ્રમાણે અહીંઆં ચાલશે નહિ; કાં તો તમે નવું ઘડીઆળ વસાવો, નહિ તો મને નવો સેક્રેટરી શોધવા દો.”

## ૧૧૩–विंकेल रीडनो आत्मभोग

સ્વીટ્ઝરલેંડનું પ્રજાસત્તાક રાજ્ય પ્રબલ પ્રતાપી ફ્રાન્સ, જર્મની, ઑસ્ટ્રિયા અને ઇટાલીનાં રાજ્યોની વચમાં પાંચસો વર્ષ થયાં પોતાની સ્વતંત્રતા સાચવી રહ્યું હતું. એના ભિન્નભિન્ન વિભાગોમાં ભાષા, ધર્મ, આચાર અને પહેરવેશમાં ભેદભાવ હતો; પરંતુ બહારના દબાણને લીધેજ સ્વીસ પ્રજા અંદરખાનેથી એકસંપીથી રહેતી હતી.

સ્વીસ લોકોને પોતાની સ્વતંત્રતાનાર ક્ષણ સારૂ એક વખત ઑસ્ટ્રિયાના ડ્યુકની સાથે સેમપેક નામના સ્થાનમાં યુદ્ધમાં ઉતરવું પડયું હતું. બખ્તર પહેરેલા અને હાથમાં ભાલા ધારણ કરેલા ઑસ્ટ્રિયન સૈનિકો એવી દઢતાથી ઉભા હતા કે એમની હાર કોઈ પણ રીતે દુશ્મનોથી તોડી શકાતી નહોતી; એ દેખાવ જોઇને જન્મભૂમિના રક્ષણનો બીજો કોઈ ઉપાય નહિ સૂઝવાથી

આર્નોલ્ડ વૉન વિંકેલ્સ રીડ નામનો એક બળવાન દેશભક્ત સ્વીસ તીરના વેગથી દોડીને હારબંધ ઉભેલા ઑસ્ટ્રિયન સૈનિકો ઉપર તૂટી પડયો અને બે જણાના ભાલા પોતાના બે હાથમાં પકડીને તથા ત્રીજાનો ભાલો પોતાની છાતીમાં ભોંકાવા દઇને, ભૂમિ ઉપર પડયો. આ યુક્તિથી ત્રણ ઑસ્ટ્રિઅન સૈનિકો એક પળમાં પોતાના સ્થાનેથી ખસી ગયા અને એમની લાઇન ભાગી ગઇ. એમ થતાંજ એ સ્થળે થઇને હાથમાં હથીઆર લઈને સ્વીસ લોકોએ દુશ્મનોના સૈન્યમાં પ્રવેશ કર્યો અને વિંકિલ રીડની દેશભકિતથી ઉત્સાહિત થઇને એવી બહાદુરીથી લડયા કે તેમણે આસ્ટ્રિયન લોકોનો સંપૂર્ણ પરાજય કર્યો.

## ૧૧૪—ન્યૂટન અને વિનય

આપણા પ્રાચીન ગ્રંથકારો વ્યાજબી રીતે કહી ગયા છે કે, વિદ્યાને લીધે વિનય ઉત્પન્ન થાય છે. અધુરો ઘડોજ છલકાય છે, તેમ થોડું ભણેલો મનુષ્ય એમ સમજે છે કે, આખા સંસારમાં મારા જેવો વિદ્વાન બીજો કોઈ છેજ નહિ; પરંતુ જે ખરો વિદ્વાન છે, જેણે જ્ઞાનસાગરનું મંથન કર્યું છે તે તો હમેશાં એમજ જાણે છે કે હું કેવળ વિદ્યાર્થી છું, હજુ બીજાં કેટલાંએ તત્ત્વો મારે માટે જાણવાનાં બાકી છે. આ વિષયમાં મહાત્મા ન્યૂટનના જીવનચરિત્રમાં એક ઉત્તમ ઉદાહરણ મળી આવે છે. સૌ કોઇ જાણે છે કે ન્યૂટન યૂરોપના વૈજ્ઞાનિકોમાં સૌથી શ્રેષ્ઠ હતો. ઘણાજ ઉંચા પ્રકારનું શિક્ષણ મેળવીને તેણે ગુરુત્વાકર્ષણ આદિ ઉત્તમ સિદ્ધાંતો શોધી કાઢયા હતા; પરંતુ એ કર્મવીર મહાત્માના જીવનનો અંત આવી રહ્યો હતો ત્યારે તેણે જે અભિમાનશૂન્ય વચનો કહ્યાં હતાં તે યાદ રાખવાલાયક છે.

" જગત મારાં કાર્યોસંબંધી શો અભિપ્રાય બાંધશે તે હું જાણતો નથી; પરંતુ મને પોતાને તો એમજ લાગે છે કે, જ્ઞાનસમુદ્રને કાંઠે બેસીને મેં નાના બાળકની પેઠે કેવળ પથરાઓના ટુકડાજ વીણ્યા છે અને વિશાળ જ્ઞાનસાગર તો મારી આગળ હજી આખો ને આખો શોધખોળ કર્યા વગરનો પડયો છે. "

## ૧૧૫—दाक्तर 'हे' नी द्रढ कर्तव्यनिष्ठा

૧૮૫૭ ના બળવા વખતે જ્યારે કાશી નગરીમાંથી બધા યૂરોપિયનો પલાયન કરી રહ્યા હતા તે વખતે ત્યાંની લશ્કરી ઇસ્પિતાલના દાકતર હે સાહેબે કહ્યું કે:-"હું મારા દરદીઓને છોડીને બીજા અંગ્રેજો સાથે નાસી જનાર નથી." સિપાઇઓની જે ટુકડીઓએ બળવો કર્યો હતો તેમાંના પણ કેટલાક માંદા થઈને એ ઇસ્પીતાલમાં પડયા હતા; પણ દાકતર હેએ તેમને શત્રુ ગણીને ત્યાગ ન કરતાં, પૂર્ણ કાળજીપૂર્વક તેમની સેવાશુશ્રૂષા કરવામાં જરા પણ કચાશ રાખી નહિ.

દાકતર હે જેવા ઉદાર ચિત્તના કર્તવ્યપરાયણ મહાત્માઓ જે વખતે જે જાતિમાં અધિક હોય છે, તે વખતમાં તે જાતિ મહાન ગણાય છે. ઘણા શોકની વાત એ છે કે, એ કૃતઘ્નીઓને હાથેજ દાક્તર હે માર્યા ગયા. સ્ત્રીહત્યા, બાળહત્યા, સાધુહત્યા આદિ અનેક પાપોથી કલંકિત થવાને લીધેજ સિપાઇઓ એ બળવામાં વિજયી થઈ શકયા નહિ. જે પક્ષમાં જે વખતે અધિક ધર્મ હોય છે, તેજ પક્ષનો જય થાય છે.

यतो धर्मस्ततो जयः ।

## ૧૧૬—जीवनचरित्रना अभ्यास तथा लेखनथी थता लाभ

પ્લુટાર્ક પ્રાચીન સમયમાં એક મોટો વિદ્વાન અને સુપ્રસિદ્ધ ગ્રંથકાર થઇ ગયો છે.એણે જીવનચરિત્રોનું એક પુસ્તક લખ્યું છે.એ લખે છે કે:-"શરૂઆતમાં તો બીજાઓના લાભની ખાતર મેં સત્પુરુષોનાં જીવનચરિત્ર લખવાનું કામ આરંભ્યું હતું; પણ થોડી મુદતમાં મને પોતાનેજ એ જીવનચરિત્ર પસંદ પડવા માંડયાં અને મારા પોતાના હિતની ખાતરજ હું તેમનું મનન તથા અધ્યયન કરવા લાગ્યો તથા તેમના ચરિત્રને દર્પણની માફક મારી દૃષ્ટિ-સમક્ષ ધરી રાખીને મારા વર્તનને તે દર્પણમાં પ્રતિબિંબની માફક દેખાતાં તેમના ચરિત્રને અનુરૂપ બનાવવા પ્રયાસ કરવા લાગ્યો."

("સુખ અને શાંતિ" નામે ગ્રંથમાંથી)

આપણે પણ ધ્યાનપૂર્વક જીવનચરિત્રો વાંચીએ તો આપણને પણ અવશ્ય એજ લાભ મળે. મહાન પુરુષના આચારવિચારને રાતદિવસ આપણીસમક્ષ રાખીને આપણે પણ તેમના જેવા થતાં શીખી શકીએ. એટલા માટે બીજાં પુસ્તકો કરતાં જીવનચરિત્રના ગ્રંથોની ઉપયોગિતા વિશેષ છે. ગુજરાતના વાચકો તથા લેખકોનું ધ્યાન એ દિશામાં વિશેષ જવાની આવશ્યકતા છે.

## ૧૧૭--एथेन्सना सिपाइनी आदर्श प्रतिज्ञाओ

પ્રાચીન કાળમાં એથેન્સના દરેક સિપાઇને નીચે મુજબ પ્રતિજ્ઞાઓ લેવી પડતી.

"આ મારી પવિત્ર ઢાલને હું કદિ કલંક લગાડીશ નહિ."

"મારા સાથીને રણભૂમિમાં એકલો છોડીને હુ પલાયન કરી જઇશ નહિ."

"આપણા દેશનાં દેવસ્થાન અને અન્ય મકાન એ બધાંના સંરક્ષણાર્થે હું એકલો તેમજ બીજાની સહાયમાં રહીને લડીશ."

"આપણો દેશ અત્યારે જે સ્થિતિએ છે તેનાથી તે ઉતરે નહિ, પણ ચઢતી કળાએ પહોંચે એવી હું મારી કૃતિ રાખીશ."

પોતપોતાના સમય અને સ્થિતિને અનુસરીને દેશસેવાની આવી પ્રતિજ્ઞાઓ દરેક માણસે લેવી જોઇએ. ('સુખ અને શાંતિ'માંથી)

## ૧૧૮—पुस्तकानां अवलोकन अने थियोडर पार्कर

થિયોડર પાર્કર એક વિદ્વાન, ધાર્મિક અને પરોપકારી પુરુષ હતો. એણે ઘણાં પુસ્તકોનાં અવલોકન લખ્યાં હતાં; પરંતુ એ બાબતમાં તે એટલો બધો સાવચેત રહેતો કે અત્યંત મનનપૂર્વક પુસ્તક વાંચીનેજ તે ઉપર વિવેચન કરતો. તે કહેતો કે, વિવેચન કરનારાઓએ અયોગ્ય વિવેચન ન થઈ જાય તે વાતનો વિશેષ ભય રાખવો જોઈએ. પોતાના વખતના અમેરિકન સમાલોચકો-

સંબંધે એ કહેતો કેઃ—“ સમાલોચના કરનાર માણસ ગમે તેટલો મૂર્ખ હોય તોપણ તે સાહિત્ય, વિજ્ઞાન તથા શિલ્પવિષયનાં પુસ્તકો ઉપર અભિપ્રાય આપે છે! બકલે, ડાર્વિન અને મિલ જેવાનાં પુસ્તકો ઉપર પણ અમેરિકાના ઘણું કરીને બધાજ તંત્રીઓ અભિપ્રાય આપવાને તૈયાર હોય છે ! શાહી અને કલમ મળી કે બસ થયું. જેમ પશુઓ જે પાણી પીએ છે, તેમાંજ લઘુશંકા કરી તેને ખરાબ કરે છે, તેમ ઘણાક વિવેચકો તો તે પુસ્તકમાંથીજ માહિતી મેળવીને તે પુસ્તકના લખનારને નિંદે છે. ”

આ વિષયમાં પાર્કરનું પોતાનું દૃષ્ટાંત ઘણુંજ ચમત્કારિક હતું. સુપ્રસિદ્ધ જર્મન વિદ્વાન સ્ટ્રાસે લખેલા ઈસુ ખ્રિસ્તના જીવનચરિત્રપર વિવેચન કરવા પહેલાં સોળસેં પાનાંનો એ આખો ગ્રંથ તેણે એકચિત્તથી વાંચ્યો, ત્યાર પછી એ પુસ્તકની વિરુદ્ધમાં જેટલાં પુસ્તકો તથા ચોપાનીઆં પ્રગટ થયાં હતાં તે સઘળાં પણ વાંચ્યાં અને વિદેશી ભાષાઓમાં એની જે સમાલોચના થઈ હતી તે સર્વ જાણી લીધા પછીજ તે ઉપર પોતે વિવેચન લખવાને પ્રવૃત્ત થયો હતો.

પ્રેસ્કટના રચેલા ઇતિહાસના પુસ્તકની સમાલોચના કરવા પહેલાં પ્રેસ્કટે પોતાનું પુસ્તક રચવા માટે પોતે જે જે પુસ્તકો વાંચ્યાં હતાં, તે સર્વ પુસ્તકો પાર્કરે વાંચ્યાં. ગ્રંથકારની પાસે હાથનાં લખેલાં કેટલાંક પુસ્તકો હતાં તેટલાંજ માત્ર તે વાંચી શકયો નહોતો.

આપણી ભાષાના કેવળ પ્રસ્તાવના વાંચીનેજ અવલોકન લખવા બેસી જનારા અવલોકનકારો પાર્કરના આ ઉદાહરણનું અનુકરણ કરશે તથા તેના ઉપદેશ ઉપર ધ્યાન આપશે, તો એમને પોતાને તેમજ સાહિત્યને ઘણો લાભ થશે.



## ११९—एरिस्टाइडिसनी अटल न्यायपरायणता

(१)

એથેન્સનગરમાં સુવિખ્યાત ન્યાયાધીશ એરિસ્ટાઇડિસની કચેરીમાં એક મુકર્દમો ચાલતો હતો. સાક્ષીનો જુબાની થઇ ગયા પછી એક પક્ષના વકીલે સહેજ ઈશારો કરીને સ્મરણ કરાવ્યું કે, આ સાક્ષીએ એક વખત એરિસ્ટાઇડિસપ્રત્યે ગેરવ્યાજબી વર્તણુક ચલાવી હતી. એરિસ્ટાઈડિસે હસીને કહ્યું:–“એ વાત અત્યારે સંભારવાની જરૂર નથી. હું અત્યારે તમારા અસીલના મુકર્દમાની તપાસ કરવા બેઠો છું. મારા પોતાના મુકર્દમાનો વિચાર કરવા નથી બેઠો.”

(૨)

એક દિવસ એમની કચેરીમાં એક કવિનો મુકર્દમો રજુ થયો. કવિએ તેમને વિનતિ કરી કે:–“ આપ મારા ઉપર દયા આણીને થોડીઘણી ખેંચતાણ કરીને પણ મારી તરફેણમાં ફેંસલો આપો. ” એરિસ્ટાઈડિસે કહ્યું:–“ભાઈ ! તું કહે છે એમ ખેંચતાણ કરીને, ન્યાયનો અર્થ અમુક તરફ લઇ જઇને તારી તરફેણમાં ફેંસલો આપવો એ કાંઇ અઘરૂં કામ નથી; પરંતુ છંદમાં સહેજસાજ ભૂલ રહી જવાથી પણ જેમ તારી આખી કવિતા દૂષિત થઇ જાય છે, તેમ ન્યાયના માર્ગમાંથી સહેજ પણ ભ્રષ્ટ થયાથી હું ખરો ન્યાયાધીશ રહી શકું નહિ. ”

## १२०–जातीदेखरेख अने इरानना राजानो घोडो

દરેક ધંધામાં તથા ઘરની વ્યવસ્થામાં પણ પ્રત્યેક સ્રીપુરુષે નોકરને ભરોસે કામ ન છોડતાં જાતીદેખરેખ રાખવાની પણ આવશ્યકતા છે. એક વખત એવું બન્યું કે ઇરાનના એક રાજાનો સુંદર ઘોડો પુષ્કળ દાણો તથા ચારો મળવા છતાં પણ હૃષ્ટપુષ્ટ થતો નહોતો. આખરે રાજાએ ઘોડાઓના અનુભવીને બોલાવીને એનું ઔષધ પૂછ્યું તો એણે ઉત્તર આપ્યો કે:–“મહારાજાધિરાજ ! એને બીજી કાંઇ દવાની જરૂર નથી.એને માટે એના માલિકની નિગાહ એજ પૂરતી દવા છે. ”

## ૧૨૧-પુસ્તકોના વાચનથી મળતો આનંદ

લેડી જેન ગ્રે એક વિદુષી અને સરળ સ્વભાવની, ઇશ્વરભક્ત સ્ત્રી હતી. મોસાળપક્ષથી વિલાયતના રાજકુટુંબ જોડે તેને ગાઢો સંબંધ હતો. તેની માતામહી મેરી રાજા સાતમા હેન્રીની સૌથી નાની કન્યા હતી. રાજા છઠ્ઠા એડવર્ડના મૃત્યુ પછી રાજદ્વારી પુરુષોની ખટપટને લીધે પોતાની ઇચ્છા નહિ હોવા છતાં પણ એ થોડા સમયસુધી ઈંગ્લેંડના રાજસિંહાસન ઉપર બિરાજી હતી. એ સન્નારીને સંસારના વૈભવ અને વિલાસ કરતાં સારાં પુસ્તકોનાં વાચનમાં અત્યંત અધિક આનંદ આવતો હતો. એક દિવસ તેનો વિદ્વાન મિત્ર સુપ્રસિદ્ધ શિક્ષક એશયામ એને મળવા ગયો ત્યારે એ બારીમાં બેઠી બેઠી પ્લેટોએ લખેલો સૉક્રેટિસના મૃત્યુનો વૃત્તાંત વાંચી રહી હતી. એનાં માતપિતા બગિચામાં શિકાર રમવા ગયાં હતાં. શિકારી કૂતરાઓ દોડાદોડ અને ભુંકાભુંક કરી રહ્યા હતા. તેની ગરબડ એ બારીમાં પણ સંભળાતી હતી. એશયામે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું:-" કુમારી! તમે શિકારનો આનંદ ભોગવવા જવાને બદલે અહીંઆં કેમ બેઠાં છો?" લેડી જેન ગ્રેએ કહ્યું:-" પ્લેટોમાં મને જે અદ્ભુત આનંદ પ્રાપ્ત થઈ રહ્યો છે, તેની સરખામણીમાં ઉદ્યાનમાં મૃગયા ખેલવા જવાનો આનંદ મને કાંઈ વિસાતમાં નથી લાગતો."

## ૧૨૨-एक राजकन्यानो सतीधम

ડેન્માર્કના રાજા ચોથા ક્રિશ્ચિયાનની કન્યા ઇલિયાનોર ક્રિશ્ચિયાના જ્યારે સાત વર્ષની હતી, ત્યારે કૉરફિઝ વીલફિલ્ડ નામના ડેન્માર્કના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ સાથે તેનું સગપણ થયું હતું. પાછળથી તેની વય ૧૨ વર્ષની થઇ ત્યારે સેક્સનીના રાજકુમાર સાથે તેનું માગું આવ્યું અને રાજાની ઈચ્છા તેને એ ઠેકાણે પરણાવવાની થઈ; પરંતુ ઇલિયાનોરે એ માગું પાછું કાઢ્યું અને પિતાને સ્પષ્ટ જણાવ્યું કે, જેની સાથે એકવાર મારો વિવાહ થયો છે તેનાસિવાય હું બીજા કોઈને વરવાની નથી. ૧૫ વર્ષની વયે વીલફિલ્ડ-

ની સાથે તેનું લગ્ન કરવામાં આવ્યું. ત્યાર પછી થોડાંક વર્ષ બાદ રાજાનું મૃત્યુ થયા પછી વીલફ્રિડના સ્વભાવે પ્રચંડ અને ક્રૂર રૂપ ધારણ કરવા માંડયું. રાજદ્રોહના અપરાધમાટે કેટલીએ વાર તેને કેદખાનામાં મોકલવામાં આવ્યો તથા દેશનિકાલ કરવામાં આવ્યો; પરંતુ એ બધી અવસ્થામાં રાજકુમારી ઇલિયાનોર પતિનું કષ્ટ ઓછું કરવાને સારૂ સર્વત્ર એની સાથે ને સાથે રહી હતી. વખતોવખત એને અન્નવસ્ત્રનું કષ્ટ વેઠવું પડતું; પરંતુ એવી દશામાંએ પિયેર જઇને રાજવૈભવ ભોગવવાની અભિલાષા તેણે કરી નહિ. પતિના છેલ્લા જીંદગીસુધીના કારાગૃહવાસમાં પણ એ તેની સંગી હતી. ત્યાર પછી ૨૩ વર્ષબાદ એના સ્વામીનું મૃત્યુ થયાથી એ કારાગારમાંથી બહાર આવી અને થોડાક સમયસુધી જીવીને સ્વર્ગે સીધાવી.

# १२३—एक रोमन सन्नारीनो सतीधर्म

રોમના બાદશાહ દુરાત્મા કલૉડિયસે પીટ્સ નામના એક રોમન સદ્ગૃહસ્થને દેહાંતદંડની શિક્ષા ફરમાવી અને જણાવ્યું કે:—"એ સજા એણે પોતાના કુટુંબીઓની વચમાં બેસીને પોતાને હાથેજ ભોગવવી પડશે; નહિ તો ઘણી ઘાતકીરીતે એના પ્રાણ લેવામાં આવશે." પોતાનો પતિ આ નિષ્ઠુર આજ્ઞાનું પાલન કરવામાં આનાકાની કરશે અને તેથી કરીને રાજ્યના અમલદારો અનેક પ્રકારનાં કષ્ટ દઇને રીબાવી રીબાવીને તેને મારી નાખશે; એ ભયથી પીટ્સની પત્નીએ પોતાની છાતીમાં છરો ભોંકી દઇને રૂંધાયલા સ્વરે કહ્યું:—"વહાલા! આમાં વિશેષ કષ્ટ નથી." પતિએ પણ રાજાની આજ્ઞાનું પાલન કરીને પોતાનો દેહ પોતાનેજ હાથે પાડયો. પતિપત્નીની અંત્યેષ્ટિક્રિયા એકસાથેજ થઇ!

# ૧૨૪–વિશ્વાસુ દરવાન અને શાહ અબ્બાસ

ઈરાનના બાદશાહ અબ્બાસને એક દિવસ તેના એક માનીતા અમલદારને ઘેર જમવાનું આમંત્રણ થયું હતું. એ દિવસે એણે ભોજનસમયે પુષ્કળ દારૂ પીધો. તેના અમલદાર તથા બીજા સઘળા મહેમાનો પણ પુષ્કળ મદ્યપાન કરીને બેહોશ થઇ ગયા. એ અવસ્થામાં શાહ અબ્બાસ ફરતો ફરતો એ અમલદારના અંતઃપુરના દરવાજા આગળ જઈ પહોંચ્યો. દરવાન રસ્તો રોકી હાથ જોડીને એવી રીતે ઉભો રહ્યો કે એને ખસેડયા વગર અંદર પ્રવેશ કરવાનું અસંભવિત હતું. શાહ અબ્બાસે કહ્યું:–"હઠી જા, નહિ તો તલવારથી તારૂં માથું કાપી નાખીશ." દ્વારપાળે માથું નમાવી કહ્યું:–"ગરીબનવાઝ! એમજ કરો. આપ મારા તેમજ આખા દેશના રાજા છો. કોઇપણ અવસ્થામાં હું આપના ઉપર હાથ ઉગામી શકીશ નહિ અને જ્યાંસુધી આ દેહમાં જીવ છે ત્યાંસુધી મારા શેઠના અંતઃપુરમાં પરપુરુષને ઘુસવા પણ નહિ દઇ શકું. આપ પુરુષોના રાજા છો, અંતઃપુરવાસી સ્ત્રીઓના માલિક નથી. એ લોકો અંતઃપુરમાં સંપૂર્ણ સ્વતંત્ર છે. એટલા માટે આપને સાફ સાફ જણાવી દઉં છું કે, મને મારી નાખીને ઘરની અંદર જવું એ પણ આપને માટે સહિસલામત નથી. તેજસ્વિની ઈરાની મહિલાઓ પરપુરુષ ગણીને આપના ઉપર હથિયાર ઉગામશે, એ વખતે તે વિચાર નહિ કરે કે આ અમારા બાદશાહ છે." આ સાંભળીને શાહ અબ્બાસનો નશો ઉતરી ગયો અને એ ચુપચાપ પોતાના મહેલ તરફ પાછો ફર્યો.

બીજે દિવસે એ ઘરના માલિક–બાદશાહના પ્રિય અમલદારને બધી વાતની ખબર પડતાં, તે શાહ અબ્બાસની પાસે ગયો અને દ્વારપાળની બેઅદબીમાટે માફી માગીને કહ્યું:–"હજુર તો મારા ઘરમાં ગમે ત્યાં પધારી શકે છે, એ દરવાનની બેવકુફી છે, હું આજથી એને કાઢી મૂકું છું." શાહ અબ્બાસે ઉત્તર આપ્યો:–"તમે પોતાની ઇચ્છાથી એને નોકરીમાંથી રજા આપી છે, એ જાણી હું કેટલો બધો પ્રસન્ન થયો છું તે હું કહી શકતો નથી; કારણ કે એથી કરીને મારે તમારી પાસે માગણી કરવાનો પ્રસંગ આવ્યો નહિ. એ દરવાનને આજથી મેં મારા અંગરક્ષક સૈનિકોનો સરદાર નિમ્યો છે. પૂજ્ય અને માતૃતુલ્ય તમારા ઘરની મહિલાઓ સાથે

શરાબની ઘેલછામાં મેં જે અસભ્ય વર્તણુક ચલાવી છે, તેને માટે એમને જણાવશો કે હું એમની ક્ષમાને માટે વિનતિ કરૂં છુ."

## ૧૨૫--ત્રીજા વિલિયમની ઉદારતા

ઇંગ્લેંડના રાજા ત્રીજા વિલિયમની વિરુદ્ધ અને સ્ટુઅર્ટવંશના પદભ્રષ્ટ રાજા બીજા જેમ્સના પક્ષમાં રાજ્યમાં બળવો કરવા સારૂ એક પ્રપંચ રચાયો હતો અને એમાં એક આબરૂદાર અને મોભાવાળા ગૃહસ્થ સામિલ હતા. એ બાબતના અનેક કાગળપત્રો રાજા વિલિયમના હાથમાં આવ્યા અને રાજાએ તે ગૃહસ્થને પોતાના ખાનગી ઓરડામાં બોલાવીને એ કાગળીઆં તેના હાથમાં મૂકયાં. એ જોતાંવારજ એ ગૃહસ્થના હોશકોશ ઉડી ગયા. એ સમજ્યો કે, "હવે મને કેદ કરીને આ કિલ્લામાં રાખવાનો હુકમ થશે અને થોડાક દિવસ પછી મારા ઉપર મુકર્દમો ચલાવીને ફાંસીની સજા દેવામાં આવશે." પરંતુ રાજાએ તેવું કાંઇ કર્યું નહિ. તેણે તો ધીરજપૂર્વક કહ્યું:—"જે લોકો પોતાના શેઠ ઉપર તેની દુર્દશામાં પણ પ્રેમ રાખે છે અને બધી વિપત્તિઓને તુચ્છ ગણીને તથા બધી આશાઓનો ત્યાગ કરીને, કેવળ પ્રભુભક્તિના આવેગમાંજ તેના કાર્યમાં નિયુક્ત રહે છે, તેઓ આ જગતમાં પૂજનીય છે અને એમની મિત્રતા એ એક આ સંસારમાં ઇચ્છવાયોગ્ય વસ્તુ છે." એટલું કહીને પોતાને હાથે દીવાની જ્યોત આગળ એ કાગળોને ધરીને એ સદ્‌ગૃહસ્થની વિરુદ્ધ રાજદ્રોહનો અપરાધ સાબિત કરનારાં બધાં પ્રમાણો એકદમ સળગાવી દીધાં. એ ગૃહસ્થ રાજાના આ સૌજન્ય તથા ઉદારતાથી મુગ્ધ થઇને બોલી ઉઠયો:—"ભગવાને જ્યારે આપના જેવા ઉદાર અને મોટા મનના પુરુષને મારા શેઠના હરિફ બનાવ્યા છે, તો પછી એમજ સમજવું જોઇએ કે ભગવાન પણ એમનું દુર્ભાગ્ય દૂર કરવાની ઇચ્છા નથી કરતો. મેં મારૂં જીવન જૂના શેઠની સેવામાં અર્પણ કર્યું હતું, તેનો અંત આ પત્રો પકડાવાની સાથેજ આવી ગયો છે. હવે હું જે જીવન ધારણ કરીશ, તે આપના તરફથી વગરમાગ્યે મળેલા દાનસ્વરૂપ છે. આપે કૃપા કરી મને જે જીવનદાન આપ્યું છે, તેનો ઉપયોગ હવે આપની વિરુદ્ધ કરવાનો અધિકાર મને નથી અને આપના તાબાના દેશની સેવા કરવામાંજ હવે તે જીવન ગાળીશ."

# १२६–भारतना आदर्श शिक्षक केवा होय ?

આદર્શ બ્રાહ્મણપંડિત રામનાથ તર્કસિદ્ધાંતનો જન્મ ઈ૦ સ૦ ની ૧૮મી સદીમાંના છેવટના ભાગમાં થયો હતો. એમણે ન્યાયશાસ્ત્રમાં અસાધારણ વિદ્વત્તા પ્રાપ્ત કરી હતી. પોતે ઘણા ગરીબ હોવાથી પહેલાં લગ્ન કરવાની ના કહેતા હતા; પણ પાછળથી એમના જેવા સત્પાત્રને કન્યાદાન કરવાની ઇચ્છા અનેક બ્રાહ્મણોની થઇ હતી અને એક અધ્યાપકના આગ્રહથી એમને લગ્ન કરવું પડયું હતું. અધ્યાપકે આશીર્વાદ આપ્યો હતો કેઃ–"રામનાથ! તને એક સાચી સહધર્મિણી મળશે અને તમારાં બન્નેનાં મન એકજ પ્રકારનાં રહેશે." પરણ્યા પછી થોડા દિવસે રામનાથનો વિદ્યાભ્યાસ સમાપ્ત થયો.

એ વખતે નવદ્વીપમાં એવો નિયમ હતો કે,દરેક વિદ્યાર્થી અભ્યાસ પૂરો કર્યા પછી નવદ્વીપના રાજા આગળ જતો, પોતાની વિદ્યાનો પરિચય આપતો અને 'ટોલ' (નિશાળ) સ્થાપવા સારૂ રાજા પાસેથી મદદરૂપે થોડીઘણી ભૂમિ પ્રાપ્ત કરતો. રામનાથની અવસ્થા બિલકુલ સારી ન હોવા છતાં પણ એ નિર્લોભી બ્રાહ્મણ રાજાની સમીપ ગયો નહિ. તેમણે નવદ્વીપની પાસેના એક જંગલમાં ઝુંપડી બાંધીને શાસ્ત્રની આલોચના કરવા માંડી.

ભારતવર્ષની શિક્ષણપ્રણાલી અત્યંત ઉચ્ચ હતી. પૃથ્વીના કોઇપણ દેશમાં કે કોઇ પણ જાતિમાં એવા પ્રકારની શિક્ષણપદ્ધતિ પ્રચલિત નહોતી. એ પદ્ધતિ પ્રમાણે અધ્યાપકો વિદ્યાર્થીઓ પાસેથી ફી લેતા નહિ; એટલુંજ નહિ પણ એમનાં ખાવાપીવાનો બંદોબસ્ત પોતાના તરફથી કરતા. રામનાથનું ગજું એ ખર્ચ ઉપાડવા જેટલું નહોતું; તેમજ એ બીજાની મદદ પણ લેતા નહોતા. બીજી તરફ અનેક વિદ્યાર્થીઓ તેમની આગળ વિદ્યાભ્યાસ સારૂ આવવા લાગ્યા. રામનાથે એમને સ્પષ્ટ કહી દીધું કે,તમારા અન્નવસ્ત્રનો પ્રબંધ કરી શકું એવું મારૂં ગજું નથી. વિદ્યાર્થીઓએ કહ્યું:–"મહારાજ! અમે વિદ્યા ભણવા આવ્યા છીએ, ભોજન કે વસ્ત્રની ખાતર આવ્યા નથી; માટે આપે અમારી એ બાબતમાં કાંઇ ચિંતા કરવી નહિ. એ બધી વ્યવસ્થા અમે આપોઆપ કરી લઇશું." એ દિવસથી નવદ્વીપના પંડિતસમાજમાં વિદ્યાર્થીઓને અન્નવસ્ત્ર આપવાના પ્રાચીન નિયમમાં ઘણો ફેર પડયો છે.

રામનાથના ઘરમાં અન્ન હતું નહિ, છતાં પણ એ કદિ કોઇને બારણે માગવા જતા નહિ." એક દિવસ પ્રાતઃકાળે તેઓ નિશાળમાં ભણાવવા જતા હતા; એવામાં એમની પત્નીએ કહ્યું:–"આજે ઘરમાં ખાવાનું કાંઈજ નથી, મૂઠી ચોખા છે. શું રાંધું?" રામનાથ શાસ્ત્રચિંતનમાં નિમગ્ન હતા. તેમણે પત્નીની તરફ જોયું તો ખરૂં, પણ તેની વાત ઉપર કાંઇ લક્ષ ન આપ્યું. થોડીકવાર સુધી પાસેના એક આમલીના વૃક્ષ તરફ દૃષ્ટિપાત કરીને એ ચાલ્યા ગયા. મધ્યાહ્નકાળે સ્વામી ઘેર પાછા આવીને સ્નાનસંધ્યાદિ કર્મથી પરવારીને જમવા બેઠા, ત્યારે એમની પત્નીએ ભાત અને આમલીનાં પાંદડાંનું શાક રાંધીને પીરસ્યું. એ દિવસે ભોજન કર્યાથી રામનાથને ઘણીજ તૃપ્તિ થઇ. પત્નીને સંબોધીને તેઓ બોલ્યા: "આજ આવી અમૃતમયી વાની ક્યાંથી લાવ્યાં?" ત્યારે પત્નીએ કહ્યું:–"એ તો આમલીનાં પાંદડાંનું શાક છે. તમે જતી વખતે મને એ બનાવવાનું કહી ગયા હતાને!" એ વખતે રામનાથે ઘણા આહ્લાદપૂર્વક કહ્યું:–"સાચી વાત છે, આમલીનાં પાંદડાંનું શાક આવું સ્વાદિષ્ટ થાય છે, તો પછી આપણે ભોજનવિષે ચિંતા નથી."

એ સમયમાં કૃષ્ણનગરના રાજસિંહાસન ઉપર મહારાજા શિવચંદ્ર બિરાજતા હતા. એમણે લોકોને મુખે બ્રાહ્મણ રામનાથની ગરીબાઈની વાત સાંભળીને એમનું કષ્ટ નિવારણ કરવાના ઉદ્દેશથી પોતાની રાજધાનીમાં બોલાવવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો; પરંતુ એમાં એ સફળ ન થયા, એટલે એક દિવસ જાતે એમની ચતુષ્પાઠીમાં જઇ પહોંચ્યા. એ સમયે રામનાથ વિદ્યાર્થીઓને એટલા એકાગ્રચિત્તથી ભણાવી રહ્યા હતા કે મહારાજાની પધરામણીની એમને જરાપણ ખબર ન પડી. તર્ક સમાપ્ત થયા પછી મહારાજાને જોયાથી યથાવિધિ સન્માનપૂર્વક એમની આગતાસ્વાગતા કરી. મહારાજાએ આસન ઉપર બિરાજીને કહ્યું:–"મહારાજ! આપને કોઈ બાબતમાં અનુપપત્તિ છે?" ત્યારે રામનાથે કહ્યું:–"મહારાજ! ચાર ચિંતામણિ શાસ્ત્રની ઉપપત્તિ કરી છે એમાં કાંઇ મને અનુપપત્તિ જણાઇ નથી. કેમ છોકરાઓ! તમને કોઇ સ્થાને અનુપપત્તિ કે અસંગતિ જણાઈ છે કે?" એ ઉત્તર સાંભળીને મહારાજા બોલ્યા:–"મહાશય! હું આપને તર્કશાસ્ત્રની કોઇ વાત પૂછતો નથી. હું તો એ પૂછું છું કે ઘરસંસાર ચલાવવામાં આપને કોઇ જાતની તંગી નડે છે?" પ્રત્યુત્તરમાં રામનાથ બોલ્યા:–'એ વાતની તો ઘરવાળીને ખબર.' રાજા બ્રાહ્મણની રજા માગીને

એમની ઝુંપડીમાં ગયા અને પોતાનો પરિચય આપીને કહ્યું:-"મા! આપના ઘરસંસારમાં કાંઇ તંગી હોય તો એનું નિવારણ કરવા હું અહીંઆં આવ્યો છું; અત્યારે શી વાતની જરૂર છે એ મને કહો એટલે હું હમણાં મંગાવી આપું." સાક્ષાત દેવીસ્વરૂપ બ્રાહ્મણીએ ધીમેસાદે ઉત્તર આપ્યો:-" બેટા ! અમારે તો કોઈ પણ વસ્તુનો અભાવ નથી. મારે પહેરવાને ચીંથરૂં છે, પાણીને માટે ઘડો છે, સૂવાને માટે ચટાઈ છે.વળી મારા હાથમાં ચુડી પણ છે તો પછી મારે શી વાતનો અભાવ હોઇ શકે ? " મહારાજા શિવચંદ્ર રામનાથપત્નીના આ ઉત્તરથી આશ્ચર્ય પામીને બોલ્યા:-" મા ! તમે સ્ત્રીજાતિમાં આદર્શરૂપ અને સતીઓનાં શિરોમણિ છો."

ત્યાર પછી રાજાએ ત્યાંથી પાછા ફરીને રામનાથને પુષ્કળ ધન આપવાની ઇચ્છા જણાવી; પણ રામનાથે કહ્યું:-"મહારાજા! અર્થ (ધન)જ અનર્થનું મૂળ અને વિદ્યાભ્યાસનો રિપુ છે; ધન મળ્યાથી મારા વંશજો ભોગવિલાસી અને મૂર્ખ નિવડશે. મારે એ અનર્થકારી અર્થનું પ્રયોજન નથી."

એ સમયે કલકત્તામાં મહારાજા નવકૃષ્ણના રાજભવનમાં એક નૈયાયિક દિગ્વિજયનો સંકલ્પ કરીને જઈ પહોંચ્યો. એ પ્રસંગે રાજમહેલમાં એક મોટી સભા ભરાઇ. એ સભામાં એ વખતના નવદ્વીપના મુખ્ય નૈયાયિક શિવનાથ વાચસ્પતિ અને જગન્નાથ તર્કપંચાનન વગેરે પંડિતો હાજર હતા;પણ એમાંનો કોઈ દિગ્વિજયી પંડિતના પ્રશ્નનો ઉત્તર આપવા સમર્થ થયો નહિ. છેવટે રામનાથે આવીને એના પ્રશ્નોનો ઉત્તર આપીને નવદ્વીપની લાજ રાખી. રાજા નવકૃષ્ણ રામનાથના પાંડિત્યથી સંતુષ્ટ થઈને તેમને પુષ્કળ ધન આપવા માંડયું, પરંતુ રામનાથે તેને " કાકવિષ્ઠા " કહીને સ્પર્શ પણ કર્યો નહિ. અધ્યાપક બ્રાહ્મણની નિઃસ્પૃહતા એ કેવી વસ્તુ છે તેનું આધુનિક ભારતવાસીઓને સ્મરણ કરાવવા સારૂજ જાણે રામનાથ-દંપતીએ જન્મ ધારણ કર્યો હતો.



## १२७–वायदानी कुटेव अने राजमोहन सरकारनो पुत्र

કલકત્તાની કારતારક કંપનીના ભાગીદાર નૈહાટીનિવાસી તારકચંદ્ર સરકાર, રાજમોહન સરકારના પુત્ર થાય. રાજમોહન નૌકામાં બેસીને ઘણુંખરૂં કોઇ ગાસ જતા અને એ ને એજ દિવસે નૈહાટી પાછા વળતાં પાંચ આના ભાડું આપતા. પુત્રને કહી રાખ્યું હતું કે:–"ખલાસી ઘેર આવે એટલે તરતજ એને ભાડું ચુકાવી આપવું." એક દિવસે ઘરમાં પરચુરણ નહિ હોવાથી તારકચંદ્રે ખલાસીને બીજે દિવસે સવારે આવીને પૈસા લઇ જવા કહ્યું. એ પ્રમાણે ખલાસી બીજે દિવસે ભાડું લેવા સારૂ આવ્યો ત્યારે રાજમોહનને ખબર પડી કે ગઈકાલે પુત્રે ભાડું ચુકાવ્યું નથી. તેમણે પુત્રને બોલાવીને કહ્યું:–" ભાઇ ! ખલાસી ગરીબ માણસ છે, એટલે તેં એને એના વ્યાજબી ભાડાના પૈસા લેવા સારૂ એનું કામ રોકીને અહીંસુધી ચાલીને આવવાની ફરજ પાડી; પણ એવી રીતે ધંધામાં વખતસર કોઇની હુંડીનાં નાણાં આપવામાં વિલંબ કરશો તો નકરામણસીકરામણ ભરવું પડશે અને કદાચ દેવાળું પણ કાઢવાનો વારો આવશે, માટે જાઓ આજે એને પાંચને બદલે છ આના આપો. "

આપણા દેશમાં કારણવગર ' કાલે આવજો ' ' હમણાં નથી ' ' જરા બેસો ' એવું કહીને ગાડીવાળા, ધોબી, કાપડીઆ વગેરેને જાણ્યેઅજાણ્યે અગવડ પહોંચાડવામાં આવે છે, એ અનુચિત છે.

## १२८–नोकरोप्रत्ये शेठनी लागणी

હુગલીના સુપ્રસિદ્ધ સરકારી વકીલ સ્વર્ગસ્થ શશિભૂષણ બંદોપાધ્યાય એક દિવસ વૈશાખ માસના અતિશય પ્રખર તાપમાં બપોરના બે વાગે એક ભાડાની ગાડીમાં ચુંચુડામાં તેમના વેવાઇને ઘેર પહોંચ્યા. જે કામને સારૂ એ ત્યાં ગયા હતા તે કામ એવું હતું કે એમાં એમની પોતાની હાજરીની જરા પણ જરૂર નહોતી. એકાદ ચાકરને ચીઠ્ઠી આપી દોડાવ્યો હોત તોપણ કામ સરે એમ હતું. વેવાઇને ઘેર પહોંચ્યા પછી એક માણસે એમને પૂછ્યું:–

"આટલા સરખા કામ સારૂ આપ આટલી લૂમાં અહીંઆં શા સારૂ આવ્યા ?" એના ઉત્તરમાં એમણે કહ્યું:-"પહેલાં તો એવો વિચાર થયો કે એકાદ નોકર ચાકરને મોકલું; પણ પછી જોયું કે પુષ્કળ તાપ પડી રહ્યો છે, એટલે કોઇ નોકરને મોકલતાં મારો જીવ ચાલ્યો નહિ."

## १२९—भंगीओना जमादारनुं डहापण

એક દિવસ એક મ્યુનિસિપાલીટીના ભંગીઓના જમાદારને મ્યુનિસિપલ કમિશ્નરે બોલાવીને કહ્યું:-" અમુક ભંગીને નોકરીએ લગાડી દો. એ ઘણો મજબૂત અને કામમાં હોંશિયાર છે." જમાદારે કહ્યું:-" સાહેબ ! કોઈપણ મહોલ્લામાં જગ્યા ખાલી નથી." ત્યારે કમિશ્નરસાહેબે કહ્યું:-" એકાદ જગ્યા ખાલી કરીને એને આપો." ભંગીના જમાદારે કહ્યું:-"સાહેબ! કોના પેટ ઉપર પગ મૂકું ?" કમિશ્નરસાહેબ એ જવાબ સાંભળીને ચૂપ થઇ ગયા અને પાછળથી પોતાના એક મિત્ર આગળ બોલ્યા કે:-"ભાઇ ! જુઓ, ભંગીઓના જમાદારે આજે મને શિખામણ આપી છે અને બતાવ્યું છે કે એનું મન મારા કરતાં ઘણું મોટું છે. મેં એક માણસનું ભલું કરવાનો વિચાર કર્યો હતો પણ એમ કરવા જતાં બીજા કોઈનું ભુંડું થશે તેનો વિચાર સરખો પણ મેં મનમાં આણ્યો નહિ."

## १३०—व्याजबी आत्मगौरव

એક માણસે એક મહેતરાણીને કુતૂહલવશ પૂછ્યું કે:-" તને જાજરૂ સાફ કરતાં સુગ નથી આવતી ?" મહેતરાણીએ જવાબ આપ્યો:-' અમારા મોટેરાઓ એવું કહી ગયા છે કે તમે બધાંની માવતરો છો. છોકરાંઓની 'છી' (મળ)માં સુગ ચઢાવીએ નહિ. ખૂબ કાળજીથી સફાઇપૂર્વક કામ કરવું.'

વર્ણાશ્રમનો એજ સાચો ભાવ છે. ધોબી બધાંનાં કપડાં ધોઇને સમાજની પ્રતિષ્ઠા વધારે છે એટલા માટે એને કેટલીક જગ્યાએ 'સભાસાજન' કહે છે. હજામ હજામત કરીને શારીરિક સૌંદર્ય વધારે છે માટે એને 'નર-

સુંદર' નામે ઓળખે છે. જનસમાજના પ્રયોજનનું કોઇપણ કામ તુચ્છ નથી. સમાજમાં કોઇપણ વર્ણ હલકો નથી.બધા વર્ણો સમાજરૂપી વિશાળ એન્જીનની નાનીમોટી કળો છે, બધાએ પોતપોતાનું કાર્ય ઉત્તમરૂપે કરવાની બહુજ આવશ્યકતા છે. બધા સમાજરૂપી વિરાટ્ પુરુષનાં અંગ છે. હિંદુઓનાં ધર્મ-શાસ્ત્રોમાં શૂદ્રોને બ્રહ્માના પગ કહ્યા છે તેથી તેઓને હીન માન્યા છે એવું સમજવાનું નથી. દેવતાના પગને તો ફૂલ તથા ચંદન ચઢાવવામાં આવે છે. **સમાજનાં બધાં અંગ પ્રયોજનીય અને પૂજ્ય છે. જે કોઈ માણસ બીજી ન્યાત કે વર્ણના મનુષ્યને હલકો ગણે છે તે પોતેજ હલકો છે.**

---

# ૧૩૧--વિશ્વનાથફંડ--પંડિતોનું સન્માન અને સહાયતા

ભૂદેવ મુખોપાધ્યાયના પિતા વિશ્વનાથ તર્કભૂષણને પાઇકપાડાના રાજમહેલમાંથી ૫૦) રૂપિયાનું વર્ષાસન મળતું હતું. એમની ચતુષ્પાઠીમાં જે સીધું આવતું તથા બીજેથી જે દક્ષિણા મળતી, તેમાંથી મહાપરાણે એમના સંસારનું ગુજરાન ચાલતું; પરંતુ પુત્રના અંગ્રેજી શિક્ષણને માટે એ પચાસ રૂપિયાનોજ તેમને આધાર હતો. બંગાળામાં વર્તમાનપત્રો નીકળવા માંડયા પછી એ રાજ્યમાંથી એક અમલદારે આગળપાછળ કાંઈ વિચાર કર્યા વગર, કાંઈ નવું કરી દેખાડવાની હોંશમાં જાહેરખબર આપી કે, જે જે બ્રાહ્મણ પંડિતોને આ રાજ્યમાંથી વર્ષાસન મળે છે તેમણે શારદીયપૂજાની પછી બારશને દિવસેજ હાજર થઇને દક્ષિણા લઇ જવી. વર્ષની અંદર વચ-ગાળે ગમે તે દિવસે લેવા આવ્યાથી અડચણ પડે છે. આ જાહેરખબરની વાત આવ્યા પછી તેજસ્વી વિશ્વનાથ તર્કભૂષણ કદાપિ એ વર્ષાસન લેવા સારૂ ગયા નહિ. એમણે વિચાર કર્યો કે, જે માણસ સાધુ-બ્રાહ્મણના આગમનથી પોતાના ઘરને પવિત્ર થયેલું નથી માનતો અને ઉલટી અડચણ સમજે છે તે ઘર ભલેને રાજમહેલ હોય તોપણ ખરા સાધુબ્રાહ્મણને માટે પગ મૂકવાયોગ્ય સ્થાન નથી, એ ભક્તિમાન હિંદુનું ઘર નથી. એમણે પોતાનો આ વિચાર પાઇકપાડાના રાજવંશને કે બીજા કોઇને પણ જણાવ્યો નહિ, પરંતુ એ વર્ષાસનનો ત્યાગ કર્યાથી ઘરસંસારમાં તેમને બહુજ અગવડ પડી હતી.

આ બનાવે એમના પુત્ર ભૂદેવના મન ઉપર બહુ ઉંડી અસર કરી હતી.

પાછલી વયમાં એમણે ઉંડી સ્વદેશહિતની ઇચ્છાથી પ્રેરાઇને સનાતનધર્મની રક્ષા સારૂ ઉચ્ચ શિક્ષણ પામેલા, આદર્શ ચરિત્રવાળા ઉંચા વર્ગના બ્રાહ્મણ-પંડિતોને સહાયતા આપવા સારૂ એક લાખ સાઠહજારની સંપત્તિનું દાન કરીને પિતાના નામથી વિશ્વનાથફંડની સ્થાપના કરી હતી. એમનો દૃઢ વિશ્વાસ હતો કે, મારા પિતાના જેવા જ્ઞાની, સાધક અને આદર્શચરિત તેજસ્વી પંડિતો થોડાપણ દેશમાં હશે તો દેશમાંથી હિંદુત્વ નાશ નહિ પામે. તેમણે એવા પંડિતોની સહાયતા અને સન્માન સારૂ એમને વગરમાગ્યે ઘેર બેઠે મનીઑર્ડરથી દરવર્ષે પચાસ રૂપિયા મળતા રહે એવી વ્યવસ્થા કરી હતી. એમને ઘેર કે ટ્રસ્ટફંડની ઑફિસમાં પંડિતોને આવવાની જરૂર નહોતી. પ્રથમ વર્ષમાં આપેલી વૃત્તિઓની જે ટીપ 'એજ્યુકેશન ગેઝેટ' માં પ્રગટ કરવા સારૂ કારકુન લઇ ગયો તેમાં લખ્યું હતું કેઃ–"આ વર્ષમાં જે જે અધ્યાપક મહાશયોને વર્ષસુધી 'વિશ્વનાથવૃત્તિ' આપવામાં આવી છે, તેમનાં નામ નીચે પ્રગટ કરવામાં આવે છે." એ વાંચીને ભૂદેવ બાબુએ કહ્યું:–"આ શું લખ્યું છે? 'આપવામાં આવી છે,' એવું શા સારૂ લખ્યું? એવું લખો કે 'જેઓએ કૃપા કરીને આ વર્ષ વિશ્વનાથવૃત્તિ સ્વીકારી છે.' सर्वं तु ब्राह्मणस्येदम् यत् किंचित् जगति गतम् એ મનુનું વચન છે; અર્થાત **એમની વસ્તુ એ લે છે; તેમને આપી શકે એવું કોણ છે?"**

---

## ૧૩૨–બ્રાહ્મણત્વ શામાં છે?–લોમશ મુનિની કથા

લોમશ મુનિના શરીર ઉપર મોટાં મોટાં રૂંવાટાં હતાં. તેમણે ભગવાનની આરાધના કરીને વરદાન માગ્યું કે, આ બધાં રૂંવાટાં મારા શરીર ઉપરથી ખરી જાય એવું કરો. દૈવવાણી થઇ કેઃ–"હે ઋષિ! તું બ્રાહ્મણનું અજીઠું ખા એટલે તારાં રૂંવાટાં જતાં રહેશે." મુનિએ અનેક બ્રાહ્મણોનું અજીઠું ખાધું પણ રૂંવાટાં તો જતાં ન રહ્યાં. તેમણે ફરીથી પ્રાર્થના કરી, ત્યારે દૈવવાણી થઇ કેઃ–"બ્રાહ્મણવંશમાં જન્મેલાનું ઉચ્છિષ્ટ ખાધાથી કામ નહિ સરે. ગુણમાં બ્રાહ્મણ હોય એવાનું અજીઠું ભોજન કરવું જોઇએ. ચંડાળના મહોલ્લામાં એક પરમ ભક્ત હરિદાસ રહે છે તેનું અજીઠું તું ભોજન કર." મુનિ હરિદાસની પાસે ગયા અને અજીઠું ભોજન આપવાની પ્રાર્થના કરી. એ એવું કરવાને સંમત થયો નહિ

બલ્કે સપરિવાર તેમના ચરણમાં પડીને માફી માગવા લાગ્યો. આખરે લાચાર બની એ મુનિએ હરિદાસે ભોજન કરેલી થાળીમાંથી બચેલા અજીઠા ભોજનમાંથી થોડાક દાણા છાનામાના ઉપાડી લીધા અને તેનું ભોજન કર્યું તથા શરીર ઉપર લેપ કર્યો. એથી તેમના શરીર ઉપરનાં બધાં રૂંવાટાં જતાં રહ્યાં અને સુંદર શરીર બન્યું. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

चाण्डालोऽपि द्विजश्रेष्ठो हरिभक्तिपरायणः ।
हरिभक्तिविहीनश्च द्विजोऽपि चाण्डालोऽधमः ॥

સર્પરૂપી નહુષના પ્રશ્નના ઉત્તરમાં યુધિષ્ઠિર કહી ગયા છે કેઃ—

यत्रे तत् लक्ष्यते सर्प ! वृत्तं स ब्राह्मणः स्मृतः ।

જેનામાં વૃત્ત અર્થાત સદાચરણ અને ચરિત્રની દૃઢતા છે તેજ બ્રાહ્મણ છે.

## १३३—वगरजरूरनुं खर्च एज अपव्यय छे.

ભૂદેવ મુખોપાધ્યાયના ત્રીજા પુત્ર હાઉડાના ડેપ્યુટી મેજીસ્ટ્રેટ હતા. એ વખતે સુપ્રસિદ્ધ લેખક બંકિમચંદ્ર તથા ગૌરદાસ બસાક પણ ત્યાં ડેપ્યુટી મેજીસ્ટ્રેટ હતા.કચેરી બંધ કરીને ત્રણે જણા એક એક ભાડાની ગાડી મંગાવીને રવાના થયા. એ વખતે ભૂદેવ મુખોપાધ્યાયના પુત્રને કોઇ કાર્યપ્રસંગે રેવન્યુ બોર્ડમાં જવું પડયું. ત્યાં ઘણી વાર લાગ્યાથી વખતના હિસાબે ૨૦) (વીસ) રૂપિયા ગાડીભાડું આપવું પડયું. ભૂદેવ મુખોપાધ્યાય પોતે પણ સરકારી કેળવણી ખાતામાં ઘણા મોટા અમલદાર હતા અને એમની વ્યવસ્થા એવી હતી કે દરેક પુત્રે મહિનાની આખરે પોતાના ખર્ચનો હિસાબ પિતાની આગળ મોકલવો પડતો. એ હિસાબમાં ગાડીભાડાના વીસ રૂપિયા જોઇને એમણે પુત્રને ખુલાસો પૂછયો,ત્યારે પુત્રે જણાવ્યું કેઃ—"દરરોજ તો હું ચાલીને હાઉડાનો પૂલ ઓળંગીને જાઉં છું અને ત્યાંથી ટ્રામમાં બેસીને કલકત્તા જાઉં છું; પરંતુ એક દિવસે બીજા બે ડેપ્યુટી મેજીસ્ટ્રેટોને ગાડી મંગાવતા જોઇને મારે પણ મંગાવવી પડી." ભૂદેવ એ વખતે તો કાંઈ બોલ્યા નહિ. બીજીવાર વ્યવસ્થાપક સભાની બેઠકમાંથી પાછા ફર્યા પછી પિતાપુત્ર મળ્યા ત્યારે ભૂદેવ બાબુએ પુત્રને કહ્યુંઃ—" આ ઉંમરે હું પગે ચાલીને હાઉડાના પૂલ ઉપર થઇને ગયો છું અને ત્યાંથી ટ્રામવેમાં વ્યવસ્થાપકસભામાં જઇને ખર્ચ

ખર્ચાવ્યું છે, વગરજરૂરનું ખર્ચ એ અપવ્યય છે. પોતાના શરીરને માટે ખર્ચ કરવામાં સંયમ રાખવો એમાં શરમાવાનું કારણ નથી, સારા માર્ગમાં ચાલતાં લોકલજ્જા કે નિંદાથી બીવાનું કાંઇ કારણ નથી; બલ્કે સારા કાર્યમાંજ પૈસો ખર્ચાય તેને માટે પ્રયત્ન કરવો જોઇએ." ઇંગ્લેંડના પ્રધાનમંત્રી ગ્લૅડસ્ટનને કોઇએ પૂછ્યું હતું કે આપ સાહેબ રેલ્વેની ત્રીજા વર્ગની ગાડીમાં કેમ મુસાફરી કરો છો ? ત્યારે તેમણે ઉત્તર આપ્યો હતો કે:-"ચોથા વર્ગની ગાડી નથી માટે." એને લીધે ધનવાન ઇંગ્લેંડને ઘણો લાભ થયો છે અને આપણે બીજાની દેખાદેખી કરવામાં ગરીબ થતા જઇએ છીએ. પગમાં સાદી ચાખડી અને અંગવસ્ત્ર ઓઢેલા પવિત્ર બ્રાહ્મણના પગમાં ધનવાન શેઠનું મસ્તક નમતું હતું એ આ દેશનો આદર્શ હતો; અર્થાત્ આ દેશમાં વિદ્યા અને પવિત્રચરિત્રનોજ આદર હતો, ખોટા ઠાઠનો નહિ.

# ૧૩૪--एक बाळकनी सभ्यता अने आज्ञापालन

(૧)

ભુદેવ મુખોપાધ્યાયનો પૌત્ર સોમદેવ ત્રણ વર્ષની ઉંમરે એકવાર દોડતો દોડતો એના દાદાની બેઠકમાં આવ્યો. ત્યાં આગળ એના દાદા અને પંડિત રામગનિ ન્યાયરત્ન સામસામી ખુરશીઓ ઉપર બેસીને વાતચીત કરી રહ્યા હતા. બે ખુરસીઓની વચમાં ખાસો માર્ગ હતો, પણ એ માર્ગમાંથી ન જતાં સોમદેવ દાદાની ખુરસીની પછાડી થઇને આગળ ગયો. ન્યાયરત્ન મહાશયે આશ્ચર્ય પામીને કહ્યું:-"બે જણાની વચ્ચે થઈને જવું એ અસભ્યતા છે, તે આ બાળક કેવી રીતે સમજ્યો અને આટલો દોડતો દોડતો આવતો હતો ત્યાંથી એકદમ ગતિ ફેરવીને પાછળ થઇને જતાં એને કોણે શીખવ્યું ?"

બાળકો નાની બાબતોમાં પણ માબાપોની વર્તણુક જેવી જુએ છે તેવી રીતે સ્વભાવથીજ વર્તતાં શીખે છે; અને તેથી સ્વાભાવિક રીતેજ તેમની સભ્યતા પણ તેઓમાં આવી રહે છે. માટે દરેક બાબતમાં માબાપોએ પોતાનું વર્તન ઉત્તમ બનાવવું એમાંજ સંતાનોનું ઉત્તમ શિક્ષણ રહેલું છે.

(૨)

સાત વર્ષની વયે સોમદેવ તેનાં માતપિતા અને બીજાં સગાંઓની સાથે

કલકત્તા જવા સારૂ હુગલી સ્ટેશને ગયો હતો. પિતાએ તેને પ્લેટફોર્મ ઉપર એક પાટલી ઉપર બેસાડીને કહ્યું:–" અહીંઆં સ્થિર બેસી રહેજે; હું બોલાવું નહિ ત્યાંસુધી ઉઠતો નહિ. " પિતા ટીકીટ કઢાવવામાં અને સામાન જોખાવવામાં ગુંથાયા પછી ગાડી આવી એટલે બધા ગાડીમાં બેસવા લાગ્યા. સોમદેવનું કોઇને ભાન રહ્યું નહિ. અંદર બેસતી વખતે બધાને યાદ આવ્યું કે સોમદેવ સંગાથે નથી.પિતાએ પાછા ફરીને જોયું તો બાળક દૂર પ્લેટફોર્મ ઉપર એકલો પાટલી ઉપર બેસી રહ્યો છે.તેનાં ઉજ્જવલ ઉત્કંઠિત ચક્ષુઓ પિતાની તરફ ભાળી રહેલાં હતાં. પિતાએ દોડીને બાળકને લાડમાં ખોળામાં ઉંચકી લીધો; અને ત્યાં બેસી રહેવાનું કારણ પૂછતાં ઉત્તર આપ્યો:–" તમે કહ્યું હતું તેથી તમારા બોલાવવાની રાહ જોતો હું પાટલી ઉપરથી ઉઠયો નહિ. " પિતાના મનમાં વિચાર આવ્યો:–" ત્યારે તો બંગાળીના ઘરમાં પણ કેસાબિઆન્કા જન્મી શકે. "

---

# ૧૩૫–સોમદેવની પિતૃભક્તિ અને સ્વદેશપ્રીતિ

સોમદેવ જ્યારે ૧૭ વર્ષની વર્ષની વયનો હતો ત્યારે એમના ઘરના એક છોકરાના વિવાહની વાતચીત ઘણી આગળ વધી ગયેલી હોવા છતાં પણ છોકરી રંગે શામળી હોવાથી વિવાહ તોડવાની વાતચીત ચાલતી હતી. સોમદેવના પિતાએ કન્યાના પિતાને કહ્યું કે,અમુક છોકરો તો એ કન્યાને પરણવાની ના કહે છે માટે તમે અમારા ઘરમાંથી બીજો કોઈ પસંદ કરો તો એનાં લગ્ન તમારી છોકરી સાથે કરીએ. અસ્તુ ! કેટલાક કારણથી એ સંબંધ બંધાયો નહિ, પણ એ સમયે કોઇએ સોમદેવની સંમતિ એ બાબતમાં પૂછતાં તેણે કહ્યું હતું કે:–"શ્રી રામચંદ્રજીએ પિતાનું વચન નીભાવવા ખાતર ૧૪ વર્ષનો વનવાસ વેઠયો હતો તો શું હું પિતાનું વચન નીભાવવા ખાતર કાળી કન્યા સાથે લગ્ન નહિ કરી શકું ? તે ઉપરાંત વર્ણમાં સેજસાજ ભેદને લીધે આપણે જો સ્વદેશીઓની આટલી ઘૃણા કરીશું તોપછી રંગમાં ઘણો મોટો ભેદ હોવાથી યૂરોપિયનો આપણો વધારે તિરસ્કાર નહિ કરે ? "

---

## १३६—परमहंस रामकृष्णनां मातानी निःस्पृहता

શ્રીમત્ પરમહંસ રામકૃષ્ણદેવનાં માતા પાછલી વયમાં ગંગાતીરે વાસ કરવાના ઉદ્દેશથી દક્ષિણેશ્વરમાં રાણી રાસમણિના કાલિઘાટ ઉપર જઇ વસ્યાં હતાં. પરમહંસદેવનાં પરમ ભક્ત રાણી રાસમણિના જમાઇ મથુરબાબુએ સંકલ્પ કર્યો હતો કે, પરમહંસદેવનાં જેટલાં સગાંવહાલાં છે તેમના ગુજરાનને કાંઇક બંદોબસ્ત કરી આપવો. પરમહંસદેવનાં માતાની આગળ એ બાબતમાં તેમણે પોતાની ઇચ્છા પ્રકટ કરી, ત્યારે તેમણે કહ્યું:—"નારે બાપુ, મારે કાંઈ ન જોઇએ, હું તો પુષ્કળ સુખમાં છું. રોજ સવારે ગંગાસ્નાન કરું છું અને માતાજીનો પ્રસાદ લઉં છું. મારે કોઈ વસ્તુની ખોટ નથી." ત્યાર પછી મથુરબાબુએ વારંવાર આગ્રહ કર્યો ત્યારે તેમનું માન રાખવા ખાતર કહ્યું:—"ઠીક ત્યારે, મને બે પૈસાની તંબાકુ આણી આપ." આ વચન સાંભળીને મથુરબાબુ બોલી ઉઠયા:—"આવું ન હોય તો આપના ઉદરમાં પરમહંસદેવ જન્મે કેવી રીતે ?"

## १३७—महापुरुषनां मन केवां परोपकारी होय छे !

મહાત્મા ઉમર મહાપુરુષ મહમદસાહેબના ભક્ત, શિષ્ય અને મુસલમાન ઇતિહાસનું એક ઉજ્જ્વલ રત્ન હતા. એ મુસલમાન થવા અગાઉ અત્યંત સાહસિક અને પરાક્રમી યોદ્ધાતરિકે પ્રસિદ્ધ હતા. મહમદ સાહેબે એકેશ્વરવાદનો પ્રચાર મક્કામાં કરવા માંડયો ત્યારે ત્યાં ઘણો મોટો ટંટો ઉભો થયો. એ સરલચિત્ત ઉમરના મનમાં એવું આવ્યું કે:—"આટલા બધા વાદવિવાદ અને ગડબડિસાદનું મૂળ જો પતી જાય તો બધો મામલો શાંત થઇ જાય; માટે નવા ધર્મપ્રચારકને મારી નાખવો એ મારૂં કર્તવ્ય છે." આ વિચાર મનમાં આવતાંવારજ ઉમર હાથમાં તલવાર લઈને મહાપુરુષ મહમદના ઘર તરફ ગયો. બારણા આગળ કોઇને દીઠું નહિ. ખુલ્લાં કમાડમાંથી પ્રવેશ કરીને અંદર જઇને જુએ છે, તો મહાત્મા મહમદ ઉપાસના કરતા હતા. જે પળે ઉમરે પ્રવેશ કર્યો તેજ ક્ષણે તેઓ ભગવાનની કાતર-

સ્વરે પ્રાર્થના કરી રહ્યા હતા કે:–"હે પ્રભુ! ઉમરની મતિ બદલો. અંદરખાનેથી એ સારો માણસ છે. કેવળ સત્યનો પ્રકાશ તેના ઉપર પડયો નથી. હે કૃપા-નિધાન! તમારા આ દાસાનુદાસની વિનયપૂર્વક એવી પ્રાર્થના છે કે, પરલોકમાં એની દુર્ગતિ ન કરશો. આપના પવિત્ર નામમાટે એનામાં ભક્તિ ઉત્પન્ન કરો."

હત્યા કરવા સારૂ આવેલો ઉમર પોતાને માટે આવા પ્રકારની પ્રાર્થના થતી સાંભળી શકયો. સરળ મનના ઉમરનું હૃદય તરતજ પીગળી ગયું. એણે હથિયાર ફેંકી દઈને એ મહાપુરુષની આગળ ગળગળે સ્વરે પોતાને શિષ્ય બનાવવા સારૂ પ્રાર્થના કરી અને મુસલમાનધર્મના પ્રચારમાં એમનો મુખ્ય સહાયક બન્યો. તેમના જેવો સુપ્રસિદ્ધ માણસ એ પક્ષમાં ગયાથી મુસલમાનોનો પક્ષ પ્રબળ થયો અને શત્રુઓનો પક્ષ ઢીલો પડી ગયો. મહા-પુરુષ મહમદ સાહેબનું મન અતિ ઉચ્ચભાવે ભગવાનના સંસ્પર્શમાં ન આવ્યું હોત તો આરંભમાં મુસલમાનો એટલી સહેલાઈથી તેમને વશ થાત નહિ તથા એમને આટલી ઉંચી પદવી આપત નહિ.

(કેટલાકનું એવું પણ કહેવું છે કે પોતાની બહેનને ઘેર વિશ્રામ કરતી વખતે કુરાનનો પાઠ સાંભળ્યાથી ઉમરનું મન પ્રથમ પીગળ્યું હતું.)

# १३८--आदर्श हिंदुविधवा महाराणी शरतसुंदरी

પંદર વર્ષની સુકુમાર વયે સ્વામીનું અકાળમૃત્યુ થયા પછી રાણી શરતસુંદરીએ મસ્તક મુંડાવ્યું હતું અને તેલ ચોળવા કરવાનું ત્યાગ કર્યું હતું. આ વ્રતનું તેમણે મૃત્યુપર્યંત પાલન કર્યું હતું.

વિધવા થયા પછી તેમણે ભૂમિ ઉપર સૂવાનું તથા વ્રતઉપવાસાદિ-દ્વારા ઘોર બ્રહ્મચર્યવ્રત આદરવાનું શરૂ કર્યું હતું. પિતાની સલાહ તથાં બીજી બાળવિધવાઓનો કેશ રાખવા વગેરે બાબતમાં દાખલો હોવા છતાં પણ તેમણે પોતાના કઠોર વ્રતમાં જરા પણ ન્યૂનતા આવવા દીધી નહિ. મૃત્યુદિવસપર્યંત તે કાંબળા ઉપરજ સૂઈ રહ્યાં હતાં. લગ્નપ્રસંગે પલ્લામાં મળેલી જાગીરની આવક તેઓ ગરીબોને ભોજન કરાવવામાં તથા બીજાં દાનનાં કામોમાં ખર્ચ કરતાં હતાં.

૧૬ વર્ષની વયે મહારાણી શરતસુંદરીના હાથમાં સ્વામીની બધી મિલ્કતનો કારભાર સોંપવામાં આવ્યો હતો. ત્યાંના કલેકટરે તેમની સુખ્યાતિ-વિષે જે રિપોર્ટ કર્યો હતો તેના ઉપર આધાર રાખીને સરકારે એ કામ કર્યું હતું. રિપોર્ટ કરવા અગાઉ કલેકટર વૉલેસ સાહેબે પોતાની મડમને શરતસુંદરીની મુલાકાતે મોકલવાની ઇચ્છા દર્શાવી હતી અને તેમના કામદારોએ પોતાની સંમતિ પણ દર્શાવી હતી; પરંતુ એ હિંદુવિધવાએ પરધર્મી રમણીના સંસ્પર્શમાં આવવાનું નાપસંદ કર્યું. પાછળથી કલેકટર સાહેબની સુશીલ પત્નીએ જ્યારે કબૂલ કર્યું કે, હું શેકહેન્ડ વગેરે-દ્વારા કોઈ પણ પ્રકારે આપને સ્પર્શ નહિ કરૂં, ત્યારે શરતસુંદરીએ મરજી-વિરુદ્ધ પણ તેને પોતાના મહેલમાં મળવા આવવા દેવાનું સ્વીકાર્યું. મડમ બાળવયનાં શરતસુંદરીનું મુંડેલું માથું, જાડાં વસ્ત્ર અને કાંબળીનું આસન જોઇને ઘણીજ દિલગીર થઇ અને વાતચીતમાં કહ્યું કે:—“ તમારા જેટલી વયમાં તો તમારા દેશમાં પણ અનેક છોકરીઓ પરણ્યા વગરની હોય છે. વળી એમ પણ સાંભળ્યું છે કે તમારાં શાસ્ત્રોમાંયે બાળવિધવાના પુનર્લગ્ન-નું વિધાન છે. તમે તો ફરીથી લગ્ન કરો તો સારી વાત.” શરતસુંદરીએ મડમનાં આ વચનો સાંભળ્યા પછી તેની કોઇપણ વાતનો ઉત્તર દીધો નહિ, ફક્ત માથું નીચું નમાવીને આંસુની ધારાજ વરસાવવા માંડી. મડમે જ્યારે જોયું કે, આ તો ઉંધું વેતરાયું ત્યારે એણે વારંવાર રાણી પાસે ક્ષમા માગીને વિદાય લીધી. શરતસુંદરીને પુષ્કળ પસ્તાવો થયો કે મેં વિધર્મી રમણીની મુલાકાત લેવાનો અપરાધ કર્યો, તેની સજા આ મળી કે આવાં ન સાંભળ-વાનાં વચન મારે આજ સાંભળીને પાપમાં પડવું પડયું. એ પાપના પ્રાય-શ્ચિત્તતરિકે તેમણે ત્રણ દિવસસુધી પાણીનું ટીપું પણ ગ્રહણ કર્યું નહિ. રોદન અને જપદ્વારા અનિચ્છાથી થયેલા એ પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું ત્યારેજ એમને કાંઈક શાંતિ વળી.

યૌવનનું લાવણ્ય નષ્ટ કરવા સારૂ તથા ધાર્મિકવૃત્તિને પોષવા સારૂ રાણી શરતસુંદરીએ વ્રતમાલાના પુસ્તકમાં આર્યોને કરવાયોગ્ય જેટલાં વ્રત કહ્યાં છે, તેટલાં બધાં કર્યાં હતાં. વ્રતોને દિવસે બધી મિષ્ટાન્નસામગ્રી પોતાને હાથેજ રાંધતાં હતાં. વિધવા થયા પછી થોડા દિવસ બાદ તેમને કફજ્વરથી અત્યંત પીડા થઇ હતી અને તેને લીધે મુખમાં તૃષાને લીધે પુષ્કળ સોસ પડતો હતો. એ દિવસે એકાદશી હતી, શરતસુંદરી વેદનાને

લીધે મૂર્છાવશ થઈ ગયાં; પરંતુ પિતાની સલાહ હોવા છતાં પણ કોઇપણ પ્રકારે જળસ્પર્શ કરવાને તૈયાર થયાં નહિ. પિતાએ કહ્યું:–"બધું પાપ મારે માથે" પણ એમણે જરાપણ માન્યું નહિ. પિતા ભૈરવનાથ જાણતા હતા કે, ધર્મમુગ્ધબાલિકાને પંડિતો ઉપર ઘણી ભક્તિ હતી, એટલે એમણે એ ગામના પંડિતો આગળ એ વિષયમાં શાસ્ત્રની શી વ્યવસ્થા છે તે પૂછ્યું. ઘણાઓએ કહ્યું કે, આવે પ્રસંગે ગંગાજળનું પાન કરવાની વ્યવસ્થા છે. બેએક પંડિતોએ એમાં વાંધો પણ લીધો. શરતસુંદરીએ એકાદશીને દિવસે ગંગાજળના પાનની વ્યવસ્થાનો પણ ઘણી ઘૃણા સાથે ત્યાગ કર્યો અને જેઓએ તે સલાહ આપી હતી તેઓ સદાને માટે એમની દૃષ્ટિમાં હલકા પડી ગયા. જેમણે નીડરપણે પોતાનો વાંધો દર્શાવ્યો હતો તેમના ઉપર એમને ઘણી ભક્તિ ઉપજી હતી અને એમને સારાં ઇનામ તથા દક્ષિણા આપ્યાં હતાં.

દરરોજ પ્રાતઃસંધ્યાદિકર્મ સમાપ્ત કરીને એ કાગળો વાંચવામાં તથા જમીનદારીના વહીવટને લગતું કામ કરવામાં રોકાતાં. પડદાની અંદર બેસીને દાસીઓદ્વારા અમલદારોને પોતાની આજ્ઞા જણાવતાં, ત્યાર પછી અરજી આપનારાઓનાં દુઃખ જાતે સાંભળીને યોગ્ય વ્યવસ્થા કરતાં; દશઅગિયાર વાગે સ્નાન કરતાં; ત્યારપછી વિષ્ણુસહસ્ર નામનો પાઠ, વ્રતને લગતાં કાર્યો, ગૌસેવા, ગૌગ્રાસ, દાન આદિ કાર્યોમાં ત્રણ વાગી જતા; ત્યારપછી બીજી વિધવાઓ સાથે એક પંક્તિએ બેસીને કેળના પાંદડામાં હવિષ્યાન્ન ભોજન કરતાં. વિધવા થયા પછી દૂધપાક, માખણ વગેરે પદાર્થોને તેમણે કદિ સ્પર્શ કર્યો નહોતો.તેઓ તો અન્ન અને થોડુંક દૂધજ લેતાં હતાં.તેમની પાસે સર્વદા ચાળીસ પચાસ અનાથ વિધવાઓ વાસ કરતી હતી, એમને માટે સારાં સારાં ભોજનો બનતાં, પણ પોતાનો આહાર તો પ્રાણને ટકાવી રાખે એટલા પૂરતોજ હતો. રાત્રે એક મોટા ઓરડામાં એ વિધવાઓની સાથે શયન કરતાં. બીજાં બધાં પથારીઓમાં સૂતાં,પણ પોતે પ્રથમાવસ્થામાં ખાલી ભોંય ઉપર અથવા તો એક કાંબળી પાથરીને સૂતાં. પાછલી વયમાં બહુજ મંદવાડના સમયમાં કાંબળીની ઉપર એક ચાદર બિછાવતાં હતાં. બધી વિધવાઓને માની પેઠે પૂજા કરીને ઘરમાં આશ્રય આપતાં હતાં. વિધવા થયા પછી દેવપૂજાને સારૂ પુષ્પમાળા અથવા પુષ્પના અલંકાર તૈયાર કરવા ઉપરાંત બીજું કોઇ ભરતગુંથણનું કામ તેમણે હાથમાં લીધું નહોતું.

## १३९--मिस्टर एडम्सनुं समयपालन

અમેરિકાના સુપ્રસિદ્ધ રાજનૈતિક મિસ્ટર એડમ્સ કૉંગ્રેસમાં હમેશાં વખતસર જતા હતા. હૉલની ઘડીઆળના ટકોરા થતા તેજ વખતે એ દેખા દેતા. એક દિવસ કૉંગ્રેસની ઘડીઆળમાં અધિવેશનના મુકરર વખતે ટકોરા થયા પણ મિસ્ટર એડમ્સ જણાયા નહિ. બધા લોકો અધીરા થઈને એમને માટે રાહ જોવા લાગ્યા. થોડીકજ વારમાં એડમ્સ સાહેબ આવ્યા અને પોતાની ઘડીઆળ બહાર કાઢીને એક અમલદારને બતાવી પોતાને આસને બિરાજ્યા. સભાની બેઠક પૂરી થયા પછી એ અમલદારને સભા આગળ નીચેનો ખુલાસો કરવો પડયો કે:-"તપાસ કરતાં જણાયું છે કે કૉંગ્રેસનું ઘડીઆળ એક મીનીટ આગળ ગયું છે." મિસ્ટર એડમ્સ બરોબર વખતસરજ આવ્યા હતા. ઘડીઆળના કાંટા કરતાં પણ તેમના ઉપર સમયનો વધારે આધાર રાખી શકાય છે.

## १४०--जुल्मी सुलतान अने निडर फकिर

કોઈ એક પ્રબળ જુલ્મી સુલતાનની સાથે અચાનક એક ફકિરની મુલાકાત થઈ. ફકિરે કહ્યું:-"ભાઈ! બધાં મનુષ્યોએ એવી રીતે જીવન ગાળવું જોઈએ અને સંસારનાં કામકાજ ચલાવવાં જોઈએ કે જેથી કદિ પણ તેઓ ક્રૂર, સ્વાર્થી અને પાપાત્મા ગણાવાને યોગ્ય ન થાય." એ ઉપરથી અતિશય ગુસ્સે થઈને સુલતાને એ ફકિરને કાપી નાખવાનો હુકમ આપ્યો. એ વખતે ફકિરે કહ્યું કે:-"હે પ્યારા! જરૂર હમણાંને હમણાં કાપી નાખ. હિતકારી અને સત્ય વચન નિર્ભયપણે કહેવું એ તપસ્યાનું એક અંગ છે. એટલા માટે આ ઉપદેશ તને આપીને મેં મારા કર્તવ્યનું પાલન કર્યું છે. જેની સાથે વાતચિત કરવામાં જીભનું પ્રયોજન નથી, જેની આગળ મનની વાત નિવેદન કરતાં તથા શ્વાસોચ્છ્વાસ સાથે જેનું સ્મરણ કરતાં અપાર આનંદ થાય છે, એવા ખુદાની આગળ મૌનપૂર્વક આત્મસમર્પણ કરવાનો પ્રસંગ આણનાર તારા આ હુકમનો અનાદર હું શા સારૂ કરૂં?"

# १४१—देशनी उन्नति—अमेरिकन इंडियन

એવું કહેવાય છે કે, યૂરોપિયનોએ જ્યારે અમેરિકામાં પ્રવેશ કર્યો, ત્યારે તેઓ ત્યાંના એક અસલી રહેવાસી–અમેરિકન ઇંડિયન–મુખીને પકડી યૂરોપ લઇ ગયા હતા. એ યૂરોપનો સુધારો તથા સમૃદ્ધિ જોઈને રાતદિવસ ભગવાનની આગળ પ્રાર્થના કરતો હતો કે:–"હે જગદીશ્વર ! મારા દેશમાં પણ આવુંજ થજો." અને સ્વપ્નમાં સર્વદા એને જવાબ મળતો કે:–"એવુંજ થશે" ઘણાં વર્ષો પછી તેને અમેરિકા પાછો લઇ જવામાં આવ્યો.ત્યાં જઇને જુએ છે તો અસંખ્ય યૂરોપિયનો તેના દેશમાં જઇને વસ્યા છે,યૂરોપની પેઠે ત્યાં પણ બંદરો, નગરો અને બાગબગીચા બન્યા છે;પરંતુ ત્યાં એક પણ અસલી અમેરિકન ઇંડિયનને તેણે દીઠો નહિ.તેઓને દૂર જંગલોમાં કાઢી મૂકવામાં આવ્યા હતા. આ દેખાવ જોઇને દિલગીર થઇને રોદન કરતે કરતે એ કેદી અમેરિકન ઇંડિયન મુખી કહેવા લાગ્યો કે:–" હાય ભગવાન ! તેં આ શું કર્યું ? મારા સ્વજાતીય બંધુઓ કેમ દેખાતા નથી ? આપની આજ્ઞાથી જે મળવાનું હતું તે તેઓને કેમ ન મળ્યું ? આપની આજ્ઞા મિથ્યા કેમ થઇ ?" એજ રાત્રે તેને સ્વપ્નમાં ઉત્તર મળ્યો કે:–" તેં એજ ઇચ્છા કરી હતી કે મારા દેશની અવસ્થા યૂરોપના જેવી થાય; તે દેશની અવસ્થા બરોબર યૂરોપના જેવી થઇ ગઇ છે કે નહિ ? ત્યાંના જેવાજ કફ, કૉલર, બૂટ, મોજાં, કોટ, પાટલૂન, હેટ–નેકટાઇ, ચોપકટલેટ વગેરે અહીંઆં વપરાય છે. ત્યાંના જેવાંજ બંદરો, રસ્તા, કારખાનાં, મકાનો, ઘોડાગાડી અહીંઆં છે. એ બધું યૂરોપના જેવુંજ છે. તેં કલ્પનાનાં ચક્ષુવડે તારા દેશને જેવો જોવાને મારી પાસે પ્રાર્થના કરી હતી તેવોજ મેં તારા દેશને બનાવ્યો છે.'ફક્ત દેશની ઉન્નતિ' માગ્યાથી 'દેશબંધુઓ'ની ખરેખરી ઉન્નતિ મળતી નથી."

આપણે પણ કેવળ દેશની ઉન્નતિ માગવી ન જોઇએ. એમ કર્યાથી કેવળ રસ્તા, ઘાટ, કારખાનાં, મકાનો તથા પહેરવેશ વગેરેમાં આ દેશમાં પણ અમેરિકાની માફક ઉન્નતિ દેખાશે. આપણે તો દેશબંધુઓની ધર્મોન્નતિને સારૂ પ્રાર્થના કરવી જોઇએ. એમ કર્યાથી સ્વદેશીઓ નાનાં ઘરોમાં, જાડાં વસ્ત્ર પહેરીને, બાજરીનો રોટલો ખાઈને, સ્વસ્થ મન અને સ્વસ્થ દેહે સદ્‌ગૃહસ્થ બનીને આ યુગપ્રલયમાં પણ ભારતમાંથી વિલુપ્ત થશે નહિ.

ધર્મજ રક્ષા કરે છે. બાહ્યસભ્યતા તો વિલાસિતાની ખાસ મૂર્તિ છે. એનાથી આંતરિક ઉન્નતિ સધાઇને જાતીય જીવન દૃઢ બનતું નથી. યૂરોપિયનોમાં સ્વજાતિપ્રેમ, જથો બાંધીને રહેવું, સમાજની ખાતર આત્મત્યાગ, કામ કરવામાં ઉદ્યમ અને સત્યપાલન એ ગુણો એટલા અધિક પ્રમાણમાં છે કે એની અંદરખાનેની શકિતને લીધે, બહારની ટાપટીપને લીધે એમનામાં અનેક દોષો દાખલ થયેલા હોવા છતાં પણ તેઓ જીવનસંગ્રામમાં ટકી શકયા છે.

## ૧૪૨—माणसनुं मिथ्याभिमान अने सॉक्रेटिस

ગ્રીસદેશમાં આટિકા નામના ગામમાં આલ્કિવિયાદિસ નામનો એક શ્રીમંત રહેતો હતો. પોતાની અઢળક દોલત, બાગબગીચા, હવેલીઓ તથા અન્ય વૈભવનું તેને ઘણું અભિમાન હતું. દંભના આવેશમાં આવી જઇને એ એક દિવસ સૉક્રેટિસની આગળ પોતાના વૈભવની પ્રશંસા કરવા લાગ્યો. ત્યારે સૉક્રેટિસે તેને ગ્રીસના નકશા આગળ લઇ જઇને કહ્યું:—"ભાઇ! આ નકશામાં તમારૂં આટિકા ગામ જરા બતાવો તો."

નકશામાં વાસ્તવિકરીતે આટિકાનું સ્થાન ઘણું નાનું હતું, એટલે આલ્કિવિયાદિસને એ શોધી કાઢતાં ઘણી વાર લાગી.

સૉક્રેટિસે પૂછયું:—"આ ગામમાં તમારી ભોંય કેટલી છે, તે બતાવી શકશો?"

આલ્કિવિયાદિસ:—" ના, એ તો ઘણી થોડી છે. આ નકશામાં એ બતાવી શકાશે નહિ."

સૉક્રેટિસે પછી ઉપદેશરૂપે કહ્યું:—"જો ભાઇ! તારી આ કેટલી મોટી ભૂલ છે? આખી પૃથ્વીમાં જરા જેટલો ગ્રીસદેશ; એ ગ્રીસદેશમાં મહાપરાણે જડે એવડું તારૂં ગામ અને તેમાંએ પત્તો ન લાગે એટલી થોડી તારી જમીન! એનેજ માટે તું આટલો બધો દંભ, આટલું બધું આત્મગૌરવ પ્રગટ કરતો હતો!"

સંસારમાં પોતાનું સાચું સ્થાન કયાં છે તેનો વિચાર કરે તો મનુષ્યમાં મિથ્યાભિમાન ઉત્પન્ન થવા પામે નહિ.

## १४३--सॉक्रेटिसनी दररोजनी खरा अंतरनी प्रभुप्रार्थना

ગ્રીસના તત્ત્વવેત્તા સૉક્રેટિસની ઇશ્વર આગળ નિત્યની પ્રાર્થના એ હતી કેઃ-"હે પ્રભુ ! તારી આગળ હાથ જોડીને ખરા અંતઃકરણથી મારી એટલીજ પ્રાર્થના છે કે, હું માગું કે ન માગું તોપણ તું મને એવા પદાર્થો કદિ પણ આપીશ નહિ કે જે મને સારા લાગવા છતાં પણ મારૂં અશુભ કરનારા અને મારી મતિને કુમાર્ગે લઇ જનારા હોય."

### સૉક્રેટિસનો સદાનો સંગાથી

સૉક્રેટિસ કહેતો કે મને બાલ્યાવસ્થાથીજ કોઇ એક સદાત્મા મારો સંગી બનીને મારી સાથે ને સાથે ફરતો હતો. એનું કામ એ હતું કે મારે કયે વખતે શું કામ કરવું, એ તે મને કહી દેતો નહોતો; પરંતુ કામ કરવા જતાં કયું કામ અનુચિત છે એજ તે મને જણાવી દેતો.

આ સદાત્મા કોણ હતો ? ઘણાઓનું માનવું છે કે સૉક્રેટિસનો એ સાથી સદાત્મા તેના આત્માની પ્રજ્ઞાશકિત-વિવેકબુદ્ધિ-અંતરાત્મા-સિવાય બીજો કોઈ નહોતો.

એ વિવેકબુદ્ધિ પ્રત્યેક માણસની સાથે રહે છે અને તેને ખરાખોટાનું ભાન કરાવી કુમાર્ગે જતાં રોકે છે; માટે એને અનુસરીને ચાલવામાંજ લાભ છે.

## १४४--सत्याग्रही पादरी-बिशप विलियम

આજકાલના ધર્મોપદેશકો અને પુરોહિતો ઘણા ખુશામતીઆ થઈ ગયા છે. આશ્રયદાતા યજમાનની હામાં હા ભરવાને અને તેમને ભોજ અને વિક્રમની ઉપમા આપવાને તેઓ સંકોચાતા નથી. પ્રાચીનકાળમાં પુરોહિતો અતિ સ્પષ્ટવાદી હતા અને તેથીજ તેમનો આદર હતો. પુરોહિતો પૂર્વના જેવા તેજસ્વી અને સ્પષ્ટવાદી થાઓ અને યજમાનો તેમનું માહાત્મ્ય સમજવાને યોગ્ય બનો !

ડેન્માર્કના રાજા કેન્યુટનો વારસ રાજા સોયેન્શુએ ખ્રિસ્તીધર્મનો સ્વીકાર કર્યો હતો; પરંતુ એનું મન બદલાયું નહોતું. ખ્રિસ્તી પાદરીઓ જો

તેના જુલ્મી આચરણોની જરા પણ વિરુદ્ધ જતા તો એ તેમને સજા કરતો. એ પ્રમાણે એ પોતાના મતવાળાઓની સાથે આનંદ કરતો અને જેઓ ખ્રિસ્તી થયા હતા છતાં એના જેવા નહોતા તેમને દુઃખ દેતો હતો. એક સમયે રાજાની આજ્ઞાથી એક ઉચ્ચકુળના ડેન સદ્ગૃહસ્થનો સામાન્ય મશ્કરી કરવાના અપરાધમાં શિરચ્છેદ કરવામાં આવ્યો. ત્યાર પછી એક દિવસે રાજા રોસફિલ્ડ દેવળમાં પ્રવેશ કરી રહ્યો હતો, એવામાં બિશપ વિલિયમ હાથમાં એક લઠ લઇને બારણું રોકીને ઉભો રહ્યો અને બોલ્યો:–"આ દેવળમાં ક્ષમાશીલ માણસો અને પશ્ચાત્તાપ કરનારા પુરુષો સર્વશકિતમાન અને પરમ દયાળુ ઈશ્વરનું ભજન કરવા સારૂ આવી શકે છે, અહીંઆં ઘાતકી, નરરક્તપિપાસુ અને હત્યારા પુરુષને પ્રવેશ કરવાનો અધિકાર નથી." કોઇ દિવસ નહિ ધારેલું એવું રાજાનું આવું અપમાન થતું જોઇને બધા હજુરીઆ તો ક્રોધથી રાતાચોળ થઇ જઇને હાથમાંનું શસ્ત્ર ઉગામવા લાગ્યા. રાજાએ પણ ઉશ્કેરાઇને પોતાની કેડે લટકી રહેલી તલવારની મૂઠ ઉપર હાથ મૂક્યો; પરંતુ પાદરી વિલિયસ પહેલાંની પેઠેજ અટલ ભાવે માથું નીચું નમાવીને ઉભો રહ્યો અને કહેવા લાગ્યો:–"આપની ઈચ્છા હોય તો આ માથું કાપી નાખીને દેવળમાં પ્રવેશ કરો. હું જીવું છું ત્યાંસુધી તમારા જેવા પાપી મનુષ્યના પ્રવેશથી આ મંદિરને અપવિત્ર નહિ થવા દઉં." રાજાએ યુદ્ધક્ષેત્રમાં ઉત્સાહથી મસ્ત બનેલા અસ્ત્રધારી યોદ્ધાઓનું અડગ સાહસ ઘણીવાર નિહાળ્યું હતું. પોતે પણ યુદ્ધમાં અનેક સંકટોથી ભરેલા સ્થાનમાં જતાં કદિ સંકોચ આણ્યો નહોતો. પોતાની કોપદૃષ્ટિ આગળ અનેક વીરયોદ્ધાઓને પણ થર થર કાંપતા દીઠા હતા; પરંતુ વગરહથિયારે આવી સંપૂર્ણ નિડરતા દર્શાવાયલી એણે કદિ દીઠી કે સાંભળી નહોતી. ઉચ્ચ સિદ્ધાંતની ખાતર આ પ્રમાણે અકંપિત ભાવે મૃત્યુને આલિંગન કરવા તત્પર થનારનું મહત્ત્વ તેનું વીરહૃદય પારખી શક્યું. એ તરત ત્યાંથી પોતાના રાજમહેલમાં પાછો ફર્યો. ત્યાં જઈને રાજવેશ અને હથિયારોનો ત્યાગ કરીને ઉઘાડે પગે, સાદો સાધુવેશ ધારીને, ઉઘાડે માથે દેવળમાં પાછો ફર્યો અને શિર નમાવીને પાદરીની આગળ પોતાનો અપરાધ ક્ષમા કરવાને પ્રાર્થના કરી. પાદરી વિલિયમ તેને દેવળની અંદર પશ્ચાત્તાપ કરવા આવનારા પુરુષોને માટે નક્કી કરેલા સ્થાને લઇ ગયો અને પશ્ચાત્તાપ સારૂ જપ કરવાનું કહ્યું. ત્રણ દિવસ અપવાસ કરીને જપ કર્યા પછી પાદરી વિલિયમે રાજાને ક્ષમા આપીને બીજા લોકો

ની સાથે બેસીને ઉપાસના કરવાનો અધિકાર આપ્યો હતો. ત્યાર પછી રાજા અને પાદરી વચ્ચે એવી ગાઢી મિત્રતા બંધાઇ કે એ બન્ને એવી પ્રાર્થના કરતા હતા કે, હે ઇશ્વર! અમને બન્નેને એકસાથે મૃત્યુ આપજો. ઇશ્વરેચ્છાથી એવુંજ બન્યું અને એ બન્નેને દેવળની પાસે એકજ સ્થળે સમાધિ દેવામાં આવી.

આ ઉચ્ચ પ્રકારનો સત્યાગ્રહ છે. મહાત્મા ગાંધી આપણા દેશમાં એ ઉચ્ચ આદર્શ શીખવી રહ્યા છે.

## ૧૪૫--सन्माननी पात्रता अने सर एश्ली इडन

સર એશ્લી ઇડન સાહેબ જ્યારે બંગાળાના લૅફ્ટેનંટ ગવર્નર હતા ત્યારે મેજીસ્ટ્રેટ વેસમેકેટ સાહેબે દિલગીરી સાથે પોતાના વાર્ષિક રિપોર્ટમાં લખ્યું હતું કે, "મુન્સફો અને સદર આલાઓ સારી તરફ સન્માન દર્શાવવા ખાતર મારી પાસે આવતા નથી." ઉત્તરમાં ઇડન સાહેબે સરકારી ઠરાવ પ્રકટ કર્યો હતો કે, "'સન્માન' એવી વસ્તુ નથી કે જે દાવો કરીને સરકારની મદદથી બીજા પાસેથી મેળવી શકાય. **સન્માનને યોગ્ય પુરુષ તરફ આપોઆપજ સન્માન આકર્ષાઈ આવે છે.**"

## ૧૪૬–भूदेव मुखोपाध्यायनो सदुपयोग सारू धनसंचय

ઇ૦ સ૦ ૧૮૭૧ માં ભૂદેવ મુખોપાધ્યાયના ત્રીજા પુત્ર હુગલીની નિશાળમાં ભણતા હતા, ત્યારે એમના વર્ગના શિક્ષકે વાત વાતમાં કહી દીધું કેઃ– "તમારૂં ઘર તો કંજુસનું ઘર છે, આટલો બધો પગાર મળે છે, છતાં દુર્ગાપૂજાનો ઉત્સવ પણ કરતા નથી." આ વાત પુત્રે ઘેર જઇને પિતાને જણાવી અને પૂછ્યુંઃ–"આપણે ઘેર દુર્ગાપૂજાનો ઓચ્છવ કેમ થતો નથી?" ભૂદેવ બાબુએ કહ્યુંઃ–"આપણે ત્યાં ચંડીપાઠ, ઘટપૂજા અને થોડુંક બ્રાહ્મણભોજન એ બધું થાય છે; પરંતુ પ્રતિમાને બહારથી વાજતેગાજતે આણવી, ગાયન તથા તમાશા કરાવવા એ બધું આપણે ત્યાં થતું નથી; એ બધી વાતો પૂજાનાં મુખ્ય અંગ પણ નથી."

ત્રેવીસ વર્ષ પછી ખાસ કરીને સંસ્કૃતભાષાના શિક્ષણને સહાયતા

આપવા સારૂ દોઢ લાખ રૂપિયાનું દાન કરીને વિશ્વનાથ ટ્રસ્ટ ફંડના દસ્તાવેજમાં સહી કરીને ભૂદેવ બાબુએ પોતાના એ પુત્રને કહ્યું:–"ખર્ચમાં ઘટાડો કર્યાથી અને દુર્ગાપૂજા જેવા તહેવારોપ્રસંગે ધામધૂમમાં નાહકનો ખર્ચ ન કરીને એ પૈસા બચાવ્યા; તેથીજ આ સ્થાયી સત્કાર્યનો ભંડાર સ્થાપી શકાય છે, એ વાત તમારે વંશપરંપરા યાદ રાખવી જોઈએ. ઓછી જરૂરનાં કામોમાં શકિત અથવા ધનનો નિરર્થક ઉપયોગ કરી દીધાથી ખરેખરાં જરૂરનાં કામો કરવાની શકિત બાકી રહેતી નથી."

## १४७–संत इब्राहिम आदमनुं अस्तेयव्रत

સાધુ ઈબ્રાહિમ આદમ દેશવિદેશમાં ફરતા ફરતા કોઈ એક ધનવાનના બગીચામાં જઈ પહોંચ્યા. તેમને સાધુતરિકે ઓળખી ન શકયાથી બાગની રખેવાળી કરવાનું કામ માલિકે તેમને સોંપ્યું. સાધુએ માળીનું કામ કરવાનું કબૂલ કર્યું અને એ એકાંત સ્થાનમાં રહીને ઈશ્વરભજનમાં કાળ વ્યતીત કરવા માંડયો.

એક દિવસ બગીચાનો માલિક બે ચાર મિત્રોને લઈને એ બગીચામાં હવા ખાવા સારૂ આવ્યો અને ત્યાં આંબા ઉપર પાકી કેરીઓ લટકી રહેલી જોઈને ઇબ્રાહિમને એમાંથી થોડીક પાકી કેરીઓ તોડી લાવવાની આજ્ઞા આપી. આજ્ઞાનુસાર સાધુ ઇબ્રાહિમ થોડીક કેરીઓ તોડી લાવ્યા; પણ એ બધી કેરીઓ ખાટી હતી. માલિકે ગુસ્સે થઇ જઇને કહ્યું:–"તું આટલા દિવસ થયાં બગીચામાં રહે છે, છતાં એટલી ખબર નથી કે કયાં ઝાડનાં ફળ મીઠાં છે અને કયાંનાં ખાટાં છે?"

સાધુએ જરાક હસીને કહ્યું:–"આપે મને બગીચાનું રક્ષણ કરવા સારૂ આ સ્થળે રાખ્યો છે, ફળ ખાવાનો અધિકાર આપ્યો નથી. આપની રજાવગર હું એનાં ફળ કેવી રીતે ખાઈ શકું અને ચાખ્યાવગર ખાટામીઠાંનો સ્વાદ કેવી રીતે ખબર પડે?" બગીચાના ધણીએ આશ્ચર્ય પામીને પૂછયું:–"શું તેં સાચેસાચ આજસુધીમાં આમાંનું એક પણ ફળ ખાધું નથી?" સાધુએ નમ્રભાવે ઉત્તર આપ્યો "ના"

## १४८--बोपदेव पंडितनी खंत

બોપદેવ દક્ષિણમાં દેવગિરિના યાદવવંશી રાજા મહાદેવના સભાપંડિત હતા. એવું કહેવાય છે કે વ્યાકરણ ભણતી વખતે એ શાસ્ત્ર તેમને ઘણું અપ્રિય અને અઘરૂં લાગતું અને પાઠ તૈયાર નહિ કરવા માટે ગુરુજી તરફથી ઘણો તિરસ્કાર ખમવો પડતો. એક દિવસ શિક્ષકે ઘણાજ ધમકાવ્યાથી બોપદેવ નિરાશ થઇને ભણવાનું છોડી દેવાનો સંકલ્પ કરીને ઉદાસ મને નદીના ઘાટ આગળ જઇને બેઠા. ત્યાં જઇને જુએ છે તો સ્ત્રીઓ જે જગ્યાએ પોતાના ઘડા મૂકીને નદીમાં નહાવા ઉતરતી હતી, તે સ્થળે બાંધેલા ઘાટના પથ્થરમાં થોડોક ખાડો પડયો હતો. એ જોઇને બોપદેવે વિચાર કર્યો કે:–" માટીના ઘડાનો વારંવાર સ્પર્શ થવાથી પથ્થર પણ થોડોક ઘસાય છે, તો લાગલાગટ પ્રયત્ન કર્યાથી વ્યાકરણ કેમ ન આવડે ? " આ પછી એમણે ફરીથી પ્રયત્ન કરવા માંડયો અને વ્યાકરણશાસ્ત્રનો એવો સંપૂર્ણ અભ્યાસ કર્યો કે સુપ્રસિદ્ધ 'મુગ્ધબોધ' નામનું વ્યાકરણ અને બીજા ગ્રંથો રચ્યા.

---

## १४९--अन्नदोष

કોઇ એક સમયે એક રાજાનો ગુરુ રાજાની પાસે ગયો, ત્યારે રાજાએ તેને એક મણિ–માણિકયથી જડેલા આસન ઉપર બેસાડયો. ગુરુને જે ઓરડામાં રાતે સૂવાનું હતું તેજ ઘરમાં એ આસન બિછાવેલું હતું. એકાએક ગુરુના મનમાં ઇચ્છા ઉત્પન્ન થઇ કે, આ આસનને ચોરીને ચાલ્યો જાઉં. ગુરુએ એ ઇચ્છાને તો દબાવી દીધી પણ એવો ખરાબ વિચાર કેમ ઉપજયો તેનો વિચાર કર્યો. બીજે દિવસે પ્રાતઃકાળે રાજાએ આવીને ગુરુને પ્રણામ કર્યા ત્યારે ગુરુએ પૂછયું:–" મહારાજા! કાલ રાત્રે મેં આપનું આ આસન ચોરી જવાની ઇચ્છા કરી હતી; પરંતુ કોઇ દિવસ મને આવો દુષ્ટ વિચાર આવ્યો નહોતો અને આજે શા સારૂ આવ્યો ? તમારે ત્યાં અન્નદોષ તો નથી થયો ? " રાજાએ તપાસ કરી તો કોઠારીએ જણાવ્યું કે, "એક ચોરે પુષ્કળ ઉંચી જાતના ચોખાની ચોરી કરી હતી. ચોરને સજા થઈ અને ફરિયાદી ઘણા સમયસુધી પોતાનો માલ પાછો લેવા હાજર ન થયો એટલે એ માલ રાજમાં જપ્ત થયો

અને ત્યાંથી રાજ્યના કોઠારને સારૂ ખરીદ કરવામાં આવ્યો. એ ઉંચા અને જૂના ચોખાનો ભાત રાજગુરુને જમાડવામાં આવ્યો હતો."

દુષ્ટ લોકોના સમાગમમાં આવ્યાથી શારીરિકરોગનાં બારીક જંતુઓની પેઠે અતિશય સૂક્ષ્મ માનસિક અસરો પણ મનમાં દાખલ થાય છે. પાશ્ચાત્ય-પંડિતો હજુ એ સમજ્યા નથી, પરંતુ આપણા મહાયોગી સૂક્ષ્મદૃષ્ટિના શાસ્ત્રકારો એવા સૂક્ષ્મ દોષોવિષે પણ આપણને સાવધાન કરી ગયા છે.

હાલ તો સાપ ગયા અને લીસોટા રહ્યા છે, અન્નદોષ અને આહાર-શુદ્ધિનું રહસ્ય લોકો ભૂલી ગયા છે તથા પોતાની ન્યાતનો માણસ ગમે તેવો રોગી, અશુદ્ધ કે પાપી હોય તોપણ એના હાથનું ખવાય અને પરન્યાતનો ગમે તેવો સ્વચ્છ, નીરોગી અને શુદ્ધ ચરિત્રનો હોય તોપણ એના હાથનું ન ખવાય એવા વિચારમાંજ આહારશુદ્ધિ સમાઇ ગઈ છે.

## १५०–लॉर्ड एल्डन अने सुपत्नीनो प्रभाव

લૉર્ડ એલ્ડન નામનો વિલાયતના આગલા રાજાનો એક મોટો અમલદાર ચન્સેલરતરિકે પોતાની નિમણુક થયા પછી રાજાનાં દર્શન કરવા ગયો, ત્યારે રાજાએ પોતાની સરકારી મહોર તેને સોંપી. પછી એ રજા માગીને વિદાય થવા લાગ્યો ત્યારે કહ્યું:–"લેડી એલ્ડનને મારી તરફથી બોલાવજો." ચૅન્સેલરે રાજાનો ઉપકાર માનીને કહ્યું:–" મહારાજા! મારી પત્નીએ આપના તરફથી આટલું સન્માન પામવાયોગ્ય શું કર્યું છે તે મારી સમજમાં આવતું નથી. " રાજાએ કહ્યું:–"તમે સમજતા નથી પણ હું તો જાણું છું કે તમારાં પત્નીનો હું કેટલો ઋણી છું. હું જાણું છું કે એ ન હોત તો તમે ગામડાના પાદરીજ રહ્યા હોત. એમણેજ તમને મારા ચૅન્સેલર બનાવ્યા છે. "

યોગ્ય પત્ની પતિને ઘરસંસારની ચિંતામાંથી મુક્ત રાખીને તથા સત્કાર્યોમાં ઉત્સાહ આપીને તેને ઉન્નતિને માર્ગે આગળ વધવામાં બહુજ મદદરૂપ થઈ પડે છે.

## १५१—फ्लेक्समेनने पत्नीनी सहायता

યૂરોપમાં જોશ્યુઆ રેનોલ્ડસ એક સુપ્રસિદ્ધ ચિત્રકાર અને કલાવિધાયક થઈ ગયો છે. એ જન્મપર્યંત કુંવારો રહ્યો હતો અને કોઇપણ વિદ્યામાં પ્રવિણતા મેળવનારે લગ્ન ન કરવું જોઇએ એવો તે અભિપ્રાય ધરાવતો હતો. તેનો એક મિત્ર ફ્લેકસમેન શિલ્પકાર લગ્ન કરીને થોડા દિવસમાં રેનોલ્ડસને મળવા ગયો. તેને મળતાંવારજ એ મહાન ચિત્રકારે કહ્યું:—" ફ્લેકસમેન ! મેં સાંભળ્યું છે કે તમે લગ્ન કર્યું. એ વાત સાચી હોય તો સાહેબ! શિલ્પકાર-તરિકે તમે હવે નિવડી ચુકયા." કળાના વિષયમાં સત્તાસમાન ગણાતા એક આચાર્યને મુખેથી આવા ઉદ્‌ગાર સાંભળીને યુવાન ફ્લેકસમેનની નિરાશાનો પાર રહ્યો નહિ. તેની મુખમુદ્રા મ્લાન થઈ ગઇ,તે ઘેર ગયો, પોતાની પત્નીની પાસે જઇ બેઠો અને તેનો કોમળ કર પોતાના હાથમાં લઇને કહેવા લાગ્યોઃ— " એન ! શિલ્પકારતરિકે હવે મારૂં સત્યાનાશ વળી ગયું !" એણે પ્રેમપૂર્વક કહ્યું:—"વહાલા! શું થયું? શું બન્યું છે એ મને કહો. કોણે તમારૂં સત્યાનાશ વાળ્યું ?" પતિએ કહ્યું:—" મારૂં સત્યાનાશ દેવળમાં વળ્યું છે અને એન નામની સ્ત્રીએ એ કર્યું છે." પછી તેણે જોશ્યુઆ રેનોલ્ડસ સાથેની મુલાકાતનો વૃત્તાંત કહી સંભળાવ્યો. એણે કહ્યું કે, "આચાર્યવર્ય રેનોલ્ડસનો અભિપ્રાય એવો છે કે શ્રેષ્ઠતા સંપાદન કરવા ઇચ્છનાર વિદ્યાર્થીએ પોતાની સમસ્ત શકિતનો ઉપયોગ પોતાની વિદ્યા અને કળાની પાછળજ કરવો જોઇએ. પથારીમાંથી ઉઠયા ત્યારથી તે શયન કરવા જતાંસુધી તેણે એકાગ્રચિત્ત એજ કાર્યમાં લાગેલા રહેવું જોઇએ. વળી એક માણસ જ્યાંસુધી રોમ અને ફ્લૉરેન્સ આદિ નગરોમાં જાતે જઈને રાફેલ, માઇકેલ, એન્જેલો અને બીજા ચિત્રકારોની કૃતિઓનો અભ્યાસ ન કરે ત્યાંસુધી એ સારો શિલ્પકાર કે ચિત્રકાર કદિ બની શકતો નથી. મારી ઇચ્છાપણ એક મહાન શિલ્પકાર થવાની હતી."પત્નીએ સ્વામીના હૃદયની ઉંડી નિરાશા પારખી તેની સાંત્વનામાટે કહ્યું:—"વહાલા ! તમારી એ ઇચ્છા પાર પડશે. તમે અવશ્ય એક મહાન શિલ્પકાર બનશો અને તેને સારૂ રોમાદિ નગરોમાં પ્રવાસ કરવો અવશ્ય હશે તો તે પણ કરશો." ફ્લેકસમેને પ્રશ્ન કર્યો:—' પણ કેવી રીતે? પાસે પુંજી તો છે નહિ !' સાહસિક પત્નીએ ઉત્તર આપ્યોઃ—" કામ કરો અને કરકસરથી ચાલો. લોકો એમ કહે

કે એણે પોતાના સ્વામીને પાયમાલ કર્યો, તો એ હું કદિ સાંખી શકીશ નહિ. હું કરકસરથી આપણો ગૃહસંસાર ચલાવીશ અને જોગવાઇ થયે તમને રોમના પ્રવાસે મોકલી આપીશ." એ પછી પાંચ વર્ષસુધી આ સ્નેહાળ દંપતીએ કરકસરથી ગૃહસ્થાશ્રમ ચલાવ્યો અને તેને પરિણામે ફ્લેકસમેન રોમ જઇને પોતાની અભિલાષા સફળ કરી આવ્યો. એ પછી પત્નીની સહાયતાની કૃતજ્ઞતા દર્શાવવા માટે એણે પોતાના હાથે ચીતરેલાં સુંદર ચિત્રોનું એક પુસ્તક તેને ભેટ આપ્યું.

ફ્લેકસમેનની પત્નીએ પોતાના વર્તનથી સાબિત કરી આપ્યું કે, યોગ્ય પત્ની પતિની મહત્ત્વાકાંક્ષા પાર પાડવામાં બાધક નથી નીવડતી પણ ઉલટી સહાયતા કરી શકે છે.

---

## ૧૫૨—एक मूर सैनिकनो निडर जवाब

યૂરોપના મહાયુદ્ધમાં આલ્જીરિયાના મૂરસિપાઇઓએ ઇ૦ સ૦ ૧૯૧૪ માં પુષ્કળ સાહસ દર્શાવ્યું હતું. આરગાનના એક યુદ્ધમાં શત્રુઓના ગોળીબારથી એમનામાંના સોમાંથી નેવું જણા માર્યા ગયા છતાં પણ તેઓ પાછા હઠયા નહિ અને છેવટે જર્મનોનાં સંગીનોની મારાથી એમની હાર તૂટી હતી. એ પ્રસંગનો ઉલ્લેખ કરીને આલ્જીરિયાના ફ્રેન્ચગવર્નરે એક રાજભકત અને ફ્રેન્ચ ભાષા જાણનાર મૂરસૈનિકને પૂછયું કે:–"જો જર્મનો કોઇ પ્રકારે આલ્જીરિયામાં પ્રવેશ કરે તો તમે શું કરો ?" ગવર્નર સાહેબને એવી આશા હતી કે આ મૂર એવું કહેશે કે આબાલવૃદ્ધ વનિતા સર્વ મૂરસિપાઇઓની પેઠે ફ્રાન્સની સરસાઇના રક્ષણ સારૂ લડીશું; પરંતુ મૂરસૈનિક ચૂપ રહ્યો. ગવર્નર સમજયો કે, ફ્રાન્સના વિરોધીદળની કદાચ એને ખબર હશે,તેથી તેણે કહ્યું:–"જે કાંઇ સાચી વાત હોય તે સારી આગળ વગરસંકોચે કહી દે. હું કોઇને જણાવીશ નહિ."

મૂર બોલ્યો:–"સાહેબ! જર્મનો આવશે ત્યારે અમે 'ભલે પધાર્યા' કહીને ટાઉનહૉલમાં માનપત્ર આપીશું." ગવર્નર સાહેબે આશ્ચર્ય પામીને તે મૂરની સામે તાકીને જોયું. મૂર તેમનો ભાવ સમજી ગયો અને બોલ્યો:–"સાહેબ! શું તમે સાધારણ મૂર લોકો ઉપર વિશ્વાસ રાખીને તેમને હથિયાર આપ્યાં છે ? વૉલંટિયર સૈન્યમાં એમને દાખલ કર્યા છે ? એમ છતાં પણ આ યુદ્ધમાં

આપે જોયું કે વિશ્વાસ રાખ્યાથી અને પદ્ધતિસર યુદ્ધવિદ્યાનું શિક્ષણ આપ્યાથી મૂરસૈન્યે તમારૂં કેટલું બધું કામ કર્યું છે, આટલાં વર્ષોસુધી આપે અમને માનપત્રો આપવા ઉપરાંત બીજું શીખવ્યું છે પણ શું ?"

## १५३--आभडछेटविष एक योगी अने चंडाळ

એક યોગી કોઈ નદીકિનારે બેસીને ધ્યાન ધરી રહ્યો હતો, એવામાં એક ચંડાળ ત્યાં આવીને કપડાં ધોવા લાગ્યો. પાણીના છાંટા યોગીને ઉડવાથી તેની આંખ ઉઘડી ગઈ અને તેણે ચંડાળને કપડાં ધોવાનું બંધ કરવાનું કહ્યું. ચંડાળ પોતાના કાર્યમાં એકાગ્રચિત્ત હતો એટલે યોગીનાં વચન એના સાંભળવામાં આવ્યાં નહિ. યોગીએ ક્રોધાંધ થઇને ચંડાળને પ્રહાર કર્યો. ચંડાળે અજાણતાં થઇ ગયેલા અપરાધમાટે ક્ષમા માગી.

ત્યાર પછી યોગીએ આભડછેટ કાઢી નાખવા સારૂ સ્નાન કર્યું, ત્યારે ચંડાળે પણ સ્નાન કર્યું.યોગીએ તેને પૂછયું:–"તેં શા સારૂ સ્નાન કર્યું ? તું તો મારા સ્પર્શથી કાંઇ અભડાયો નહોતો." ચંડાળે કહ્યું:–"જે ઉગ્ર ક્રોધે એકદમ આપની અંદર પ્રવેશ કરી જઇને, આપના હાથે મને માર ખવરાવ્યો છે તે ક્રોધ મારા જેવા ચંડાળજાતિના માણસ કરતાં હજારગણો વધારે અપવિત્ર છે; માટે એના આવેશમાં આપ મને અડયા તે આભડછેટનું નિવારણ કરવા માટે હું નાહ્યો છું."

## १५४--एक मजुर तरफनुं योग्य पल्लुं

વિલાયતમાં એક મજુરને પુષ્કળ દારૂ પીવાની લત હતી. પછી એણે એક રમણી સાથે લગ્ન કર્યું.લગ્નને આગલે દિવસે તેણે એક કાગળ ઉપર ભવિષ્યમાં કદિ પણ દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા લખી અને એ પ્રતિજ્ઞાપત્રને સુંદર ફ્રેમમાં મઢાવીને લગ્નને દિવસે પલ્લામાં પોતાની પત્નીને ભેટ આપ્યું.

આથી સારૂં પલ્લું કયું હોઈ શકે ? આપણામાંના પણ અનેક લોકો લગ્નભેટમાં પોતાના એકાદ દોષનો ત્યાગ કરવાનો સંકલ્પ પત્નીને ભેટ આપે તો દાંપત્યજીવન અધિક સુખરૂપ બને.

## १५५—एक दयाळु पुरुषनुं असाधारण साहस

કોઈ એક સમયમાં ઈટાલી દેશની આડિજ નામની નદીમાં પુષ્કળ જોરમાં પૂર આવ્યાથી વિચેના નગરના પૂલની બે બાજુ તૂટી ગઈ. એ પૂલની વચ્ચોવચ્ચ એક ઓરડીમાં ટોલ ઉઘરાવનાર કારકુન સહકુટુંબ રહેતો હતો. પ્રત્યેક પળે એ પૂલનો થોડો ભાગ નદીમાં પડતો જતો હતો અને થોડીકજ વારમાં એ કારકુન કુટુંબસહિત નદીમાં પડીને ડૂબી જશે એવું લાગતું હતું. કિનારે ઉભેલા માણસોમાંથી એક દયાળુ પુરુષે કહ્યું:–"જે કોઇ આ લોકોને ઉગારશે તેને હું પાંચસો રૂપિયા ઇનામ આપીશ." પણ કોઇ આગળ વધ્યું નહિ. થોડીવાર પછી એક દરિદ્ર પુરુષ સાહસ ખેડીને એક નાની નૌકા લઇને એ વિપત્તિવાળા સ્થાનની નીચે ગયો અને પૂલ ઉપરથી એક દોરડું ટંગાવીને ઉતરાઈના કારકુન અને તેનાં કુટુંબીઓને નૌકામાં ઉતાર્યાં. ઈશ્વરકૃપાએ આ પ્રમાણે બધાં બચી ગયાં. થોડીકજ વાર પછી એ સ્થળેથી ધડાક કરતો પૂલ તૂટી પડયો. દયાળુ ધનવાન પુરુષ પોતે કહેલું ઇનામ એ બચાવનારને આપવા ગયો ત્યારે એ દરિદ્ર મજુરે ઈનામ લેવાની સ્પષ્ટ ના કહી અને જણાવ્યું કે:–"સાહેબ ! આપે જોયું ને કે રૂપિયાના લોભે તો કોઈ એમને બચાવવા તૈયાર થયું નહિ અને હું જે ગયો હતો તે કાંઇ રૂપિયાની ખાતર નહિ; પણ મારા મનના આવેગને લીધેજ ગયો હતો."

---

## १५६—इब्राहिम आदम अने हुंपदनो त्याग

બલખ દેશનો રાજા ઈબ્રાહિમ આદમ જે પીર અથવા ગુરુનો સેવક હતો, તે પીરની પાસે દરરોજ અનેક અતિથિઓનો સમાગમ થતો. મંત્રગ્રહણની અભિલાષાથી આવનારા સેવકોને એ ગુરુ પ્રથમ ભિન્ન ભિન્ન પ્રકારનાં કામ સોંપતા. રાજાને તેમણે અહંકારરહિત બનવાનો ઉપદેશ આપીને લાકડાં એકઠાં કરવાનું કામ સોંપ્યું હતું. ઘણાં વર્ષ એવી રીતે વીતી ગયા છતાં પણ ગુરુએ ઈબ્રાહિમને મંત્ર આપ્યો નહિ. એક દિવસ રાજા લાકડાં ચીરીને પરસેવાથી તર થઇને રસોડામાં ગયો, તો રસોડાના અધ્યક્ષે લાકડાં ખરાબ હોવા માટે તેને ઠપકો દઇને એક તમાચો ચોઢી

દીધો. રાજાને આથી ઘણું લાગી આવ્યું અને તે બોલ્યો:-" હું આજ બલ્ખમાં હોત તો આવું કદાપિ બનત નહિ. "

ગુરુને કાને ધીમે ધીમે આ વાત પહોંચી. ત્યાર પછી થોડા દિવસ બાદ ઇબ્રાહિમે તે પીરને કહ્યું:-" પ્રભો ! ઘણા દિવસ થઈ ગયા તોપણ આપે મને જ્ઞાનોપદેશ આપ્યો નહિ. " પીર સાહેબે કહ્યું:-" બેટા! તુમ્હારે બદનમેં અભી તક બલ્ખકી બૂ હૈ. " અર્થાત બેટા ! તારા શરીરમાં હજુસુધી બલ્ખની ગંધ છે-તું બલ્ખનો રાજા છે, એ બાબતનું હજી તને અભિમાન છે. એ વખતે ઇબ્રાહિમને પેલા રસોઇઆના તમાચાદ્વારા થયેલી પોતાની કઠિન પરીક્ષા યાદ આવી અને શરમથી તે નીચું જોઈ રહ્યો.

આવી રીતે છત્રીસ વર્ષસુધી પીરની પાસે રહીને એ ઇબ્રાહિમે બ્રહ્મ-વિદ્યા પ્રાપ્ત કરી હતી. એ લાંબા સમયમાં એણે વાશીદું વાળવાનું પણ કામ કર્યું હતું અને ભંગીની લાદથી પણ બચ્યો નહોતો. ગુરુએ જ્યારે જોયું કે એ સંપૂર્ણરૂપે ઉપદેશ લેવાને યોગ્ય બન્યો છે, ત્યારેજ તેનામાં તેમણે જ્ઞાનરૂપી બીજ રોપ્યું હતું.

**સંપાદકની નોંધ:**-અધિકાર ન હોય તેને અધિકારી બનતાંસુધી અધ્યાત્મવિદ્યાનો ઉપદેશ ખરા ઉપદેશકો કરતાજ નથી. જો કરે તો માંદાને લાડુ આપવાથી રોગ ઉલટો વધે છે, તેમ અનધિકારી માણસો ઉલટાં બગડે છે. હિંદુસ્થાનમાં આજકાલ સાધારણ માણસો કરતાં પણ મિથ્યાવેદાંતીઓ વધારે કનકકાન્તાપરાયણ થઇ પડયા છે અને "આત્મા કો કયા લગતા હે " એવો બકવાદ કરે છે, તેનું કારણ સાધનચતુષ્ટયસંપન્ન અધિકારી બનવા પહેલાંજ તેમના હાથમાં વેદાંતના અભેદવાદનું પૂંછડું પકડાવી દેવામાં આવ્યું હોય છે તેજ હોય છે. આવા માણસો પાછા બીજા પણ અનેકોને તેવું પૂંછડું પકડાવી દઈને તેમને ઉભય ભ્રષ્ટ કરી મૂકે છે.



## १५७—सॉक्रेटीसनी गृहकलहमां पण शांति

અમે આગળ એક સ્થળે જણાવી ગયા છીએ, કે મહાન ગ્રીકતત્ત્વવેત્તા સૉક્રેટીસની પત્ની ઘણીજ કર્કશા હતી. એક દિવસે પતિ સાથે લઢતાં સૉક્રેટીસ ગુસ્સે ન થયો ત્યારે તે સ્ત્રીએ ગુસ્સામાં આવીને સૉક્રેટીસના ઉપર એંઠા પાણીની ડોલ ઠાલવી દીધી. ત્યારે સૉક્રેટીસે ઠંડે કલેજે કહ્યું કે:—“ ગર્જના થયા પછી વરસાદ આવેજ. ” એક વખત એ પત્નીએ કેટલાક મિત્રોના દેખતાં થપ્પડ લગાવી દીધી. મિત્રોએ સૉક્રેટીસને એવી અસભ્ય સ્ત્રીને ચૌદમા રત્નને સ્વાદ ચખાડવાને ઘણોએ ઉશ્કેર્યો પણ મહાત્મા સાક્રેટીસે કહ્યું કે:—“ હું તમારી આગળ તમાશો કરવા નથી માગતો, કે તમે છેટે ઉભા ઉભા જોયા કરો અને કૂતરાંઓને લડતાં જોઇને મહોલ્લાના છોકરાઓ જેમ તાળીઓ પીટે છે, તેમ તમે પણ તાળીઓ પીટો ! ” ધન્ય છે સૉક્રેટીસને !

---

## १५८--मित भाषण—सॉक्रेटीस अने एक युवक

એક યુવક સૉક્રેટીસની પાસે ભાષણ આપવાની વિદ્યા શીખવા ગયો; પરંતુ સૉક્રેટીસની સાથે ઓળખાણ કરાવવામાં આવી તેજ પ્રસંગે એણે લાંબી લાંબી વાતો કરવા માંડી. સૉક્રેટીસે એને કહ્યુ:—“ ભાઇ ! તારી પાસેથી હું બેવડી ફી લઇશ. ” યુવકે આશ્ચર્ય પામીને પૂછયું:—“ એમ શા માટે ? ” સૉક્રેટીસે કહ્યુ:—“ એટલા માટે કે મારે તને બેવડી વિદ્યા શિખવવી પડશે. એક તો ચૂપ રહેવાની અને બીજી ભાષણ આપવાની. ”

ખરેખર અમસ્તું પણ વગરજરૂરનું બોલ બોલ કરવું એ દૂષણરૂપ છે, તો પછી વડીલ કે ગુરુજનોસમક્ષ લાંબાં લાંબાં ટાયલાં કરવાં એ તો મૂર્ખતાજ કહેવાય.

---

## १५९--ना बोल्यामां नव गुण--एक स्त्री अने तेनी सखी

એક સ્ત્રી આગળ તેની એક પાડોશણે આવીને કહ્યું કે:- "બહેન ! મારા ધણીનો મિજાજ ઘણો ખરાબ છે, એને ગુસ્સે જોઇને મારો પણ પિત્તો ઉકળી જાય છે અને રોજ અમારે ત્યાં રાંધ્યાંધાન પડયાં રહે છે." પેલી સ્ત્રીએ તેને કહ્યું:-"અહો! એમાં તે શી મોટી વાત છે ! મારી પાસે એક એવી સરસ દવા છે કે જે વખતે એ તારી સાથે લડવા બેસે તે વખતે તારે એ દવાનો ઘુંટડો ભરીને મોંમાં રાખી મૂકવો; એથી એ ચૂપ રહી જશે." પડોશણે બે ત્રણ વાર એ શીશીમાંની દવા પતિના ક્રોધપ્રસંગે અજમાવી જોઇ અને તેમાં એ સફળ થઇ. પછી એક દિવસ એ બહેનપણીની પાસે જઈને કહેવા લાગી:-"બહેન! તમારી દવા તો ઘણીજ અસરકારક છે. એમાં શી શી ચીજો નાખી છે તે બતાવો એટલે હું બનાવી રાખું." પેલી સ્ત્રીએ કહ્યું કે:— "બહેન! એમાં ચોખ્ખા પાણી ઉપરાંત બીજું કાંઈ નહોતું. એમાં દવાનો ગુણ નહોતો પણ મૌનનો હતો. મોંમાં પાણી હોવાથી તારાથી સામો જવાબ દઇ શકાયો નહિ અને તને શાંત જોયાથી એનો ક્રોધ પણ શમી ગયો." કહેવત છે કે:- "ના બોલ્યામાં નવ ગુણ."

---

## १६०--नजीवी वस्तुओनी कदर-मेन्चेस्टरनो कारीगर

મેન્ચેસ્ટર નગરના કોઈ એક કારીગરે પોતાના ધંધામાંથી નિવૃત્ત થઇને કોઇ એક ઉંચા કુળના ઉમરાવ (લૉર્ડ) પાસેથી તેની વિશાળ હવેલી વેચાતી લીધી. ખરીદતી વખતે એ શરત હતી કે હવેલીમાં જેટલું ફર્નીચર હતું તે પણ ખરીદનારને મળશે. ખરીદનારે ઘરનો કબજો લીધો ત્યારે એણે જોયું કે, એક નાનુંસરખું કબાટ એના મૂળસ્થાને નથી. તે વિષે એણે ઘરના જૂના માલિકને પૂછયું ત્યારે એણે જણાવ્યું કે, હું એ કબાટને બીજી જગ્યાએ લઈ ગયો છું. આટલી મોટી હવેલીમાં આપ નાનાશા કબાટને માટે આટલી કાળજી કરશો એવું મેં ધાર્યું નહોતું. ઘરના નવા માલિકે કહ્યું:-'સાહેબ ! હું આખી જીંદગીસુધી જો નજીવી વસ્તુઓની એટલી બધી કાળજી ન રાખતો આવ્યો હોત તો આ મિલકત ખરીદી શકવાને કદિપણ સમર્થ

ન થયો હોત. આપ સાહેબે પણ જો નજીવી વસ્તુઓ ઉપર બારીક નજર રાખી હોત તો આપને પણ આવી સારી હવેલી વેચવાની આવશ્યકતા પડત નહિ."

## ૧૬૧–नजीवी बाबतमां बेपरवाइथी मोटुं नुकसान

એક સિપાઇના ઘોડાની નાળનો એક ખીલો ઉખડી ગયો: ઘોડેસવાર થતી વખતે નજીવી બાબત ગણીને એણે એ નાળને બરોબર ઠોકાવવાની પરવા કરી નહિ. થોડીવાર પછી ઘોડો જોરથી દોડાવતાં નાળ નીકળી પડી. ત્યારપછી થોડીવારે પથ્થરની ઠોકર લાગવાથી ઘોડો પડી ગયો અને એ સખ્ત ઘા લાગવાથી ઘોડાનું મૃત્યુ નિપજ્યું. સિપાઇ પગે ચાલીને જવા લાગ્યો. રસ્તામાં દુશ્મનોના સૈનિકોએ તેને એકલો દેખીને મારી નાખ્યો. સિપાઈએ જો પ્રારંભમાંજ બેપરવાઈ ન કરતાં વખતસર ઘોડાની નાળમાં એક નાનોસરખો ખીલો મરાવી દીધો હોત તો કદાચ તેના ઉપર આ વિપત્તિ આવી પડત નહિ.

## ૧૬૨–बाळकोप्रत्ये सन्मान-प्रेसिडेन्ट गारफिल्ड

અમેરિકાનો પ્રમુખ ગારફિલ્ડ મોટી વયના પુરુષો કરતાં નાનાં બાળકોપ્રત્યે ઘણું સન્માન દર્શાવતો હતો. ગમે તેવા ચીંથરેહાલ છોકરાને જોતાંવારજ એ તેને સલામ કરતો. એનું કથન એવું હતું કે એ બાળકના ચીંથરેહાલ કોટની નીચે ભવિષ્યની કેટલીએ મોટી આશાઓ અને મહત્તાઓ છુપાઈ હશે!

ખરેખર આજનો બાળક તે ભવિષ્યનો નાગરિક અને જનનીજન્મભૂમિનો ઉદ્ધારક બનશે. એ વિચારથી માતપિતાએ, ગુરુએ તેમજ અન્ય સંબંધીઓએ તેનાપ્રત્યે આદર દર્શાવવો જોઈએ.

## १६३—योगेन्द्रनाथनो आत्मत्याग

કલકત્તાનિવાસી યોગેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય નવા સૉલિસિટર હતા. એક દિવસ સરખી વયના કેટલાક મિત્રોસહિત એ ગંગાસ્નાન કરવા ગયા હતા. એ વખતે નદી પૂરજોસમાં વહી રહી હતી. બધા નદીમાં તરવા પડયા. એમાંનો એક જણુ થોડે દૂર જઈને " ડૂબ્યો, ડૂબ્યો" કરીને ચીસ પાડવા લાગ્યો. પાણીમાં ડૂબતા મનુષ્યને બચાવવા જવું એ ઘણું જોખમનું કામ છે. ભયભીત મનુષ્ય ગાંડા માણસની પેઠે બચાવનારને પકડી લે છે અને તેઓ બન્ને ડૂબે છે. એ ભયથી બીજા લોકો એ તરફ ગયા નહિ, પરંતુ યોગેન્દ્રનાથથી રહી શકાયું નહિ. તેઓ એકલાજ તરતા તરતા એની તરફ ગયા અને તેને પકડીને ઉંચે લાવ્યા. એટલામાં કિનારેથી એક મછવો મોકલવામાં આવ્યો હતો તે ત્યાં પહોંચી ગયો. પેલો માણસ તો બેબાકળો થઈને યોગેન્દ્રનાથના ખભા ઉપર ચઢી કૂદકો મારીને નૌકામાં જતો રહ્યો; પરંતુ યોગેન્દ્રનાથે એના ભાર અને આઘાતથી નદીને તળીએ પહોંચી પ્રાણ ખોયો !

## १६४--एक अंग्रेजनी भाइप्रत्ये लागणी

મિસ્ટર એમ૦ ડબ્લ્યૂ૦ ગેરેટ બંગાળામાં નિશાળોના ઇન્સ્પેકટર હતા. એક દિવસ ઑફિસના હેડકલાર્કે તેમને વિનયપૂર્વક પૂછયું:–" સાહેબ ! આપે હજીસુધી લગ્ન કેમ નથી કર્યું ?" સાહેબે ઉત્તર આપ્યો:–"અમે બે ભાઇ છીએ, મોટા ભાઇને પાંચ છોકરાં છે. વંશની મર્યાદાને છાજે એવું શિક્ષણુ સંતાનોને આપવા યોગ્ય ધન મારા ભાઇ પાસે નથી.હુંજ તેમના શિક્ષણનું ખર્ચ ઉપાડું છું. હવે જો હું લગ્ન કરૂં તો એ સહાયતા બંધ કરવી પડે અથવા ઓછી કરવી પડે અને એમનું શિક્ષણુ બગડે, જેથી અમારા કુળનું ગૌરવ નાશ પામે."



## २६५-ज्ञाननी अगाधता-ट्रिनिटी कॉलेजना एक अध्यापक

ટ્રિનિટી કૅાલેજના એક વિદ્યાર્થીએ પોતાના અધ્યાપકની પાસે જઈને કહ્યું:-"સાહેબ ! મારો વિદ્યાભ્યાસ પૂરો થઈ ગયો છે, માટે હવે હું ઘેર જવાની ઈચ્છા રાખું છું." અધ્યાપકે આ શબ્દોપ્રત્યે પોતાની જરાક વિરક્તિ દર્શાવીને કહ્યું:-"ઠીક છે ! પણ મેં તો હજુ મારા શિક્ષણનો આરંભજ કર્યો છે." એવીજ રીતે સ્કૅાટલૅન્ડનિવાસી સુપ્રસિદ્ધ નવલકથાકાર અને કવિ સર વૉલ્ટર સ્કૅાટે કહ્યું હતું કે:-"આખી જીંદગીસુધી મેં મારા અજ્ઞાનને માટે પશ્ચાત્તાપ કર્યો છે."

ખરો વિદ્વાન તો જ્ઞાનની અગાધતા ઉપર લક્ષ્ય રાખી પોતાની ન્યૂનતા પૂર્ણ કરવા પ્રયત્ન કરે છે અને જે અધુરો ઘડો હોય છે તેજ છલકાય છે.

આપણા દેશમાં પણ કેટલાક ગ્રેજ્યુએટો ડિપ્લોમા પ્રાપ્ત કર્યાથીજ જાણે પોતે વિદ્યાવાચસ્પતિ બની ગયા હોય એમ માને છે અને ભવિષ્યમાં પોતાનું જ્ઞાન વધારવાનો જરાપણ પ્રયાસ કરતા નથી.

## १६६-प्रसंगनो सदुपयोग--बे मित्रो

એક દિવસ નિશાળમાં સાથે ભણેલા સમાનવયના બે મિત્રો સાધારણ નોકરીમાં દાખલ થયા પછી દશ વર્ષે એકબીજાને મળ્યા. એમાંના એકની દશા ઘણી દયાજનક હતી. કપડાં ફાટેલાં હતાં, કુટુંબીઓને એક વખત પણ પેટ ભરીને ભોજન મળી શકતું નહોતું, દેવાની જાળથી ચારે તરફ ફસાયલો હતો અને કીયે વખતે લેણદાર કેદખાનામાં મોકલશે તેની શંકા રહેતી હતી. બીજો મિત્ર પોતાના કુટુંબસહિત આનંદમાં દિવસ વ્યતીત કરતો હતો. કરકસરથી એણે પાંચ પૈસા પણ એકઠા કર્યા હતા. મિત્રની દયા આણીને તેણે એ દુર્દશાગ્રસ્ત પુરુષને થોડીક મદદ પણ આપી. એ વખતે આભાર માનીને પેલા દુર્દશાપ્રાપ્ત મિત્રે કહ્યું:-"ભાઈ ! આપણે બન્નેએ સરખા પગારે નોકરી શરૂ કરી હતી; પરંતુ દશ વર્ષમાં આટલો બધો ફેરફાર કેમ પડી ગયો કે હું ભિક્ષુક બન્યો અને તું દાતા ?" પેલા ઉદ્યોગી મિત્રે ઉત્તર આપ્યો:-"એ ભેદનું કારણ ફક્ત એકજ શબ્દ છે." તારી આગળ જ્યારે આગળ વધવાનો

કોઈ શુભ પ્રસંગ આવ્યો છે, ત્યારે તેં કહ્યું છે કે:–" જાઓ " અને મારી આગળ જ્યારે એવો પ્રસંગ આવ્યો છે, ત્યારે મેં કહ્યું છે " આવો. " મેં મને મળેલાં દરેક પ્રસંગ અને અનુકૂળતાનો સારામાં સારો ઉપયોગ કર્યો છે, તેને લીધેજ હું સુખી છું. "

---

## १६७--उत्तमतानुं कारण

એક દિવસ અકબર બાદશાહે શ્રેષ્ઠ ગવૈયા તાનસેનનાં ભજનકીર્તનથી સંતુષ્ટ થઈને પૂછયું:–" તમે આવું ગાયન ગાતાં કયાંથી શીખ્યા ?" તાનસેને જવાબ આપ્યો:–" ઘણાં વર્ષોસુધી મેં ભારતવર્ષના ઉત્તમોત્તમ ગવૈયાઓ પાસેથી સંગીતશાસ્ત્રનું શિક્ષણ મેળવ્યું; પણ છેવટે સ્વામી હરિદાસજીના ચરણકમળ આગળ ઘણા સમયસુધી બેઠો ત્યારેજ સમજ્યો કે, ભાવ-સંગત ગીત કોને કહે છે ?" અકબર બાદશાહે તાનસેનને કહ્યું:–"તમારે તમારા ગુરુજીનું ગાયન મને સંભળાવવું પડશે. એ આશ્રમમાંથી બહાર નીકળે છે કે નહિ ? જો 'નહિ' તો હું જાતે એમના આશ્રમમાં જઈશ." તાનસેન બાદશાહને સ્વામીજીના આશ્રમમાં લઇ ગયો અને ગુરુના ચરણમાં દંડવત પ્રણામ કરીને બાદશાહને લઈને પાસે બેસી ગયો. પછી પોતાનાથી બની શકે એટલી ઉત્તમ રીતે એક ભજન છોડી દીધું. સ્વામી હરિદાસજી પણ ગુણ ગુણ કરતા એ ભજન ગાવા લાગી ગયા. એ ભજન સાંભળીને બાદશાહ એકદમ મુગ્ધ થઇ ગયો. સ્વામીજીની પાસેથી પાછા આવીને તેણે ફરીથી એ ગાયન ગાઈ સંભળાવવાની તાનસેનને આજ્ઞા કરી. તાનસેને એ ભજન સંભળાવ્યું, પણ બાદશાહને કાંઇ આનંદ ન આવ્યો અને તેણે કહ્યું:-"તાનસેન ! આ ગાયન તેં તારા ગુરુજીની માફક કેમ ન ગાયું ? એમના જેવી મઝા આમાં કેમ ન આવી ? " તાનસેને ઉત્તર આપ્યો કે:–"ગાયન ગાતી વખતે મારા મનમાં એ ભાવ રમી રહ્યો હતો કે, હું દિલ્લીશ્વરને ગાયન સંભળાવી રહ્યો છું; પરંતુ સ્વામીજીને તો ત્રિભુવનેશ્વર પરમાત્માસિવાય બીજા કોઇનું ભાન એ વખતે નહોતું. "

---

## १६८--उद्यम अने नेपोलियन

નેપોલિયન બોનાપાર્ટ કહેતો કે "અસંભવ" શબ્દ તેના શબ્દકોષમાં નથી. જે વખતે તેના અમલદારોએ કહ્યું કેઃ–"મહારાજ ! આવી મોટી તોપો લઈને આલ્પ્સ પર્વત ઉપર ચઢી શકાશે નહિ." ત્યારે એણે જણાવ્યું કેઃ–"ત્યારે તો આલ્પ્સ પર્વત પણ રહેવા પામશે નહિ." તેણે સૈનિકો આગળ વધતા ગયા તેમ તેમ અથાગ પરિશ્રમ કરીને પર્વતમાં રસ્તો કરીને ધીમે ધીમે તોપોને ઉપર ચઢાવવા માંડી. મન અને શરીરનું સઘળું બળ તેણે એજ કાર્યમાં લગાડયું. એવો પણ વખત આવ્યો હતો કે, એની સાથે કામ કરતાં કરતાં થાકી જઈને એના ચારે સેક્રેટરીઓ એકે એકે વિસામો ખાવા ગયા પણ બોનાપાર્ટે એક ક્ષણ પણ પોતાનું કામ છોડયું નહોતું.

## १६९—पति एज दैवत छे--वीन्सबर्गनी स्त्रीओ

વીન્સબર્ગ શહેર ઉપર શત્રુઓએ જ્યારે ઘેરો ઘાલ્યો, ત્યારે ત્યાંની સ્ત્રીઓએ ઘેરો ઘાલનારાઓને પ્રાર્થના કરી કે, અમને અમારી અમૂલ્ય વસ્તુઓ સાથે લઈને બહાર નીકળી જવા દો, જીતનારા શત્રુએ ઉદારતાથી તેમની પ્રાર્થના સ્વીકારી. થોડા સમયમાં જુએ છે તો નગરની સ્ત્રીઓ પોતાના પતિઓને ખભા ઉપર બેસાડીને શહેરના દરવાજા બહાર જોસભેર નીકળી રહી છે. ખરેખર ! પત્નીને માટે સ્વામી કરતાં વિશેષ કિંમતી વસ્તુ બીજી કયી હોય ?



## १७०–फेशन उपर अंकुश–बर्मानी स्रीओनो ठराव

આજકાલ આપણે ત્યાં સ્ત્રીઓમાં ફેશન હદથી વધારે પ્રચલિત થતી જાય છે અને તેને અંગે વગરજરૂરની ચીજોમાં પુષ્કળ ખર્ચ થતું જાય છે, તેમ એક વખતે બર્મામાં બન્યું હતું. સ્ત્રીનું ખર્ચ પરણ્યા પછી પહોંચી નહિ વળાય એ બીકથી બર્માના અનેક યુવકો લગ્ન કરવા પ્રત્યે સખ્ત અણગમો બતાવતા હતા. ત્યાંની સમજુ સ્ત્રીઓ એ ઉપરથી પોતાની પ્રજાનું ભાવી અનિષ્ટ સમજી ગઇ અને તેમણે એક મોટી સભા ભરીને સુશીલા નારીઓએ ધારણ કરવા યોગ્ય વસ્ત્ર તથા અલંકારનું ધોરણ બહુજ વ્યાજબી રીતે નક્કી કર્યું. વળી એ પણ ઠરાવ કર્યો કે અમુક વય પછી સ્ત્રીઓએ ફેશનનો ઠઠારો તદ્દન છોડી દેવો. પરિણામ એ આવ્યું કે, બ્રહ્મદેશના યુવકો મોટી સંખ્યામાં લગ્નનો પવિત્ર સંસ્કાર કરાવવા તૈયાર થયા.

---

## १७१–व्यवस्थानी आवश्यक्ता–फिलाडेल्फियानो एक युवक

ફિલાડેલ્ફિયામાં એક ઘરમાં ત્રણ બહેનો વસતી હતી. એક તરુણ પુરુષ એમાંની એક યુવતીના પ્રેમમાં પડયો. એક દિવસ એ પોતાની પ્રિયતમાને મળવા ગયો તે વખતે ત્રણે બહેનો ઘેર હતી અને એમાંની એકે કહ્યું:– “મને નવાઈ લાગે છે કે આપણી સોય કયાં જતી રહી?’ એ ઉપરથી યુવકે વિચાર કર્યો કે, જે યુવતીની સોય જેવી ચીજ પણ ત્રણ જણી વચ્ચે સહિયારી છે અને તે પણ કયી જગ્યાએ મૂકી છે તેનું ભાન નથી, તે મારે ઘેર આવીને શી વ્યવસ્થા રાખી શકશે? એણે એ દિવસથી એ યુવતી સાથે લગ્ન કરવાનો વિચાર માંડી વાળ્યો અને પોતાની લગ્ન તોડવાની ઇચ્છા સભ્યતા અને વિનયપૂર્વક દર્શાવી દીધી.

ઘરમાં ભાંડુઓની વચ્ચે કોઇ વસ્તુ સહિયારી હોવામાં હીણપત નથી, પણ દરેક વસ્તુને માટે સ્થાન નક્કી કરેલું હોવું જોઇએ. એમ ન હોવાથી ઘરમાં અવ્યવસ્થા ફેલાવા માંડે છે.

---

## १७२–गरीब प्रजाविषे अज्ञानता–एक उमरावजादी

ચૌદમા લુઇના સમયમાં દેશમાં ભયંકર દુકાળ પડયો. એ સમયના ગરીબોની દુર્દશાનું વર્ણન કરતાં કોઇએ રાજદરબારમાં કહ્યું કે, લોકોને ખાવાને રોટલા મળતા નથી. એક ગર્ભશ્રીમંત ઉમરાવજાદી જેણે 'લીલી સૂકી' કદિ જોઇ નહોતી તે બોલી ઉઠી:–"ત્યારે એ લોકો 'કેક' કેમ નથી ખાતા ?"

'કેક' એ એક પ્રકારની કિંમતી મિઠાઇ છે; પણ એ બિચારીને શાની ખબર કે અહીં તો સૂકી રોટલીના પણ સાંસા હતા.

આપણા દેશમાં પણ આ પ્રકારની એક વાત પ્રચલિત છે કે, દુકાળને લીધે નિરાધાર બની જવાથી અનેક માણસો મજુરી તેમજ ભિખથી ગુજરાન કરવા માટે એક શહેરમાં ફરી રહ્યાં હતાં. એમનાં દુર્બલ શરીરો વગેરે જોઇને એક કંદોઇની ભોળી કન્યાએ પોતાના બાપને પૂછયું કે, 'આ લોક આવાં કેમ ?' બાપે કહ્યું કે, "તેઓને ખાવાનું મળતું નથી."આથી તે છોકરી બોલી ઉઠી કે:– "તો પછી ખાજાંની ભૂકરી તેઓ શામાટે ખાતાં નથી ?"

આપણા દેશમાં પણ કેટલાક ધનવાન, અમલદારો તથા રાજાઓનું ગરીબ પ્રજાની સ્થિતિવિષે આવુંજ અજ્ઞાન હોય છે.

---

## १७३–एक रूशियन सेनापतिनो उद्यम

રૂશિયાનો સેનાપતિ સોયારો પોતાના અથાગ ઉદ્યમવડે નોકરો અને હાથનીચેના અમલદારોને ઉત્સાહિત કરતો અને તેમનામાં ઇચ્છાશક્તિની વૃદ્ધિ કરતો. તેને લીધે તેના માણસો અસંભવિત વાતને પણ સંભવિત કરી બતાવતા. 'આવડતું નથી' એવો શબ્દ સાંભળતાંજ 'શીખી લો' એ શબ્દોને એ એવા સ્વરથી અને એવા હાવભાવથી કહેતો કે અમલદારો અને સૈનિકો એ વિષયને પૂરેપૂરો શીખી લેવાનો યત્ન કરતા. અમુક કામ કરી 'શકાતું નથી' એવો શબ્દ સાંભળતાંવારજ એ દૃઢ સ્વરે બોલતો કે 'પ્રયત્ન કરો' ત્યાર પછી કહેતો કે:–"તમે સંપૂર્ણપણે ચિત્ત દઇને કાર્ય કરતા નથી, તેથીજ એ કરી શકતા નથી; માટે હવેથી પુષ્કળ ધ્યાન દઇને કામ કરો, એટલે અવશ્ય તમારૂં કાર્ય પાર પડશે." એ સૈનિકોને કહેતો કે:–"ભગવાનની કૃપા ઉપર વિશ્વાસ રાખીને યુદ્ધક્ષેત્રમાં જાઓ; પણ દારૂગોળાને ભીંજવી

નાખશો નહિ." અર્થાત પૂરેપૂરૂં ધ્યાન આપજો, અસાવધાન રહેશો નહિ. એના મત પ્રમાણે આળસ અને અસાવધાનતા ભક્તિહીનતાનુંજ સૂચન કરે છે અને એને લીધે એવા માણસને માટે ભગવત્કૃપા પ્રાપ્ત કરવી એ અસંભવિતજ છે, કેમકે ઉદ્યોગી પુરુષનેજ ભગવાન મદદ કરે છે.

## १७४—प्रॉफेसर हेन्रीनो एकाग्रचित्ते प्रयत्न

પ્રિન્સટન કૉલેજના રસાયણશાસ્ત્રના પ્રૉફેસર હેન્રી કેટલાક મહિના-સુધી એકજ વિષયની બારીક તપાસ કરવામાં ગુંથાયા હતા. તેમના એક સહકારીઅધ્યાપકે એક દિવસ મશ્કરીમાં તેમને કહ્યું કેઃ—" તમે ગાંડા થઇ જશો. આ પ્રયોગ કરવા સિવાય બીજી કોઇ પણ બાબતમાં તમારૂં ધ્યાનજ નથી. ઘડી બે ઘડી પણ બીજા કોઇ વિષયઉપર તમે વાત કરી શકતા નથી." પ્રૉફેસર હેન્રીએ ઉત્તર આપ્યો કેઃ—" મારા વડવા પેનિનસુલર યુદ્ધમાં સૈનિક હતા. તેમણે મને ઉપદેશ આપ્યો છે કે, જે વખતે જે કામ હાથમાં લો તે વખતે તેના ઉપરજ બધું ધ્યાન આપજો. જ્યારે કોઈ શત્રુના કિલ્લાની દિવાલ તોડીને રસ્તો કરવો હોય છે ત્યારે અમે રાતદિવસ તોપના ગોળાનો વરસાદ એકજ સ્થાને વરસે એવી વ્યવસ્થા કરીએ છીએ, છૂટી છૂટી ગોળીઓ મારીએ તો કાર્ય સફળ થતું નથી.'

## १७५—एक सैनिकनी अमर यशनी शय्या

લાટુર આવર્ન ફ્રાન્સના ગ્રેનેડિયર સૈન્યમાં નોકર હતો. તેને ઘણીવાર ઉંચો હોદ્દો આપવાની માગણી થઇ હતી, પણ તેણે ગ્રેનેડિયર કૅપ્ટન કરતાં ઉંચા દરજ્જાની કદિપણ આશા રાખી નહોતી. એક વખત રજા લઈને એ પોતાના સ્નેહી તથા સંબંધીઓને મળવા સારૂ ગયો હતો, ત્યાંથી એકલા પાછા ફરતાં રસ્તામાં તેને ખબર મળી કે, ઑસ્ટ્રિયાના સૈનિકોની એક ટુકડી ઉતાવળે પગલે એક પહાડીમાર્ગે આવી રહી છે. એ પહાડીમાર્ગમાં એક સ્થળે એક નાનોસરખો કિલ્લો હતો.એ કિલ્લાની પાસે થઇને એક રસ્તો જતો હતો. આવર્ન દોડતો દોડતો સંધ્યાકાળે એ કિલ્લામાં એવી આશાએ પહોંચ્યો કે, હું ત્યાં જઇને ત્યાંના રક્ષકોને સાવધાન કરી દઈશ તથા ફ્રાન્સની

ફોજને ખબર આપવા સારૂ એમનામાંના એક જણને મોકલીશ; પણ ત્યાં જઇ એ જુએ છે તો કિલ્લામાંના બધા રક્ષકો પલાયન કરી ગયા છે.

દુઃખ અને ઘૃણાસહિત આવર્ને એકલે હાથે દુર્ગની રક્ષા કરવાનો સંકલ્પ કર્યો. એ નાના કિલ્લામાં ત્રીસ સૈનિકો સાધારણ રીતે રહેતા હતા. એ લોકોએ અગીઆરા ગણી જતી વખતે પોતપોતાની બંદુકો પણ સાથે ઉપાડી લઇ જવાની તસ્દી લીધી નહોતી. આવર્ન થોડુંક ભોજન કરીને, કિલ્લાના દરવાજા બંધ કરીને, ત્રીસેક બંદુકોને ભરીને કોટ ઉપર ચઢી બેઠો. મધ્યરાત્રે અંધકારમાં યોદ્ધાઓનો પગરવ તેના સાંભળવામાં આવ્યો. ઑસ્ટ્રિયાના સૈનિકો અચાનક દુર્ગ ઉપર હુમલો કરવાની ધારણાથી અત્યારસુધી પહાડના ઓથે અંધારામાં છુપાઇ બેઠા હતા. બંદુક મૂકવાના બાકામાંથી એ લોકોને આવતા જોઇને આવર્ને ઝટપટ પાંચ છ બંદુકવડે ગોળીબાર કરવા શરૂ કર્યા. ચારપાંચ ઑસ્ટ્રિયન સૈનિકો ઘાયલ થયા.તેમણે જાણ્યું કે,કિલ્લાના રક્ષકો જાગૃત છે, માટે અહીંઆં આપણું કાંઇ વળે એમ નથી. એમ ધારીને એમના સેનાપતિએ દુર્ગ ઉપર આક્રમણ કરવાનો સંકલ્પ છોડી દીધો. પ્રાતઃકાળે તેઓ એક તોપ ખેંચી લાવ્યા; પરંતુ પર્વતનો રસ્તો એવો વાંકો હતો કે બંદુકના એ બાકાની સામે તોપને ગોઠવ્યાવગર છૂટકો નહોતો. આવર્ને ઉપરાઉપરી બંદુકો ભરીને ગોળીબાર કરવા માંડયા. એ વખતે બ્રિસલોડ બંદુક અથવા ગોળીઓની વ્યવસ્થા નહોતી, એટલે ઑસ્ટ્રિયનો સમજી ગયા કે ઘણી મોટી સંખ્યામાં સૈનિકો દુર્ગનું રક્ષણ કરી રહ્યા છે. તોપનું મોં ફેરવીને બરોબર ગોઠવવાનો તથા એક પણ વાર તોપને છોડવાનો અવકાશ આવર્ને દુશ્મનોને દીધો નહિ. નાહક અનેક ઑસ્ટ્રિયન સિપાઈઓ તેને હાથે માર્યા ગયા. આખરે સેનાપતિએ પાયદળ લશ્કરને દુર્ગ ઉપર ચઢાઇ કરવાનો હુકમ આપ્યો. ત્રણવાર પ્રયત્ન કર્યો પણ ત્રણ જણાથી વધારે માણસો એકસાથે ઉભા રહે એટલો માર્ગ નહિ હોવાથી તેઓ દુર્ગને જીતી શકયા નહિ. ઘણા ઑસ્ટ્રિયન સૈનિકો ઘાયલ થયા. આવર્નનો દારૂગોળો ખૂટી ગયો. તેણે સમય અને છેટાપણાનો હિસાબ ગણીને જોયું કે, નાસી ગયેલા દુર્ગરક્ષકો પાસેથી આટલી વારમાં ફ્રાન્સના સૈન્યને ખબર પહોંચી ગઇ હશે અને તેઓ આ તરફ આવતા હશે; માટે આ પહાડીમાર્ગનો કબજો ઑસ્ટ્રિયનો હવે મેળવશે તોપણ ફ્રાન્સને કાંઈ નુકસાન પહોંચવાનું નથી. સંધ્યાકાળે ઑસ્ટ્રિ-

યનસેનાપતિએ દુર્ગ સોંપી દેવાની બૂમ પાડી ત્યારે આવર્ને કહ્યું કે, દુર્ગ-વાસીઓને ફ્રાન્સના વાવટા તથા હથિયારસહિત પોતાની ફોજને જઇ મળવાની રજા આપો તો હું તમને આવતી કાલે સવારે આ કિલ્લો સોંપી દઈશ. બીજે દિવસે વાયદા પ્રમાણે એ પહાડીમાર્ગમાં દુર્ગની સામે ઑસ્ટ્રિયન સૈન્ય આવીને ઉભું રહ્યું. તેમની વચમાં થઇને એકે એકે માણસો જાય એટલોજ જવાનો માર્ગ રાખેલો હતો. થોડીવારમાં કિલ્લાનો દરવાજો ઉઘડયો અને તેમાંથી કેવલ એકજ ફ્રેન્ચ યોદ્ધો પુષ્કળ બંદુકોના ભારથી લદાયલો, હાથમાં સ્વદેશનો વાવટો ફરકાવતો બહાર નીકળ્યો. એ સૈનિક તે આવર્નજ હતો.ઑસ્ટ્રિયાના સેનાપતિએ તેને પૂછયું:-“બીજા સિપાઈઓ પાછળ આવે છે નો?” આવર્ને કહ્યું:-“હુંજ દુર્ગનો અધ્યક્ષ છું તથા હુંજ આખી સેના છું, જેમાં ગણો તેમાં હુંજ છું.” આ સાંભળીને શત્રુઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.તેણે આવર્નને એક પ્રશંસાપત્ર લખી આપ્યું અને પોતાના સૈનિકોને કહ્યું કેઃ-“ધન્ય છે એ દેશને કે જ્યાંના લોકો દેશના ગૌરવની ખાતર આવું અદ્‌ભુત કાર્ય કરવાની હામ ભીડે છે. તમે પણ એમના જેવાજ થાઓ.” ઑસ્ટ્રિયાના સેનાપતિએ બધી બંદુકો એક મજુરને માથે ચઢાવી આવર્નની સાથે મોકલી આપી.

બાદશાહ નેપોલિયને આ બનાવનું વર્ણન સાંભળીને ઉંચો અધિકાર લેવાની ઈચ્છા નહિ ધરાવનારા આવર્નને “ફ્રાન્સ દેશનો સૌથી મોટો ગ્રેનેડિયર” એ ઉપાધિ આપી હતી અને ઈ૦ સ૦ ૧૮૦૦માં આવર્નનું મૃત્યુ રણક્ષેત્રમાં થયું ત્યારે હુકમ આપ્યો હતો કે, ગ્રેનેડિયરોના પત્રમાંથી તેનું નામ છેકી નાખવામાં ન આવે. દરરોજ રાત્રે એ ફોજના સિપાઇઓની હાજરી લેતી વખતે પ્રથમ આવર્નનું નામ પોકારતો અને એક સૈનિક નિયમિત રૂપે બોલતો કેઃ-“તે રણક્ષેત્રમાં અનંત યશની શય્યામાં સૂતો છે.” આ પ્રમાણે આવર્નના અસાધારણ સાહસનું સ્મરણ જાગૃત રાખીને નેપોલિયને પોતાની ગ્રેનેડિયર સેનાને અતુલનીય પરાક્રમી બનાવી હતી.

## १७६—एक लोकनायक डोरन फॉर्ड

સ્કૉટલૅંડના દરિયામાં એક દિવસ તોફાન આવ્યું. તોફાનના જોરથી એક નાનું વહાણ સમુદ્રતટની પાસેના પહાડ સાથે અથડાઈને તૂટી જવાની તૈયારીમાં હતું. કિનારા ઉપર અનેક માછીમારો ઉભા હતા અને તેઓ બધા જાણતા હતા કે, વહાણમાં બેઠેલા મુસાફરો જોતજોતામાં ડુબીને મરી જશે. પરંતુ આ તોફાની મોજાંઓમાં મછવો નાખીને મુસાફરોને બચાવવાનો પ્રયત્ન કરવાનું સાહસ કોઇનાથી પણ થયું નહિ.

કર્નલ ડોરન ફૉર્ડ એ વખતે હવાફેર કરવા સારૂ રજા લઇને એ ગામમાં જઈ વસ્યા હતા. તેમણે અચાનક આ બનાવ જોયો. જોતાંવારજ બૂટ તથા કોટ અને ટોપી ઉતારી દઇને એક મછવો દરિયામાં ઝુકાવ્યો અને તેને હંકારવાનો યત્ન કરવા લાગ્યા. પોતાને નૌકા ચલાવતાં બરાબર આવડતું નહોતું એટલે જોરથી ચીસ પાડીને કહ્યું:—"કોઇને આવવું હોય તો આવો;નહિ તો હું એકલોજ પેલી નૌકામાંના માણસોને બચાવવાનો પ્રયત્ન કરીશ." એમનું સાહસ જોઈને કિનારા ઉપર ઉભેલા નૌકાશાસ્ત્રમાં પ્રવીણ માછીમારોને પણ શૂર ચઢયું. તેઓ પણ મછવાઓ લઇને એમની પાછળ ગયા અને સંકટમાં પડેલા મુસાફરોને બચાવી લાવ્યા. આ પ્રમાણે એક લોકનાયકની શકિતને લીધે ઘણાઓના પ્રાણ બચ્યા હતા.

---

## १७७—उन्नातिनी कुंची—जॉन हंटर

જૉન હંટર વિલાયતનો એક વિખ્યાત દાકતર થઈ ગયો છે. શસ્ત્રવિદ્યામાં એ ખાસ નિપુણ હતો. તેણે શારીરવિદ્યામાં ઘણી શોધો પણ કરી છે. એક દિવસ કોઈએ એને પૂછયું:—" કયા ઉપાયોથી તમે આટલી બધી ઉન્નતિ પ્રાપ્ત કરવાને સમર્થ થયા છો?" દાક્તર હંટરે ઉત્તર આપ્યો:—"મારો નિયમ એવો છે કે, કોઇ પણ કાર્યનો આરંભ કરતાં પહેલાં હું પુષ્કળ વિચાર કરી જોઉં છું કે આ કાર્ય કરવાનું સારૂં ગણું છે કે નહિ ? જો એ કાર્ય અસાધ્ય હોય તો હું એને માટે પ્રયત્ન કરતો નથી અને જો મારાથી બની શકે એવું હોય છે તો પૂરેપૂરો યત્ન કરીને એ કાર્ય પાર ઉતારૂં છું.કોઇ પણ કામ હાથમાં લીધા પછી ગમે તેટલાં વિઘ્નો નડે તોપણ હું એને છોડતો નથી. આ નિયમને લીધેજ હું આટલો બધો સફળ થયો છું."

---

## १७८--हेल विडियसनी सत्यनिष्ठा

રોમનગરની રાજસભામાં હેલ વિડિયસ નામનો એક સત્યનિષ્ઠ અને ન્યાયપરાયણ સભાસદ હતો. એક દિવસ રોમના બાદશાહ વેસ્પેસિયને અમાત્યસભાદ્વારા કોઇ એક અન્યાયી કાયદો પ્રચલિત કરવાના ઈરાદાથી હેલ વિડિયસને એ સભામાં હાજરી આપતાં રોકયો અને એમ છતાં પણ એ સભામાં ગયા વગર રહેશે નહિ, એમ ધારીને બાદશાહે લખી મોકલ્યું કે, જો તમે એ સભામાં મારા પ્રસ્તાવનો વિરોધ કરશો તો નિશ્ચય તમારો શિરચ્છેદ થશે. હેલ વિડિયસ ખરેખરો સાહસી અને સત્યનિષ્ઠ પુરુષ હતો એટલે તેણે રાજાને નમ્રતાપૂર્વક લખી મોકલ્યું કેઃ–" મહારાજાધિરાજ ! મેં આપને કયે દિવસે કહ્યું હતું કે હું અમર છું ? દેવતાઓપ્રત્યે અને સ્વદેશપ્રત્યે કર્તવ્ય-પાલન કરવા જતાં આપના પ્રસ્તાવનું ખંડન કરવાનો પ્રસંગ આવશે તો આપ કદિપણ એવો વિચાર મનમાં આણશો નહિ કે, હું આપના ક્રોધના ભયથી એવું કરતાં અચકાઇશ; અને મારા એ સત્ય આચરણનો બદલો લેવા સારૂ જો આપ મારો શિરચ્છેદ કરશો તો ભવિષ્યની પ્રજા આપણા બન્નેના કાર્યનો ફેંસલો આપશે."

કેવું અપૂર્વ સાહસ ! કેવી અદ્‌ભુત ન્યાયપરાયણતા ! આપણા ધારા-સભાના સભાસદો પણ આવાજ સ્વભાવના હોય તો દેશનું દુઃખ જલદી ઓછું થઈ જાય.

## १७९--एक विद्यार्थीनुं नियमितपणुं

ફ્રુયર નામનો એક વિદ્યાર્થી નિયમિતપણામાટે નિશાળમાં ઘણો પ્રસિદ્ધ હતો. એક દિવસ નિશાળમાં ઉપાસના કરતી વખતે બધા વિદ્યાર્થીઓ એકઠા થયા પણ ફ્રુયર ત્યાં નહોતો.મહેતાજીએ ઉપાસના તરત ન કરતાં તેની થોડીવાર રાહ જોઈ, એટલામાં તો એ વિદ્યાર્થી આવીને પોતાની જગ્યાએ બેસી ગયો. એના મહેતાજીએ કહ્યું:–'ફ્રુયર! તને તારી જગ્યા ઉપર નહિ દેખ્યાથી હું એમ સમજ્યો હતો કે, ઘડીઆળ ઉતાવળું ચાલી રહ્યું છે." ખરેખર ! એ દિવસે નિશાળનું ઘડીઆળ થોડીક મિનિટ આગળજ ચાલી રહ્યું હતું.

## १८०--दयावृत्ति--अमेरिकानो प्रमुख

અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ એક વખતે પોતાની રાજસભામાં જઈ રહ્યા હતા, એવામાં એમણે રસ્તામાં એક સુવરને કાદવમાં દટાઈ ગયેલું દીઠું. એ સુવર કીચડમાંથી બહાર નીકળવાને સારૂ ઘણાં ફાંફાં મારી રહ્યું હતું; પણ જેમ જેમ તે બહાર નીકળવાને કોશીશ કરતું તેમ તેમ તે કીચડમાં વધારે ફસાતું જતું હતું. તેની આ દયાજનક સ્થિતિ જોઇને પ્રેસિડેન્ટથી રહેવાયું નહિ. એ પોતાના રાજદરબારી પોશાકસહિતજ કીચડમાં કૂદી પડયા અને સુવરને બહાર ખેંચી કાઢયું. ત્યારપછી પોતે ખરડાયલે કપડેજ રાજસભામાં ગયા. પોતાના પ્રમુખ–અમેરિકાના એક પ્રકારના બાદશાહની આવી સ્થિતિ જોઇને બીજા સભાસદોને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તેમણે પ્રમુખને એ બાબતનો ખુલાસો પૂછયો ત્યારે તેમણે બધો વૃત્તાંત માંડીને કહી સંભળાવ્યો. સભાસદો ઘણા ખુશ થયા અને પ્રમુખની પુષ્કળ પ્રશંસા કરવા લાગ્યા. કેટલાક તો કહેવા લાગ્યા કે, "અમારાં રાજ્યના અધ્યક્ષ દુઃખી સુવરના ઉપર પણ આટલી બધી દયા આણે છે, તોપછી એમના રાજ્યના અમલમાં રૈયતના સુખનું તો પૂછવાનુંજ શું હોય?" પ્રમુખે કહ્યું:–"તમે મારાં જૂઠાં વખાણ કરો છો. મેં સુવરના ઉપર દયા નથી આણી; પરંતુ એને કીચડમાં બહુ ખરાબ રીતે ફસાયલું જોઈને મને દુઃખ ઉપજ્યું હતું. મારા એ દુઃખને મેં મટાડયું છે. એમાં મેં સુવરની સાથે ભલાઇ નથી કરી પણ મારા પંડની સાથે ભલાઇ કરી છે; કેમકે એને બહાર ખેંચી કાઢતાંવારજ મારૂં દુઃખ જતું રહ્યું છે."

પ્રાણીમાત્રના દુઃખને પોતાનું ગણવું એનું નામજ મહાત્માપણું, ખરી સહાનુભૂતિ–સમવેદના–સમભાવ છે, એજ ખરો ધર્મ છે. એને પાળનારાને ધન્ય છે.

---

## १८१--खरी स्वदेशभक्ति—स्वतंत्रतानी चा

અમેરિકા દેશને એક વખતે ઇંગ્લેંડ સાથે મોટો વિગ્રહ થયો હતો. એ વિગ્રહને અમેરિકાવાસીઓની સ્વતંત્રતાનું યુદ્ધ કહ્યું છે. એ યુદ્ધનું કારણ એવું હતું કે, અમેરિકા ઇંગ્લેંડને પૈસાની મદદ કરતું હતું અને વેરાઓ ભરતું

હતું; પરંતુ દેશના વહીવટમાં તેનો જરાયે હાથ નહોતો. આ બાબત ઉપર તેમને ઇંગ્લેંડવાસીઓ સાથે મતભેદ ઉભો થયો. આ પ્રસંગે અમેરિકાની સ્ત્રીઓએ ત્યાંના પુરુષોને ઉત્સાહ તથા દરેક પ્રકારની મદદ આપવામાં પાછી પાની કરી નહોતી. તેમણે ઇંગ્લેંડમાં બનેલો કોઇ પણ માલ પોતાના દેશમાં આવવા દેવાનું બંધ કર્યું. બધા ઉદ્યોગો પોતાના હાથમાં લીધા. ચાનું તેમને ભારે વ્યસન હતું અને તે વિલાયતથી ત્યાં જતી હતી; પરંતુ પોતાનો ટેક રાખવા અને સ્વદેશનું ગૌરવ વધારવા તથા તેને સ્વતંત્ર કરવા ખાતર તેમણે ચાને બદલે ગમે તેવાં પાંદડાંને ઉકાળીને પીવા માંડયાં અને એનું નામ 'સ્વતંત્રતાની ચા' પાડયું.

ધન્ય છે એ અમેરિકન સ્ત્રીઓના સ્વદેશપ્રેમ અને આત્મસંયમને! આપણા દેશમાં તો દેશહિતને ખાતર હજી ભણેલીગણેલી સ્ત્રીઓને ખાદીનાં કપડાં પહેરવામાં પણ શરમ તથા બોજો લાગે છે. પરદેશમાં નાણાં જવાથી દેશનું ભલે ગમે તેટલું સત્યાનાશ જાય તેની તેમને પરવા નથી! આવાં માણસોના પ્રતાપેજ આખરે બોલ્શેવિઝમ જાગીને એવાં જેંટલમેનોના બધા વૈભવો ખુંચવી લેવામાં આવે છે.

## ૧૮૨—સત્યપરાયણ મનુષ્યનું બળ શેમાં?

યૂરોપમાં સ્ટીવન નામના એક ધાર્મિક પુરુષ થઇ ગયા છે. તે અતિ ઉદાર, નિર્ભય, ન્યાયપરાયણ અને સત્યનિષ્ઠ હતા. તેમના મિત્રોએ એક વખત તેમને પૂછયુંઃ—"ધર્મદ્રોહી પુરુષો તમારા ઉપર હુમલો કરે તો તમે શું કરો?" તેમણે ઉત્તર આપ્યોઃ—"હું મજબૂત કિલ્લાની અંદર સુરક્ષિતપણે બેસી રહીશ." આ વાત તેમના શત્રુઓના કાને કોઈક પ્રકારે પહોંચી ગઇ. એક દિવસ તેમને એકલા જતા જોઇને શત્રુઓએ ખરેખાત તેમને ઘેરી લીધા અને પૂછયું:—"બતાવો, ગુરુજી હવે તમારો કિલ્લો કયાં છે?" તેમણે પોતાની છાતી ઉપર હાથ ઠોકીને કહ્યુંઃ—"આ મારો કિલ્લો, એના ઉપર કોઇ પણ માણસ કદિએ હુમલો કરી શકશે નહિ. તમે મારા ક્ષણભંગુર શરીરને કાપી નાખી શકશો; પરંતુ ઇશ્વરના પ્રભાવથી ઝળકી રહેલા આત્માને સ્પર્શ પણ કરી શકશો નહિ. તમારાં હથિયારો જોઇને હું જરા પણ બીતો નથી. મારા એ વિશ્વાસરૂપી અભેદ્ય દુર્ગમાં જયાંસુધી હું સુરક્ષિત છું ત્યાંસુધી તમે મને

શું કરી શકવાના છો ?" આવી નિર્ભયતા, તેજસ્વિતા અને ધાર્મિકતા જોઇને શત્રુઓ પણ વિસ્મયચકિત થઇને ચાલ્યા ગયા. આ મહાત્માનું મૃત્યુ ઇ૦ સ૦ ૧૦૫૮ માં થયું.

સદ્ભાગ્ય અને ગૌરવની વાત છે કે,આપણા દેશમાં પણ મહાત્મા ગાંધીની આગેવાની નીચે અનેક બંધુઓ આવા ઉચ્ચપ્રકારના સત્યાગ્રહનો ભાવ બતાવવા લાગ્યા છે.

## १८३–एक अंग्रेज कॅप्टननी कर्तव्यपरायणता

વિલાયતના સમુદ્રમાં એક વખત એક આગબોટનું તળીઉં ફાટી જવાથી આગબોટ ડૂબી જવાનો પ્રસંગ આવ્યો. એ પ્રસંગે એ આગબોટના કપ્તાને સભ્યતાના નિયમ મુજબ પહેલાં સ્ત્રીઓ અને બાળકોને અને પછીથી કેટલાક પુરુષમુસાફરોને ખલાસીની સાથે મછવામાં બેસાડીને કિનારે મોકલવાની વ્યવસ્થા કરી. ત્યારપછી બાકી રહેલા ખલાસીઓને એક એક જીંદગી બચાવવાને પટો પહેરાવીને કહ્યું કે,તમે આને આધારે તરીને કિનારે પહોંચો. કૅપ્ટન જાતે પણ એવો એક પટો પહેરીને આગબોટમાંથી દરિયામાં કૂદકો મારવાની તૈયારીમાં હતો, એવામાં એકાએક તેની નજર આગબોટમાંના એક છોકરા ઉપર પડી. તેણે વિસ્મય પામીને એ બાળકને પૂછયું:–"તું કોણ છે? આટલી વાર સુધી મછવામાં બેસીને કિનારે કેમ ન ગયો ?" બાળકે કહ્યું:–"મારૂં ગજું ભાડું આપવાનું નહોતું, એટલે હું છાનોમાનો આગબોટમાં ચઢી બેઠો હતો અને રખેને પકડાઈ જઈશ એ બીકથી આટલી વારસુધી એક ખૂણામાં લપાઇને બેઠો હતો." કૅપ્ટને મનમાં વિચાર કર્યો:–"અત્યારે મારી પાસે એકજ જીંદગી બચાવવાનો પટો છે. આને બચાવવા જાઉં છું તો મારા જાન જાય છે. મારાં છોકરાં નાનાં બાળ છે; મારી ગેરહાજરીમાં એમની ઘણી દુર્દશા થવાનો સંભવ છે; પરંતુ કૅપ્ટનતરીકે આ વહાણ ઉપરના દરેકે દરેક જીવને બનતાપ્રયત્ને બચાવવાની મારી ફરજ છે; માટે બૈરાંછોકરાંની ચિંતા ઇશ્વરના હાથમાં સોંપીને કર્તવ્ય બજાવવું એજ મારી ફરજ છે. કૅપ્ટને તરતજ પોતાની કમરેથી પટો ઉતારીને એ બાળકને પહેરાવ્યો અને તેને તરવા સારૂ જળમાં ઉતાર્યો. એ પછી એ કર્તવ્યનિષ્ઠ કૅપ્ટન આગબોટસહિત થોડીકજવારમાં જળમગ્ન થઇ ડુબી મર્યો.

બડી બડી બાતાં કરી પોતાને બડેખાં માનનારાઓથી નહિ પણ આવી અસામાન્ય કર્તવ્યનિષ્ઠાવાળાઓથીજ કોઇ પણ દેશ કે પ્રજાની ખરી ઉન્નતિ થાય છે.

# १८४–एक सैनिकनी निष्काम सेवा

માર્સ્ટન મૂરના યુદ્ધમાં સેનાધ્યક્ષ સિડ્ની ઘાયલ થઇને ધરણી ઉપર ઢળી પડયો, ત્યારે એક ઘોડેસ્વાર સિપાઇએ પાસે આવીને તેના ઉપર હુમલો કરનાર શત્રુઓને લઢીને નસાડી મૂકયા અને પોતાના સેનાધ્યક્ષને ઘોડા ઉપર બેસાડી પાછળના એક નિર્ભય સ્થાનમાં લઈ ગયો. સિડ્નીએ અતિ પ્રસન્ન થઇ કૃતજ્ઞતાપૂર્વક એ સૈનિકને પૂછયું, "તમારૂં નામ શું?" એ સાહસિક સૈનિકે નમ્રતાપૂર્વક જવાબ આપ્યો:–"માફ કરો, સાહેબ! મેં ઇનામ કે બદલા સારૂ આ કામ કર્યું નથી." નામ જણાવ્યાવગરજ એ પાછો ફર્યો. અનેક તપાસ કર્યા છતાં પણ સિડ્નીને પોતાના ઉપર ઉપકાર કરનાર–પ્રાણદાતાનો–પત્તો મળી શકયો નહિ.

# १८५–कर्तव्यनिमग्नता

ક્રિમિયાના યુદ્ધમાં જ્યારે રૂશિયા એકલે હાથે તુર્કસ્તાન, ઇંગ્લેંડ, ફ્રાન્સ અને સાર્ડિનિયાની સાથે યુદ્ધ કરી રહ્યું હતું તે અરસામાં એક દિવસ ઘેરો ઘલાયલા સેબાસ્ટિનોપલના કિલ્લામાંથી રૂશિયાના બાદશાહ નિકોલસ પાસે એક અગત્યના સમાચાર મોકલવાની જરૂર પડી. રૂશિયાના સેનાપતિએ એક કુલિન રૂશિયન કૅપ્ટનના હાથમાં મહોરવાળો એક પત્ર આપીને કહ્યું:– "આ પત્ર બાદશાહને હાથોહાથ આપજો. રાતદિવસ કૂચ કરજો, જરા પણ થોભ્યા વગર ત્યાં પહોંચજો."

એ વખતે રસ્તામાં દર દશ માઇલે ઘોડા બદલવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. જેટલી ઝડપથી ઘોડા દોડાવી શકાય તેટલી ઝડપથી દોડાવીને એ અમલદાર એક ગાડીમાં બેસીને બાદશાહની પાસે જવા નીકળ્યો. ઘોડાના ટપ્પા બદલવાનો વખત આવે ત્યારે નછૂટકે બેએક મિનિટ એને ખોટી થવું પડતું; પણ ગાડીવાન જ્યાં કહે તો કે સાહેબ! ગાડી તૈયાર છે, એટલે તરતજ હુકમ

આપતો કે જલ્દી દોડાવ. આ પ્રમાણે કેટલાએ રાતદિવસ મુસાફરી કરીને એ અમલદાર સેન્ટપિટર્સબર્ગના મહેલમાં પહોંચ્યો અને બાદશાહના હાથમાં પત્ર આપ્યો. ત્યારપછી થાકને લીધે એનું મગજ ઠેકાણે રહ્યું નહિ. બાદશાહના દેખતાંજ એ એક ખુરસી ઉપર બેસી ગયો અને બેસતાંવારજ તેને મૂર્છા કે નિદ્રા આવી ગઇ. પત્ર વાંચી રહ્યા પછી બાદશાહે જોયું કે અમલદાર તો ખુરસી ઉપર આંખ મીંચીને પડયો છે.એને ઘણો ઢંઢોળ્યો, બૂમો પાડી, પણ જાગ્યો નહિ. બીજા બધાએ ધાર્યું કે એ મરી ગયો છે; પરંતુ બાદશાહે નાડી તપાસી જોઈ તથા છાતી ઉપર હાથ મૂકી જોયું તો જણાયું કે એ મરી ગયો નથી પણ ઘોર નિદ્રામાં પડયો છે. ત્યારપછી તેણે એ અમલદારના કાન આગળ મોં લઈ જઇને કહ્યું:-"સાહેબ ! ગાડી તૈયાર છે." એ શબ્દ કાને પડતાંજ એ અમલદાર છાતી આગળના જે ગજવામાં બાદશાહનો કાગળ પહેલાં મૂકયો હતો, તે ગજવાને ખૂબ સંભાળીને તથા દાબી જોઈને, ટટાર બેઠો થયો અને કહેવા લાગ્યો "ખૂબ જોરથી ગાડી હાંકો." પરંતુ થોડીવારમાં જુએ છે તો સામે ગાડી પણ નથી, અને કોચમેન પણ નથી અને રાજમહેલમાં હસતે ચહેરે સામે ઉભેલા બાદશાહની સામે ખુરસી ઉપર પોતે બેઠો છે. ત્યારે એ એકદમ શરમાઇ જઇને ઉભો થયો. બાદશાહે એ કૅપ્ટનનો હાથ પકડીને ઘણા માનપૂર્વક કહ્યું:-" જન્મભૂમિ અને બાદશાહના કામમાટે ખંત અને કર્તવ્યમાં દૃઢતા એ બે ગુણો રૂશિયાના અમલદારોના શરીરમાં જ્યાંસુધી આટલી બધી દૃઢતાપૂર્વક રહેશે ત્યાંસુધી રૂશિયાનું ગૌરવ કદિ પણ ઝાંખુ પડશે નહિ."

## ૧૮૬--સર વિલિયમ નેપિયરનું વચનપાલન

એક દિવસ ઈતિહાસલેખક સર વિલિયમ નેપિયર પોતાના ઘરથી ઘણે દૂર ફરવા ગયા હતા, ત્યાં એમણે જોયું કે એક છોકરી રસ્તાની એક બાજુએ બેઠી બેઠી રોઇ રહી હતી.રોવાનું કારણ પૂછતાં છોકરીએ જવાબ આપ્યો:-"મારા હાથમાંથી માટીનો ઘડો પડી જઇને ભાંગી ગયો છે. અમે ઘણાં ગરીબ છીએ; મા ગુસ્સે થઈને મને મારશે. આપને ઘડો સાંધતાં આવડે છે ?" સર વિલિયમે કહ્યું:-"ઘડો સાંધતાં તો આવડતું નથી, પણ નવો ઘડો ખરીદી આણવા જેટલા પૈસા હું તને આપી શકીશ." તેમણે ગજવામાં હાથ ઘાલ્યો તો એમાં

પૈસાટકા કાંઇ ન મળ્યા. એટલે તેમણે કહ્યું:–"આજ હું સાથે પૈસા લાવવાનું ભૂલી ગયો છું. કાલે બરાબર આજ વખતે અહીંઆં આવજે હું તને પૈસા આપીશ. તારી માને આ વાત કહીશ એટલે એ તને મારશે નહિ." બીજે દિવસે સર વિલિયમ નેપિયરને એમના એક જરૂરના મિત્રનો પત્ર મળ્યો કે, હું લાંબા પ્રવાસે જાઉં છું અને તમે પાસેના સ્ટેશને મને જરૂર મળજો. સર વિલિયમે પેલી છોકરીને જે વખત આપ્યો હતો તેજ વખત સ્ટેશન ઉપર મિત્રને મળવા જવાનો હતો. એ મોટી વિટંબણામાં આવી પડયા. હવે શું કરવું ? બહુ વિચાર કર્યા પછી સર વિલિયમ એ બાલિકાને ઘડો આણવાના પૈસા આપવા ગયા અને મિત્રની પાસે કાગળ સાથે નોકરને મોકલ્યો.

ઘણાઓ આવે પ્રસંગે એ બિચારી છોકરીને ભૂલી જાત અથવા તો એની પાસે નોકરને મોકલીને મિત્રનું મન પોતે મનાવત;પણ સર વિલિયમે તો એવું વિચાર્યું કે, વખતસર હું જાતેજ એ છોકરીની પાસે નહિ જાઉં તો એના મનમાં એવું આવશે કે મેં મારૂં વચન પાળ્યું નહિ.

## १८७—कपटीनो उद्धार—गदाधर भट्ट

પરમ ભકત ગદાધર ભટ્ટ બંગાળાના એક પ્રખ્યાત પુરાણી હતા. એમની પાસે ભાગવતની કથા સાંભળવા સારૂ ઘણા લોકો આવતા. એમની કથાવાણી એવી અસરકારક હતી કે કથા સાંભળતાં સાંભળતાં બધાની આંખમાંથી આંસુ નીકળવા માંડતાં. એક ભકિતહીન મહંત પણ એક દિવસ કથામાં ગયો. ભટ્ટજીએ એને પ્રેમપૂર્વક પોતાની પાસે બેસાડયો; પણ એનું મન એવું કઠણ હતું કે ભટ્ટજીની કથા સાંભળીને બધા શ્રોતાઓની આંખોમાં પાણી આવી ગયાં અને કેટલાક તો રોવા લાગ્યા; પણ એનાં નેત્રોમાં પાણીનું ટીપું સરખું આવ્યું નહિ. આખરે એણે પોતાના ખેસને છેડે બાંધેલાં મરચાંનો ભૂકો આંખે લગાડીને પાણી કાઢયું.

એ વાત પાછળથી ભટ્ટજીને કાને પહોંચી ત્યારે એમણે એ મહંતની પ્રશંસા કરીને કહ્યું કે, હું એક દિવસ એને મળવા સારૂ એના મઠમાં જઇશ. એક દિવસ એ પ્રમાણે મહંતની પાસે જઇને ભટ્ટજી કહેવા લાગ્યા:–"આપને ધન્ય છે ! આપની ભગવાન ઉપર પ્રીતિ છે ત્યારેજ આપ કથા શ્રવણ કરવા પધાર્યા હતા.પ્રેમાશ્રુ વરસાવવાં જોઇએ એ પણ આપ જાણો છો. પૂર્વ-

જન્મના કોઈ કર્મના ફળરૂપે પ્રેમાશ્રુ વર્ષતાં વાર લાગી એટલે આપે ચક્ષુ ઉપર ક્રોધ કરીને એને સજા કરવાનો પણ પ્રયત્ન કર્યો."

સરળ મનના ભકત ગદાધર ભટ્ટને કોઇના પણ ઉપર તિરસ્કાર આવતો નહિ. મહંતની કપટતામાં પણ એક સારી વસ્તુપ્રત્યે સૂક્ષ્મભાવે આકર્ષણ રહ્યું હતું તેના ઉપર ધ્યાન આપીને તથા દોષ તરફ દુર્લક્ષ્ય કરીને એમણે મહંતનું ભલું કરવાનોજ પ્રયત્ન કર્યો. શ્રી ભગવાનની પેઠે ભકત પણ થોડામાંજ સંતોષ પામે છે:

મહાત્મા ગદાધર ભટ્ટના સ્વભાવથી મુગ્ધ થઇને અને પોતાના અપરાધનો પણ એમણે સારો અર્થ કર્યો તેથી શરમાઇ જઇને મહંતનું હૃદય પીગળી ગયું અને એ ઉંચે સાદે રૂદન કરતો કરતો મહાત્માના ચરણમાં પડયો. એ દિવસથી એનો સ્વભાવ બદલાઈ ગયો અને એ સાચો ઇશ્વરભકત બન્યો.

# १८८—एक दिवाननी कृतज्ञता अने विश्वासपात्रता

જયપ્રકાશલાલ એક ઘણા ગરીબ માણસના પુત્ર હતા. ગયાની કચેરીના એક દયાળુ કારકુનને ઘેર રહીને એ વિદ્યાભ્યાસ કરતા. ભણવામાં એમનું વધારે ધ્યાન અને ખંત જોઇને એ કારકુન એમને એ વખતના ભોજન ઉપરાંત એક પૈસો ચવાણું ખાવા સારૂ પણ આપતા. એ વખતે ગયાની નિશાળમાં ગૉડ ફ્રે નામના એક શિક્ષક પણ તેમના વિદ્યા ઉપરના શોખને લીધે તેમને ઘણું ચાહતા અને એમનાપર ખાસ કાળજી ધરાવતા.

નિશાળ છોડયા પછી નોકરી સારૂ જયપ્રકાશ ડુમરાવનરાજ્યમાં ગયા અને રાજકુમારને હિંદી ભણાવવાના કામ ઉપર ૨૫) રૂપીઆના પગારથી નિમાયા. થોડાક મહિના પછી જયપ્રકાશે મહારાજાને કહ્યું:—"કુમાર કાંઈ પણ ભણતા નથી, એટલે મારા પગારનો આપને નાહક ખર્ચ કરવો પડે છે. એવો પગાર લેવો એ મારે માટે વ્યાજબી નથી; પરંતુ મારી પાસે ગુજરાનનાં બીજાં સાધન પણ નથી; માટે કૃપા કરીને મને બીજું કોઈ કામ સોંપો." મહારાજા એથી ઘણા પ્રસન્ન થયા અને મનમાં સમજ્યા કે, આ માણસ વિશ્વાસુ અને સારો છે. તેમને ૫૦) રૂપિયાના પગારે બીલકલાર્ક નીમ્યા. એ સભામાં જેટલા રૂપીઆ ખર્ચના મંજુર થાય તે બધા મંજુર થયા પછી જય-

પ્રકાશની પાસે તપાસ સારૂ આવે અને તેમની સહી થયા પછીજ રૂપીઆ પગાર થાય એવી વ્યવસ્થા હતી. એક વખત સાતહજાર રૂપીઆનું એક બીલ ભૂલથી બે વખત પાસ થઈ ગયું. સહી કરતી વખતે જયપ્રકાશે એ ભૂલ પકડી અને એ બીલ રોકયું. રાજ્યના જે અમલદારની એ ભૂલ થઈ હતી તેણે જયપ્રકાશને કહ્યું કે, આ સાત હજાર રૂપીઆ હું આપને આપી દઉં; પણ આ વાત મહારાજાસાહેબને કાને ન પહોંચવી જોઇએ. જયપ્રકાશે લોભથી ચળી ન જતાં સાફ કહ્યું કે, આવી વાત હું મારા માલિકથી કદાપિ છાની રાખીશ નહિ. તેમણે એ વાત મહારાજાને કહી પણ સાથે એ પણ જણાવ્યું કે, ભૂલથી બે વખત બિલ પાસ થવાનો પણ સંભવ છે. મહારાજાએ તેમની વર્તણુકથી પ્રસન્ન થઈને ધીમે ધીમે તેમને દીવાનના પદસુધી ચઢાવ્યા. અને ૧૫૦૦) રૂપીઆ પગાર ઠરાવ્યો. જયપ્રકાશે કહ્યું કે, મને પગાર ૧૫૦૦) ને બદલે ૫૦૦) રૂપીઆ આપજો; પણ જૂના દિવાનોને જેમ ગામ ઈજારે આપતા હતા તેમ મને પણ આપો. એ પ્રમાણે વ્યવસ્થા થઈ અને જયપ્રકાશે રાજ્યની આવકમાંથી એક પાઈ પણ અન્યાયમાર્ગે લીધા વગર, પોતાના ઇજારાના ગામની ખીલવણીથી સારો પૈસો પેદા કર્યો. પાછળથી અંગ્રેજ-સરકાર પાસેથી બ્રહ્મદેશમાં પચાસહજાર વીઘાં પડતર જમીન અને જંગલ ઇજારે લઇને ત્યાં તેમણે બિહારના ખેડુતોને વસાવ્યા. આ પ્રકારે એમની વાર્ષિક આવક લગભગ અઢીલાખ રૂપીઆની થઈ હતી.

આટલે મોટે દરજ્જે ચઢયા છતાં પણ એ બાલ્યાવસ્થામાં પોતાના ઉપર ઉપકાર કરનાર કારકુનને ભૂલ્યા નહોતા. વખતોવખત એમને તેઓ નાણાંની મદદ કરતા. એક વાર એમને બધાં તીર્થોની યાત્રા પોતાને ખર્ચે કરાવી હતી અને જ્યારે એમને મળતા ત્યારે એમના પગ ઉપર માથું નમાવતા. એટલે સુધી કે મહારાજાના દરબારમાં પણ એ પ્રમાણે કરતાં સંકોચાતા નહિ. ગોડ ફ્રે સાહેબની મડમને પણ એ દર મહિને વિલાયત રૂપીઆ મોકલી આપતા અને એમના પુત્રોના વિદ્યાભ્યાસનું બધું ખર્ચ પોતે ઉપાડી લીધું હતું.

## ૧૮૯–કૃતજ્ઞીની કદર—લુકમાન હકીમનો શેઠ

સુપ્રસિદ્ધ લુકમાન હકીમ બાલ્યાવસ્થામાં ગુલામ હતા. એક દિવસ તેમના શેઠે એક કાકડી ખાવા માંડી તો એ કડવી ઝેર નીકળી, જેથી તેણે એ કાકડી લુકમાનને આપીને કહ્યું કે, 'લે આ તું ખા.' શેઠે ધાર્યું હતું કે, આવી કડવી કાકડી લુકમાન કદી ખાશે નહિ; પરંતુ લુકમાન તો મોં જરા પણ કટાણું કર્યા વગર આખી ને આખી કાકડી ખાઈ ગયો. શેઠે પૂછ્યું:– "આવી કડવી ઝેર જેવી કાકડી તેં ખાધી કેવી રીતે ?" લુકમાને ઉત્તર આપ્યો:–"આપે મારી સાથે આજ દિનસુધી જે વર્તણુક ચલાવી છે તેથી મને કદિ એમ નથી લાગ્યું કે હું આપનો વેચાણ થયેલો ગુલામ છું. આપને હાથે મારા ઉપર અનેક ઉપકાર થયા છે,તો પછી આપની બક્ષેલી એક કડવી વસ્તુ મારાથી શામાટે આનંદપૂર્વક ખાઈ ન શકાય ?"

શેઠ પણ સજ્જન પુરુષ હતો અને લુકમાનના ગુણોને લીધે પહેલેથીજ તેને ચાહતો હતો. આ ઉત્તરથી તેણે જોયું કે, આ ગુલામે આડકતરીરીતે મને અગત્યનો ઉપદેશ આપ્યો છે. ભગવાનની અપાર કરુણાની વાત અને તેને હાથે વખતોવખત દુઃખ આવી પડે તો જરાપણ ચળ્યા વગર તેને સહન કરવાની જરૂર એ લુકમાનના વચનથી આજે હું શીખ્યો. તેને ખાત્રી થઈ કે, લુકમાન હવે ગુલામતરીકે રહેવા લાયક નથી; પરંતુ જેણે આજની વર્તણુકથી પોતાના મનમાં પવિત્ર ભાવ દાખલ કર્યો છે તે તો ગુરુના જેવો પૂજ્ય છે. તેણે તરતજ લુકમાનને ગુલામગીરીમાંથી મુક્ત કર્યો.

---

## ૧૯૦–ક્રોધનું દમન—મહાત્મા હુસેન

મહાત્મા હુસેન હજરત મહમદના પ્રિય શિષ્ય અને જમાઇ મહાત્મા અલીના પુત્ર હતા.કોઈ અન્યાયી કામ થતું જોઈને તેમને એકદમ ખૂબ ગુસ્સો ચઢી જતો; પરંતુ બ્રાહ્મણના ક્રોધની પેઠે એ સૈયદ સાહેબનો ક્રોધ પણ તરતજ શમી જતો હતો. રાતદિવસ મનમાં ઘુંટાયા કરે અને પેઢી દર પેઢી ચાલ્યા કરે એવું વેર કે ક્રોધ તેમનામાં નહોતાં.

એક દિવસ કોઇ એક ગુલામ ગરમ પાણી લઈને જતો હતો. તેની અસાવધાનતાથી એ ઉકળતું પાણી હુસેનના પગ ઉપર ઢળ્યું. હુસેને

ગુસ્સે થઇને ચીસ પાડી, એટલે ગુલામ સમજ્યો કે સૈયદ સાહેબનો પગ દાઝ્યો છે. તરતજ તે પાણીનો ઘડો નીચે મૂકીને કુરાનની એક પંક્તિ બોલ્યો કે:–" જે લોકો ક્રોધને દબાવે છે તેઓ સ્વર્ગમાં જાય છે. "

સેનનો ક્રોધ એ વખતેજ શમી ગયો હતો.તેણે કહ્યું:–"હવે હું ગુસ્સામાં નથી" ગુલામે એ સૂત્રનો બાકીનો ભાગ કહી સંભળાવ્યો, "અને જેઓ માફી આપે છે તેઓ પણ સ્વર્ગમાં જાય છે." હુસેને કહ્યું:–"મેં તને માફી બક્ષી છે." દાસે કુરાનની એ આયતનું છેલ્લું ચરણ કહી સંભળાવ્યું કે:–'ભગવાન પરોપકારી માણસોને ચહાય છે.' મહાત્મા હુસેનનું મન સ્વભાવથીજ ઘણું નરમ હતું. ગુલામનાં મીઠાં અને હિતકારી વચનોથી ક્રોધ સહેજમાં શમી ગયો,તેથી તેને તેમણે પોતાનો ઉપકારી મિત્ર ગણ્યો અને કહ્યું:–"તું આજથી ગુલામ નથી."

## ૧૯૧–મુક્તિ અને જનસેવા-સ્વામી વિરજાનંદ અને વિવેકાનંદ

વિલાયત અને અમેરિકામાં વેદાંતધર્મનો પ્રચાર કરી ભારતવર્ષમાં પાછા આવ્યા પછી સ્વામી,વિવેકાનંદે નિશ્ચય કર્યો કે,એમના મઠના સાધુઓએ દેશનાં જૂદાં જૂદાં સ્થાનોમાં ભ્રમણ કરીને શ્રીરામકૃષ્ણ પરમહંસના ઉદાર સિદ્ધાંતોનો પ્રચાર કરવો જોઇએ. એ ઉદ્દેશથી એમણે સ્વામી વિરજાનંદને પૂર્વ બંગાળામાં ઢાકા નગરમાં ઉપદેશ કરવા જવા કહ્યું.સ્વામી વિરજાનંદજી એકાન્તસેવી અને નિવૃત્તિપરાયણ હતા. તેમને એવી જંજાળમાં જવું પસંદ પડ્યું નહિ,એટલે પહેલાં તો એમણે વાત ઉડાવવા કહ્યું:–"સ્વામીજી ! હું તે ઢાકા જઇને શો ઉપદેશ આપી શકીશ? હું કાંઇ નથી જાણતો.' સ્વામી વિવેકાનંદે કહ્યું:–'તારે ત્યાં જઈને એજ ઉપદેશ આપવો. એ તો એક મોટો ઉપદેશ છે.' ઉપનિષદો પણ કહે છે કે, જે કોઇ એમ કહે છે કે, "મેં બ્રહ્મને **નથી જાણ્યો** " તેણે તેને જાણ્યો છે; પરંતુ વિરજાનંદજીને એથી સંતોષ ન થયો અને સાફ કહી દીધું કે:–"સ્વામીજી!મને હજુ થોડા વખતસુધી સાધના કરીને મુકિતને માટે તૈયારી કરવા દો. " આટલું સાંભળતાંજ મહાન ગુરુ વિવેકાનંદનો પિત્તો ઉકળી ગયો અને તેમણે જોરથી કહ્યું:–"તમે અધિકાર થયા વિના પોતાનીજ મુકિત ખોળવા જશો તો નરકમાં પડશો.સૌથી ઉંચામાં ઉંચું અર્થાત મુકિતપદ પામવું હોય તો બીજાઓની સેવા કરો. એજ મોટામાં મોટી સાધના છે." ત્યારપછી જરા ઠંડા થઇને કહ્યું:–" કામ કરો બચ્ચા,

તનમનધનથી સેવા કરો. એજ મુખ્ય વસ્તુ છે. ફળની અભિલાષા ન રાખો. બીજાઓની સેવા કરતાં નરકમાં જવું પડે તોયે શું ? સ્વાર્થ સાધીને મેળવેલા રાજ્ય કરતાં પણ એ નરક વધારે સારૂં છે."

સ્વામી વિરજાનંદે ત્યારપછી તેમની આજ્ઞા માથે ચઢાવી ઉપદેશકનું કાર્ય આરંભ્યું.

## १९२–देशसेवा एज धर्म छे–स्वामी विवेकानंद

એક દિવસ 'હિતવાદી પત્રના અધિપતિ અને દેશની વાત' નામના સુપ્રસિદ્ધ બંગાળી ગ્રંથના લખનાર શ્રીયુત સખારામ ગણેશ દેઉસ્કર પોતાના બે મિત્રોને લઇને સ્વામી વિવેકાનંદજીનાં દર્શને ગયા હતા.સ્વામીજીને ખબર પડી કે એમાંના એક ગૃહસ્થ પંજાબવાસી છે અને એ સમયમાં એ પ્રાંતમાં દુકાળ ચાલી રહ્યો હતો, એટલે સ્વામીજીએ તેમની સાથે પંજાબના લોકોની દુર્દશા તથા એને મટાડવાને સારૂ લેવાતા ઉપાયોવિષે પૂછ્યું; અને ત્યારપછી લોકોને કેળવણી આપવા તથા તેમની નૈતિક અને સામાજિક ઉન્નતિ કરવા સંબંધી વાતચીત કરી. સ્વામીજી પાસે વિદાય માગતી વખતે પેલા પંજાબી ગૃહસ્થે ખેદપૂર્વક વિનય સાથે જણાવ્યું કેઃ–" મહારાજ ! ધર્મના મોટા મોટા ઉપદેશો સાંભળવાની આશામાં અમે અહીંઆં આપની સેવામાં આવ્યા હતા, પણ આપે તો દુર્ભાગ્યે સાધારણ વિષયો ઉપરજ વાતચીત કરી. આજનો અમારો દિવસ નકામો ગયો." સ્વામીજીએ શાંત અને ગંભીર થઇ જઇને ઉત્તર આપ્યોઃ–" ભાઈ! જ્યાંસુધી મારા દેશનું એક કૂતરૂં પણ ભૂખ્યું રહે ત્યાંસુધી એને ખવરાવવું તથા એની સંભાળ લેવી એ મારો ધર્મ છે અને એ સિવાયનું બધુંએ કાં તો અધર્મ છે કે જૂઠો ધર્મ છે." દર્શન કરવા આવનાર ત્રણે ગૃહસ્થો આ માર્મિક વચનો સાંભળીને સ્તબ્ધ થઈ ગયા અને દેઉસ્કર મહાશયના સંસ્કારી હૃદય ઉપર તો આ શબ્દોથી સાચા સ્વદેશાભિમાનની ઉંડી છાપ બેસી ગઈ.

## १९३--माताओने शिक्षणनी जरूर—नेपोलियन अने मॅडम कॅम्पेन

એક દિવસે ફ્રાન્સના બાદશાહ નેપોલિયને વિદુષી બાઇ મૅડમ કૅમ્પેનની સાથે બાળકોના શિક્ષણ ઉપર વાતચીત કરતાં પૂછ્યું:-"શિક્ષણ આપવાની જૂની પદ્ધતિ નકામી છે. તમારા અભિપ્રાય પ્રમાણે એ શિક્ષણપદ્ધતિમાં શાની ખામી છે ?" મૅડમ કૅમ્પેને તરતજ જવાબ આપ્યો "માતાઓની !" એ ઉત્તરે બાદશાહ નેપોલિયન ઉપર ઘણીજ અસર કરી. તેમણે કહ્યું કે:-'બાઇસાહેબ ! તમે ખરેખર એકજ શબ્દમાં મારા પ્રશ્નનો જવાબ આપ્યો છે. પોતાનાં છોકરાંઓને ખરેખર કેળવી શકે એવું શિક્ષણ માતાઓને આપવાની બહુજ જરૂર છે.'



## १९४--खिताब मळयाथी सज्जनता नथी मळी जती.

વિલાયતના રાજા પહેલા જેમ્સે પોતાના ભંડાર ભરવા સારૂ રોકડાં નાણાં લઇને લોકોને ઉમરાવની પદવી વેચવાનો ધંધો શરૂ કર્યો હતો; પરંતુ એ પોતાના મનમાં સાચેસાચું જાણતો હતો કે, ઉમરાવ મારા બનાવ્યાથી બની શકતા નથી. સાચા ઉમરાવ બનવાને માટે અમીરીસ્વભાવ, સદ્‌ગુણ, વીરતા વગેરે ગુણો જોઇએ છીએ. એ સ્પષ્ટ કહ્યા કરતો કે:-" હું કોઇ પણ માણસને લૉર્ડ-ઉમરાવ બનાવી શકું છું, પણ હું એને સજ્જન-સદ્‌ગૃહસ્થ બનાવી શકતો નથી."

સાચા સદ્‌ગૃહસ્થ-સજ્જનનું પદ ઉમરાવ કરતાં ઘણું શ્રેષ્ઠ છે.

## १९५—महापुरुषनो विनोद—संत जॉन

ખ્રિસ્તિધર્મના એક મહાન સંત જૉન એક દિવસ પોતાના ઘરના ઉમરા ઉપર બેસીને નાના બાળકના જેવા નિર્દોષ આનંદથી એક પક્ષીને હાથમાં લઇને રમાડતા હતા. એને છાતીસરસું દાબતા હતા અને એમાં ઘણું સુખ માણી રહ્યા હતા. એક શિકારી ત્યાં થઇને જતો હતો. તેને આવા એક મહાપુરુષને

પોતાનો અમૂલ્ય સમય આવી રમતમાં ગાળતા જોઇને ઘણી નવાઇ લાગી; અને તેણે સાધુપુરુષ જૉનને તેનું કારણ પૂછ્યું. તેના આશ્ચર્યનું કારણ સમજી જઇને એ મહાપુરુષે શિકારીને કહ્યું:–"તમે તમારા ધનુષ્યને સદા ચઢાવેલુંજ કેમ નથી રાખતા?" શિકારીએ ઉત્તર આપ્યો કે:–"એમ કર્યાથી તો એ ધનુષ્યનું જોર ઓછું થઇ જાય." સાધુએ કહ્યું:–"ઠીક કહો છો, મારા મનની પણ એજ દશા છે. હું એને આખો દિવસ મોટા કામમાંજ ગુંથાયલું રાખું અને નિર્દોષ વિનોદો-દ્વારા એને થાક ખાવાનો પ્રસંગ ન આપું, તો એનું સામર્થ્ય પણ ઓછું થઇ જાય."

મન પૂર્ણ બળ તથા ચંચળતાસહિત કામ કરે, એટલા માટે એને વચમાં થોડો થોડો વખત આરામ આપવાની તથા વિનોદમાં પરોવવાની આવશ્યકતા છે. એમ કર્યાથીજ શરીરની આરોગ્યતા સચવાઇ રહે છે.

## १९६—निद्रा केवी होवी जोइए–ड्युक ऑफ वेलिंग्टन

ડ્યુક ઑફ્ વેલિંગ્ટન વિલાયતનો એક પ્રતાપી સેનાધિપતિ હતો. ઉંઘ ઉપર એનો પુષ્કળ કાબુ હતો. પથારીમાં પડતાંવારજ એને એવી ઘસઘસાટ ઉંઘ આવતી કે ઉઠવાનો સમય થતાંસુધી એમાં જરા પણ વિક્ષેપ પડતો નહિ. એક વાર પોતાના ઘરમાં 'કેમ્પ–બેડ' (છાવણીમાં વાપરવાના સાંકડા પલંગ) ઉપર એને સૂતેલો જોઈને એની એક સન્નારીમિત્રે પૂછ્યું:–"તમે આવા સાંકડા પલંગ ઉપર કેવી રીતે સૂઈ શકો છો? એના ઉપર પાસું ફેરવવાની તો જગ્યા પણ નથી." વેલિંગ્ટને ઉત્તર આપ્યો કે:–"જ્યારે પાસું ફેરવવું પડે ત્યારે સમજી લેવું કે હવે ઉઠવાનો સમય થઈ ચૂક્યો."

આળસ મરડતાં, બગાસાં ખાતાં, પાસાં ફેરવી ફેરવીને કલાકોના કલાક સુધી ઘોર્યા કરવા કરતાં નેપોલિયન કે વેલિંગ્ટનના જેવી થોડા કલાકની શાંત, અસ્ખલિત નિદ્રા ચિત્તને અધિક શાંતિ આપનારી છે.

## ૧૯૭—रूशियन प्रजानो जातीयत्याग

નેપોલિયન બોનાપાર્ટે (ઈ૦ સ૦ ૧૮૧૨) પસંદ કરેલા ચારલાખ બહાદૂર યોદ્ધાઓસહિત રૂશિયા ઉપર ચઢાઇ કરી અને યુદ્ધમાં રૂશિયનોનો પરાજય કરીને, રૂશિયાની પ્રાચીન રાજધાની મોસ્કો ઉપર અધિકાર મેળવ્યો. સ્વદેશભકત રૂશિયનોએ કરોડો રૂપિયાની મિલ્કતસહિત એ સુંદર નગરને ભસ્મીભૂત કરી નાખ્યું અને ફ્રેંચ લોકોને અસહ્ય ઠંડીની મોસમમાં આશ્રયહીન બનાવી દીધા. દુશ્મનોને હેરાન કરવાના ઉદ્દેશથી સેંકડો વર્ષો થયાં સંઘરી રાખેલી છબીઓ, પુતળાંઓ, કોતરકામના નમુના, પુસ્તકાલયો વગેરે તથા વૈભવની પુષ્કળ સામગ્રીવાળા રૂશિયાના સરદારોના મહેલોનો વિનાશ કરતાં એમને જરાપણ સંકોચ થયો નહિ. રૂશિયન ખેડુતોએ પણ શત્રુઓને આવતા જોઈને ગામમાં એકઠું કરી રાખેલું અનાજ સળગાવી મૂકવા માંડયું અને ઘાસની ગંજીઓમાં સળગતી મશાલો મૂકવા જતાં ઘણીવાર એમને મરવાનો પણ વારો આવ્યો. ફ્રેંચલોકોને આ નગરમાં ખાવાનું કે સૂવાનું બિલકુલ મળ્યું નહિ. તેમને કેવળ ઉત્તરમેરુનો ઠંડો વાયુ, બરફની વૃષ્ટિ અને દૂરથી આવતાં રૂશિયન સૈન્યનાં દર્શન મળ્યાં. પચીસ હજાર સૈનિકો સાથે નેપોલિયન રૂશિયામાંથી પાછો આવ્યો. વગરયુદ્ધેજ એના ચારલાખ સૈનિકો માર્યા ગયા. યુદ્ધ સમાપ્ત થયા પછી બાદશાહ અલેક્ઝાન્ડરે તેની ગામડીઆ, શહેરી અને સૈનિક પ્રજાને તેમના અસામાન્ય ત્યાગ અને કષ્ટસાટે ઈનામરૂપે ચાંદ આપ્યા. શ્રી ભગવાનની કૃપાથી દેશનું રક્ષણ થયું એમ દર્શાવવા સારૂ એ ચાંદ ઉપર નીચેના શબ્દો કોતરેલા હતા. “ મારી મારફતે નહિ, કે અમારાદ્વારા નહિ, પણ આ વિજય તમારે નામે છે. ”

---

## ૧૯૮—ठगाइना प्रचारथी हानि—एक आरव अने चोर

નાવેર નામના એક આરબ પાસે એક સરસ પાણીદાર ઘોડો હતો. દાહેર નામના એક માણસે એ ઘોડો ખરીદ કરવા સારૂ એના બદલામાં કેટલાંએ ઉંટ આપવા માંડયાં, પણ નાવેરે કોઇપણ પ્રકારે એ ઘોડો વેચવાની ના કહી. દાહેરની દાઢ એ ઘોડા ઉપર ઘણી હતી. તેણે મોં ઉપર રંગ લગાડી તથા બીજા ઉપાયોથી ચહેરો બદલીને શરીરે ચીંથરાં ધારણ કરીને લંઘાતો

લંઘાતો ગામથી દૂર રસ્તા ઉપર એક કિનારે બેસીને ખાંસવા માંડયું. નાવેર ઘોડા ઉપર બેસીને એ રસ્તે થઈને જતો હતો,તેવામાં આ દરિદ્રવેશધારી દાહેરને જોઈને એના મનમાં ઘણી દયા ઉપજી. પાસેના ગામમાં એને પહોંચાડવા સારૂ ઘોડા ઉપર બેસાડીને પોતે સાથે સાથે પગે ચાલવા લાગ્યો.દાહેરે એકદમ ચાબૂક મારી ઘોડાને બહુ દૂર દોડાવી મૂકયો અને કહ્યું:-'જો, તેં સીધી રીતે ઘોડો ન આપ્યો તો મેં આ પ્રમાણે લીધો.' નાવેરે બૂમ પાડીને જવાબ દીધો:- 'ભાઇ! ભગવાનની ઇચ્છા પ્રમાણે તેં મારો ઘણો પ્રિય ઘોડો લઇ લીધો છે, તો તેનું કાળજીથી જતન કરજે. વળી એક બીજી વાત કહું છું તે ધ્યાનમાં રાખજે કે, કેવી છેતરપીંડી કરીને તેં આ ઘોડો મેળવ્યો છે એ કોઈની આગળ કહેતો નહિ; નહિ તો લોકો દુઃખી અને અપંગના ઉપર દયા આણવામાં આનાકાની કરશે અને તેથી ઘણા ગરીબ લોકો નાહક દુઃખ પામશે."

નાવેરની આ વાત સાંભળીને એ ચોરને અતિશય શરમ આવી. એણે પાછા ફરીને ઘોડો નાવેરને આપી દીધો અને ભવિષ્યમાં એનો મિત્ર થઇને રહ્યો.

---

## ૧૯૯--જ્ઞાતિજનોને ક્ષમા--મહાત્મા મહમદસાહેબ

મદિનાથી સૈન્યસહિત આવીને મહાત્મા મહમદસાહેબે મક્કા ઉપર અધિકાર મેળવ્યો, ત્યારે મક્કાવાસી કોરેશી લોકો ભયભીત થઇને એમની પાસે દયાની ભિક્ષા માગવા લાગ્યા. એમણેજ પેગંબરસાહેબને ઘણું કષ્ટ આપીને તથા ગાળો દઈને મક્કામાંથી કાઢી મૂકયા હતા. પેગંબરસાહેબે તેમને પૂછયું:-"હવે તમે મારી પાસેથી કેવા પ્રકારની વર્તણુકની આશા રાખો છો ?" તેમણે કહ્યું:-"અમારી ન્યાતના મહાપુરુષ તરફથી અમારી સાથે સારી વર્તણુક ચલાવવામાં આવશે એવો અમને વિશ્વાસ છે." મહાત્મા મહમદે બધાના અપરાધની ક્ષમા આપી.



## २००--चार रत्नो-अफलातुननो उपदेश

મહાત્મા અફલાતુન (પ્લેટો) મૃત્યુસમયે પોતાના પુત્રોને ચાર ઉપદેશ આપતા ગયા હતા. એમાંના બે ઉપદેશ ભૂલી જવા સંબંધી હતા અને બીજા બે સ્મરણમાં રાખવા સંબંધી હતા.

(૧) બીજાઓએ તમારી વિરુદ્ધ જે કાંઇ કર્યું હોય અથવા કહ્યું હોય, તે વિસરી જાઓ. (ક્ષમા)

(૨) તમે પોતે કોઇના ઉપર કોઇપણ જાતનો ઉપકાર કર્યો હોય, તો ભૂલી જાઓ.(નિરહંકાર)

(૩)સર્વદા સ્મરણમાં રાખજો કે, મરવું અવશ્ય છે. (વૈરાગ્ય )

(૪) સર્વદા સ્મરણમાં રાખજો કે, કોઇપણ મનુષ્ય તમારૂં ભલું કે ભૂંડું કરી શકતો નથી; ખરૂં જોતાં ત્રિભુવનનો કર્તા એજ એકમાત્ર બધું કરનારો છે. (શ્રી ભગવાન ઉપર વિશ્વાસ )

---

## २०१--चोर उपर दया—गदाधर भट्ट

ગદાધર ભટ્ટના શિષ્યો અને સેવકો તેમના આશ્રમમાં ખાવાપીવાની પુષ્કળ સામગ્રી મોકલતા અને ઘણા લોકો તેમને ત્યાં ભોજન કરતા. એક રાતે ચોરે આવીને એમના ઘરમાંથી ઘણો સામાન પોટલામાં બાંધ્યો; પરંતુ સામાનનો ભાર એટલો બધો હતો કે તે એનાથી ઉપડતો નહોતો. એટલામાં ગદાધર ભટ્ટ ત્યાં આવી પહોંચ્યા અને ચૂપચાપ પોટલું ઉંચકવામાં મદદ કરવા લાગ્યા. ચોર ભય પામીને માથા ઉપરનું પોટલું ફેંકી દઇને પલાયન કરવા લાગ્યો, એટલે ગદાધર ભટ્ટ બોલ્યા:-“ બેટા ! બીતો નહિ. આ સામાન તુંજ લઇ જા. અહીંઆં પણ લોકોજ ખાવાના છે અને તારા ઘરમાં પણ માણસો-જ ખાશે. અહીંઆં તો ઇશ્વરકૃપાએ ઘણી સામગ્રી છે; તને કોઇ દિવસ એવી સામગ્રી મળતી નથી,માટે ઝટપટ જા અને પોટલી ઉપાડીને ચાલ્યો જા; મેં આટલી સામગ્રી તને આપી દીધી. ” ભગવત્પ્રેમી ગદાધરના આ કરુણ સ્વરથી ચોરનું હૃદય પીગળી ગયું. એ એમને પ્રણામ કરીને બોલ્યો:-“આ તો હું આપનો પ્રસાદ સમજીને લઇ જાઉં છું પણ હવેથી કોઇ દિવસ ચોરી કરીશ નહિ;મહેનતમજુરી કરીનેજ મારૂં અને કુટુંબનું ભરણપોષણ કરીશ. ”

---

## ૨૦૨–ન્યાયાધીશની દયા–ગુડઇવ

મિસ્ટર એ૦ ગુડઇવ સાહેબ બંગાળામાં વીરભૂમ જીલ્લાના ન્યાયાધીશ હતા, એ વખતે એક મુખ્ત્યારને ખૂનના અપરાધમાં તેમને હાથે ફાંસીની સજાનો હુકમ થયો;પરંતુ અપરાધીને ફાંસી દીધા પછી જ્યારે મિસ્ટર ગુડઇવને ખબર પડી કે, એના મોટા કુટુંબના ઉદરપોષણનો આધાર મરનાર ગુન્હેગારના ઉપરજ હતો ત્યારે એમના હૃદયમાં દયાનો સંચાર થયો અને તેમણે એ કુટુંબને મદદતરીકે દર મહિને ૨૫ ) રૂપિયા ત્રણ વર્ષસુધી આપ્યા. આ ગુડઈવ તે સુપ્રસિદ્ધ દાકતર ગુડઇવ ચકરબત્તીના પુત્ર થાય.

---

## ૨૦૩–भागलपुरना खालपानी कर्तव्यनिष्ठा

ઈ૦ સ૦ ૧૯૦૦ માં એક દિવસે ભાગલપુર શહેરના એક રસ્તાની બાજુએ એક ખાલપો જોડા સાંધવા સારૂ બેઠો હતો. કોઈ એક બિહારી કાયસ્થ સદ્‌ગૃહસ્થે એને પોતાનો જોડો સાંધવા આપ્યો. ખાલપાએ જોડાનો ફાટેલો ભાગ બરોબર તપાસીને કહ્યું:–" સાત પૈસા બેસશે." કાયસ્થ બાબુ બોલ્યાઃ–"હું કાંઈ આજે જોડા પહેલીવાર સંધાવતો નથી, આટલું સંધામણ તો ત્રણ પૈસામાં થાય." ખાલપો બોલ્યો:–" બાબુ સાહેબ ! બહુ સરસ અને મજબૂત ટાંકો મરાવવો હોય તો સાત પૈસાજ વ્યાજબી મૂલ છે. " બાબુએ કહ્યું:–"ત્રણ પૈસાજ આપીશ.સાંધવો હોય તો સાંધ."ખાલપો ગંભીરભાવે બોલ્યોઃ–" હાથમાં આવેલું કામ પાછું નહિ જવા દઉં અને કામ પણ ખરાબ નહિ કરૂં; કામ જોઈને સાત પૈસા આપવાની મરજી થાય તો આપજો નહિ તો ત્રણ પૈસાજ આપજો. બાકીના ચાર પૈસા નહિ આપો તો આવતે જન્મે આપવા પડશે. "

પૈસા ઓછા મળશે તોપણ આ કર્તવ્યપરાયણ ખાલપો કામ ખરાબ નહિજ કરે, એ વિચારથી બાબુજી છક થઈ ગયા અને એ ચમારને માટે એમના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ. ખરેખર મોટા મનના લોકો બધીએ વર્ણમાં પેદા થાય છે.

---

## ૨૦૪–एक न्यायी काजीनो फेंसलो

અરબસ્તાન દેશમાં એક રાજા છુપા વેશે પ્રજાની અવસ્થા જાણવા સારૂ ફરતો હતો. તેના રાજ્યના કાજીની ન્યાય કરવાની બુદ્ધિની એણે ઘણી પ્રશંસા સાંભળી હતી; પરંતુ એ કાજીનો મેળાપ એને કદિ થયો નહોતો. એક દિવસ કાજીના ઇલાકામાંથી રાજા છુપાવેશે ઘોડા ઉપર બેસીને જતો હતો, એવામાં એણે એક લંગડા માણસને જોયો અને તેના અપંગપણા ઉપર એને દયા ઉપજી. રાજાએ કહ્યું:–"તું ઘોડા ઉપર બેસ. હું સાથે સાથે ચાલીને તને સામેના ગામ સુધી પહોંચાડી દઇશ." લંગડો ઘણો આશીર્વાદ દઈને ઘોડા ઉપર ચઢયો; પરંતુ ગામમાં પહોંચ્યા પછી એની દાનત બદલાઈ ગઇ અને ઘોડા ઉપરથી ઉતરતાં તેનું મન ચાલ્યું નહિ. તેણે કહ્યું:–"ઘોડો તો મારો છે, તારે શી લેવાદેવા છે ? તારો ઘોડો હોત તો તું પગે ચાલીને આવે ખરો કે ? કેવો ગાંડો માણસ છે!" બન્ને જણા તકરાર કરતા કરતા કાજીની પાસે ગયા. કાજીએ કહ્યું કે:–"કચેરીના તબેલામાં ઘોડો બાંધીને તમે ચાલ્યા જાઓ અને કાલે મુકર્દમો ચાલશે તે વખતે હાજર થજો."

એટલામાં વળી એક ચમાર અને એક ઘાંચી લડતા લડતા એક પૈસાની થેલી લઇને કાજીની પાસે આવ્યા. ચમારે કહ્યું કે:–"હું તેલ લેવા સારૂ એની દુકાને ગયો હતો, તેલના ભાવવિષે બોલચાલ થવાથી ઘાંચીએ મારી પૈસાની કોથળી પડાવી લીધી. મારે હજુ બીજો સોદો ખરીદવો બાકી છે, હું એને પકડીને આપની પાસે લાવ્યો છું, એ થેલી મને પાછી અપાવો." ઘાંચીએ જુબાની આપી કે:–'આ ચમારે એક રૂપીઓ વટાવીને તેલ લેવાનું કહ્યું હતું એટલે મેં પૈસાની કોથળી બહાર કહાડી હતી; દુષ્ટ ચમાર એને ઉપાડીને લઇ જવા લાગ્યો છે. એ પહેલાં તેલના ભાવસંબંધી પણ અમારે બોલચાલ થઇ હતી.' આ પ્રસંગનો સાક્ષ કોઇ પણ નહિ હોવાથી કાજીએ એમને પણ બીજે દિવસે આવવાનું કહ્યું.

બીજે દિવસે લંગડો અને રાજા બન્ને કચેરીમાં પહોંચ્યા એટલે કાજીએ એમનામાંથી એક જણને તબેલામાંથી ઘોડો લાવવાનું અને બીજાને પાછો બાંધી આવવાનું કહ્યું. એટલું કર્યા પછી તરતજ કાજીએ લંગડાને દશ નેતરની સોટીઓ મારવાનો હુકમ આપ્યો; અને ઘોડો રાજાને સોંપ્યો. ઘાંચી અને ચમાર આવ્યા એટલે તરતજ કાજીએ ઘાંચીને છ સોટી મારવાનો હુકમ કર્યો અને કોથળી ચમારને પાછી આપી.

રાજાએ પછી પોતાનું ઓળખાણ આપીને કાજીને એની ન્યાય કરવાની પદ્ધતિ સમજાવવા કહ્યું, એટલે કાજી બોલ્યો:-"ઘોડો પોતાના ધણીને ઓળખે છે. ઘોડો આપનો હાથ અડકતાંજ ખુશ થયો હતો અને સહેલાઇથી આપની સાથે ચાલ્યો હતો. ચમારવાળા મુકદ્દમામાં એવું બન્યું કે, મેં નિર્મળ પાણીમાં કોથળી અને પૈસા નાખીને જોયું તો એમાં ચામડાની એક પ્રકારની વાસ આવી તથા વાળ પણ તરતા જણાયા, પણ તેલનું એક ટીપું પણ દેખાયું નહિ."

આજકાલ ન્યાયધીશો તો કાજીની પેઠે ભાગ્યેજ આવી રીતે ન્યાય કરવાની તસ્દી લે છે, પણ હોંશિયાર છુપી પોલીસના અમલદારો ગુન્હાઓની તપાસ એવી રીતે કરે છે.

## ૨૦૫--જ્ઞાન અને અજ્ઞાન

શ્રી મત રામકૃષ્ણપરમહંસદેવ સૌથી પહેલો ઉપદેશ દીનતાનો આપતા હતા. માસ્તર સાહેબને એક દિવસ એમણે પ્રશ્ન કર્યો:-'તમારી સ્ત્રી ભણેલી છે કે અભણ?' વિદ્યાનો સાધારણ અર્થ ગ્રહણ કરવાની ટેવ પડી ગયેલી હોવાથી માસ્તર સાહેબે કહ્યું:-'અભણ.' એ ઉપરથી પરમહંસદેવે જરાક ચીઢાઇને કહ્યું:-"એ અભણ છે અને તમે મોટા જ્ઞાની છો કેમ? વિશ્વવિદ્યાલયના પદવીધર યુવકો હિંદુધર્મનો મર્મ સમજતાજ નથી. તેઓ જાણતા નથી કે ભગવાનને ઓળખવા એજ સાચી વિદ્યા છે અને એને ન ઓળખવા એજ અવિદ્યા છે." માસ્તર સાહેબ એથી ખિસિયાણા પડી ગયા; એટલુંજ નહિ પણ આધુનિક વિદ્યાનું અભિમાન ધરાવનારા બધા યુવકો એથી કરીને વિદ્યાનો ખરો અર્થ સમજ્યા.

શ્રીમત રામકૃષ્ણપરમહંસદેવના મનમાં એક દિવસ વિચાર આવ્યો કે, સાધારણ ભંગીના કરતાં પણ હું નીચ છું. ત્યારપછી એક ભંગી એ રસ્તે થઇને જઇ રહ્યો હતો એના પગની રજ આગળ માથું રગડવા લાગ્યા. બીજે એક દિવસે વિચાર આવ્યો કે:-"ભંગીઓ તો જાજરૂ વાળે છે, મારાથી તો એવું કામ થઈ શકતું નથી. ભંગીની પગના રજમાં માથું રગડવું સહેલું છે, પણ એના જેવું કામ મારાથી થશે કે?" એ વિચારથી પ્રેરાઇને જ્યાં આગળ પોતે દિશાએ જતા હતા, ત્યાં જઇને વિષ્ઠાને પોતાના હાથમાં લીધી; પરંતુ મનને એથી પણ સંતોષ વળ્યો નહિ. તેઓ વિચારવા લાગ્યા કે, પોતાની વિષ્ઠા

તો દરેક માણસ શૌચ જતી વખતે હાથમાં લે છે, પણ બીજાની વિષ્ઠા હાથમાં લે ત્યારે ખરા! એ વિચાર થતાંવારજ મંદિરના નોકરચાકરો જ્યાં આગળ મળત્યાગ કરતા હતા ત્યાં જઇને એને સ્પર્શ કર્યો. આ વખતે એમનું મન પરીક્ષામાં પાર ઉતરવાથી શાંત થયું. એ ખાલી વાતો કરીને બેસી રહેનારા નહોતા. દરેક વાતને કરી બતાવતા. જ્યાં આગળ આપણે વાણી અને કાર્યની આવી એકતા જોઇએ છીએ, ત્યાંજ મહત્ત્વ અને વીરત્વ રહેલાં છે.

## ૨૦૬--આંખના ઉપયોગથી ઠંડો મિજાજ

ઈટાલીના એક પાદરીને અનેક પ્રકારનો ત્રાસ વેઠવો પડયો હતો; પરંતુ તેનો મિજાજ કદિપણ તપી ગયેલો દેખાતો નહોતો. બીજાઓની ગાળો સાંભળવા છતાં પણ એનું મુખ હસતું રહેતું અને તેના તરફથી મીઠો જવાબ મળતો. કોઇએ તેને પૂછયું કે,આપનામાં આવી શકિત કયાંથી આવી છે? તેણે ઉત્તર આપ્યો કે:-"હું મારાં ચક્ષુનો ઉપયોગ કરીનેજ મારી જાતને ઠીક રાખવાનો પ્રયત્ન કરૂં છું." ચક્ષુની સાથે એને શો સંબંધ, એ પ્રશ્નકર્તાની સમજમાં નહિ આવ્યાથી એણે કહ્યું:-"ઉપર જોઇને વિચારૂં છું કે હું તો ત્યાં જવા માગું છું, તો પછી અહીંના કોઈ વ્યવહારમાટે મનને ખરાબ શામાટે કરૂં? નીચે નિહાળું છું તો જોઉં છું કે ઉઠવાબેસવા અને સૂવામાટે મારે પૃથ્વીનો કેટલો થોડો ભાગ જોઇએ છે; આસપાસ જોઉં છું તો વિચાર આવે છે કે, કેટલાએ લોકો મારા કરતાં પણ વધારે કષ્ટ વેઠી રહ્યા છે; એવો એવો અભ્યાસ કર્યાથી મારૂં મગજ ઠંડું થઈ ગયું છે અને દુ:ખથી તપી જતું નથી."

## ૨૦૭—પ્રભુપ્રત્યે ખરા હૃદયની પ્રાર્થના કેવી હોય ?

નાદિરશાહ ઘણો સખત મિજાજનો બાદશાહ હતો. એનો હુકમ કોઇ દિવસ પાછો ફરતો નહોતો. એક દિવસ એ પ્રાત:કાળમાં મસ્જીદમાં નમાઝ પઢવા જતો હતો, તે સમયે તેણે જોયું કે, એક ગરીબ ભિક્ષુક પરમેશ્વરને ગાળ દઈ રહ્યો હતો કે:-"હે વિધાતા! તું ભરતામાં ભરે છે અને મારી વાત કોઈ દિવસ સાંભળતો નથી.મારૂં દળદર ફેડતાં શું તને ચૂંક આવે છે?" નાદિરશાહે પહેરેગીરોને કહ્યું કે,આને પકડો, હું પાછો આવીને એને ફાંસીની સજા દઈશ.

તરતજ એ ધ્રૂજતા કાંપતા ભિક્ષુકને સિપાઈઓએ પકડી લીધો. નાદિરશાહે નમાજ પઢી આવ્યા પછી એ ભિક્ષુકને પાસે બોલાવ્યો અને તેના મોં તરફ જોઈને કહ્યું:-" એને છોડી મૂકો." ગરીબ બિચારા ફકિરના હોશકોશ હવે ઠેકાણે આવ્યા. નાદિરશાહે એને પૂછયું:-" તને શા સારૂ છોડી મૂકયો તે ખબર છે ? " ભિક્ષુકે કહ્યું:-"હજૂર ! મને એ બાબત કાંઇજ ખબર નથી, આપનો હુકમ તો કોઇ દિવસ ટળતો નહોતો. " નાદિરશાહે કહ્યું:-"મારા મસ્જીદમાં ગયા પછી તેં ઈશ્વરને અવાજ દીધો હતો કે ? " ફકિરે ઉત્તર આપ્યો:-" હા ! આજના જેટલી આકુળતાથી મેં અગાઉ કદિપણ ખુદાને અવાજ નાખ્યો નથી. " નાદિરશાહે કહ્યું:-" જેવી રીતે બૂમ પાડવી જોઇએ તેવીજ રીતે અવાજ નાખ્યો તેથી તેણે આજ તારો અવાજ સાંભળ્યો છે." ત્યારપછી નાદિરશાહે એ ફકિરને કેટલુંક ધન આપીને દુકાન મંડાવી આપી.

## ૨૦૮--विश्वनाथ शास्त्रीनी सहनशीलता अने क्षमा

બ્રાહ્મણપંડિતોએ બહુ સંયમી થવું જોઇએ. એમણે તો ક્રોધ,અભિમાન વગેરે દોષોને ખાસકરીને દૂર રાખવા જોઈએ; પણ બ્રાહ્મણોના શાસ્ત્રાર્થોમાં ખાસકરીને આત્મસંયમનો અભાવ જણાય છે. તેઓ સામા પક્ષનો વિજય થતો જોઈને ઘણીવાર ઘાંટાઘાંટ કરી મૂકે છે અને કેટલીક વાર અવિવેકી વર્તણુક પણ ચલાવે છે. વિશ્વનાથ શાસ્ત્રી બંગાળામાં એક વિદ્વાન પંડિત હતા. એક વખત એમને પંડિતો સાથે વાદવિવાદ થયો. સામો પક્ષ હારવા લાગ્યો એટલે એ વિરોધી પક્ષમાંથી એક જણાએ શાસ્ત્રીજીના મોં ઉપર છીંકણીની દાબડી ફેંકી.દેશમાન્ય શાસ્ત્રીજીએ તરતજ હસતે મોંએ મોં ઉપરથી છીંકણી સાફ કરી નાખીને કહ્યું:-" આ તો ઘડીભર પ્રસંગબહારની વાત થઇ ગઈ, હવે આપણે બન્નેએ એને સદાને માટે વિસારી નાખીને મૂળ વિષયનો વિચાર કરવામાં ધ્યાન આપવું જોઇએ." શાસ્ત્રીજીની આવી સહનશીલતા અને ક્ષમાવૃત્તિ જોઇ વિરોધી પક્ષવાળાઓએ બહુજ શરમાઇ જઇને સર્વ પ્રકારે પોતાનો પરાજય સ્વીકાર્યો.

## ૨૦૯—કોલંબસની કુશળતા

અમેરિકા દેશને શોધી કાઢીને કોલંબસ જે વખતે સ્પેન દેશમાં પાછો ફરતો હતો તે વખતે પોર્ટુગાલની પાસેના સમુદ્રમાં એવું ભયંકર તોફાન થયું કે, એમનું નાનુંસરખું વહાણ બચવાની કાંઈ આશા રહી નહિ. એ વખતે કોલંબસે અમેરિકાની શોધસંબંધી હકીકત ઘણા કાગળોમાં લખીને પોતાની સહી સાથે એક એક શીશીમાં ભરી અને પછી એ શીશીઓને મ્હોર લગાડતી વખતે પોતાની સાથેના વહાણવટીઓને કહ્યું:—"ભાઈઓ ! વહાણ ડૂબી જાય અને આપણે દેશમાં પાછા ન જઈ શકીએ તો આ બધી શીશીઓમાંથી એકાદ તો જરૂર કિનારે પહોંચશે અને આપણા પરિશ્રમને લીધે જે નવા દેશની શોધ થઈ છે એની ખબર પડવાથી લોકોને લાભ પહોંચશે." પ્રભુની કૃપાથી ત્યારપછી થોડી વારમાંજ વાવાઝોડું શમી ગયું અને વહાણ સહીસલામત સ્પેન પહોંચ્યું.

---

## ૨૧૦—સર ફિલિપ સિડ્નીનો સ્વાર્થત્યાગ

ઇંગ્લેંડની રાણી ઇલિઝાબેથના અમલમાં એક અંગ્રેજી ફોજ હોલેંડની લડાઈમાં મોકલવામાં આવી. જુટફેન શહેરની પાસે જે યુદ્ધ થયું તેમાં પ્રખ્યાત લેખક અને યોદ્ધો સર ફિલિપ સિડ્ની ઘાયલ થયો. ઘાયલ થયેલા માણસને પુષ્કળ તરસ લાગે છે. સૈનિકોએ ઘણે છેટેથી મહાપ્રયત્ને થોડુંક જળ એકઠું કરીને આણ્યું અને પોતાના માનીતા સરદાર આગળ રજુ કર્યું. સર સિડ્નીએ પાણી પીવાસારૂ પ્યાલુ મોં આગળ ધર્યું તે વખતે તેણે દીઠું કે, એક બીજો ઘાયલ થયેલો સૈનિક આતુરનજરે પાણીના એ પ્યાલા તરફ તાકીને જોઇ રહ્યો છે. અત્યંત તરસ લાગેલી હોવા છતાં પણ પાણીનું એક ટીપું સરખુંયે ન પીતાં તેણે એ આખું પ્યાલુ પેલા સૈનિકને આપી દીધું અને કહ્યું:—"ભાઇ ! મારા કરતાં તને પાણીની જરૂર વધારે છે."

બાલ્યકાળથી સર ફિલિપ સિડ્નીએ સ્વાર્થત્યાગની ટેવ પાડેલી હોવાથીજ તેનાથી આવું કામ બની શક્યું. આ બનાવથી તેની સુજનતા અને મહત્ત્વ સદાને માટે યાદ રાખવા લાયક બન્યાં છે.

---

## २११–राजधर्म अने हजरत उम्र फारुक

હઝરત મહમદ પેગંબરસાહેબ પછીજ મહાત્માઓએ ઇસ્લામ-ધર્મની અમૂલ્ય સેવા બજાવી છે. તેમાં સૈયદ હઝરત ઉમ્ર ફારુકનું નામ આગળ પડતું છે.

આ મહાન મુસલમાન ખલિફા ઘણા ધાર્મિક પ્રકૃતિના અને પ્રજાવત્સલ હતા. તેઓ રાતદિવસ પ્રજાના હિતની ચિંતાજ કર્યા કરતા. રાતે પણ રાજ્યનું અને જાતિનુંજ કામ કરવામાં મશગુલ રહેતા; પરંતુ વચમાં આરામ લેવા સારૂ અથવા પોતાના ખાનગી કામ સારૂ બહાર જતા ત્યારે તેલનો દીવો હોલવી નાખતા. એમ કરવાનું કારણ પૂછતાં તેઓ જણાવતા કે, પ્રજાના પૈસા એમના હિતમાંજ વાપરવા જોઇએ, નકામા ન જવા દેવા જોઇએ. દેશના પૈસાથી આવેલું તેલ પણ નકામું ન બાળી મૂકવું જોઇએ. રાજધર્મની કેવી તીવ્ર લાગણી!

## २१२–बाबु संसारचंद्रनी निडरता

જયપુરના હાલના મહારાજા માધોસિંહનું મૂળનામ કાયમસિંહ હતું. ગાદીએ આવતા પહેલાં તેઓ એક સાધારણ જાગીરદારના પુત્ર હતા. એ વખતે બાબુ સંસારચંદ્ર જે પાછળથી એમના રાજ્યમાં સૌથી મોટા પદ ઉપર પહોંચવાને ભાગ્યશાળી થયા હતા, તે એમના શિક્ષક હતા અને સરદારપુત્ર કાયમસિંહને લેસન ન આવડે ત્યારે ખૂબ મારતા. રાજા થયા પછી એક વખત એ પુરાણી વાતને સંભારીને મહારાજા માધોસિંહે સંસાર-ચંદ્રની તથા બીજા નોકરોની રૂબરૂ એમના ભાઇ પૂર્ણચંદ્રને કહ્યું:– "તમારા આ મોટા ભાઇ કાંઇ શાણા માણસ નથી. એ નિશાળમાં મારા માસ્તર હતા ત્યારે મને મારવાને માટે કહેતા કે:–'કાયમસિંહ, હાથ ધર.' પણ હું કાંઇ એવો કાચો હતો કે એમ ને એમ હાથ ધરૂં! હું ટેબલની ચારે તરફ દોડતો પણ એ પકડીને મને મારતા. એકવાર તો મને એવું થયું હતું કે હાથમાં આવે તો મારીને સીધા કરી નાખું. હવે એના એ મારી સમક્ષ હાથ જોડીને ઉભા રહે છે. હવે હું એમને કહું કે, હાથ ધરો તો! બાપરે! મને ખૂબ માર માર્યો છે." સંસારચંદ્ર બાબુએ હસીને કહ્યું:– "મહારાજ! મને જો એ વખતે ખબર હોત કે આપ જયપુરના મહારાજા

થનાર છો, તો એથી પણ વધારે માર મારીને ભણાવત.” સંસારબાબુની જગાએ બીજો કોઈ ખુશામતી હોત તો કહેત કે,“હજુર! આપ મહારાજા થનાર છો એવી ખબર હોત તો હું કદિ હાથ ન ઉગામત, મને માફ કરો.” પરંતુ સંસારચંદ્રે એવી ખુશામત ન કરતાં ઘણા માણસોની સમક્ષ સ્પષ્ટ ઉત્તર આપ્યો, એ એમની મહત્તા હતી. એને લીધેજ એ ભવિષ્યમાં રાજાનો પ્રેમ અને કીર્તિ સંપાદન કરી શકયા.

રાજગાદી ઉપર બિરાજતાંવાર સાથી પ્રથમ પોતાના બાલ્યાવસ્થાના ગુરુના વધનું કૃત્ય કરનાર સિરાજ ઉદ્દોલ્લા જેવાના નિંદાપાત્ર ઉદાહરણથી ભારતનો ઇતિહાસ કલંકિત થયેલો છે, ત્યારે હાલના અધોગતિના સમયમાં પણ મહારાજા માધોસિંહજી જેવા આદર્શ શિક્ષકની યોગ્ય કદર કરનારા મહારાજાઓ છે, એ જાણી સંતોષ થાય છે.

---

## २१३—त्यागी कोण ?—एक संन्यासीनुं वचन

સારી સમૃદ્ધિવાળો એક શિક્ષિત પુરુષ કામિનીકાંચન અને સંસારના ઝઘડાઓમાં રાતદિવસ ગુંથાયલો રહેતો હતો. ઇશ્વરની કૃપાથી એક દિવસ એની એવા સાધુ સાથે મુલાકાત થઇ કે, જેણે વસ્ત્રસુદ્ધાંતનો ત્યાગ કર્યો હતો. એ તેજસ્વી પરમહંસનાં દર્શનથી એને ઘણો આનંદ થયો અને એનામાં એક વૈરાગ્યનો ઉદય થઇ આવવાથી સાધુને કહ્યું:-“ મહારાજ ! ધન્ય છે આપના ત્યાગને.”

સંન્યાસીએ મીઠાસ્વરે ઉત્તર આપ્યો:-“ બેટા ! અજ્ઞાની લોકો મને ત્યાગી ભલે કહે,પણ તું તો મને કહી શકેજ નહિ.મેં અમૂલ્ય, સદાને માટે રહે એવું ધન પ્રાપ્ત કરવાની લાલસામાં આ નજીવા નાશવંત દ્રવ્યનો ત્યાગ કર્યો છે, પણ તેં તો એ અમૂલ્ય ધનની ખબર હોવા છતાંપણ એને મેળવવાનો જરાયે લોભ રાખ્યો નથી, માટે તુંજ ખરો ત્યાગી છે.”

---

## ૨૧૪—મૂલ સ્વીકારવામાં રહેલું મહત્ત્વ

અમેરિકા દેશમાં એકવાર કોઈએક ઠેકાણે પ્રતિનિધિની ચુંટણી થઈ રહી હતી. મહાત્મા જ્યોર્જ વૉશિંગ્ટન, જે એ વખતે અંગ્રેજીરાજ્યના તાબામાં કોઇ એક ફોજના સેનાપતિ હતા, તે ત્યાં આગળ હાજર હતા. વાતચીતમાં મિજાજ ખસી જવાથી પેઇન નામના એક મનુષ્યને એમણે બેએક અપશબ્દ કહ્યા. મિ૦ પેઈને લાકડી મારીને એમને ત્યાંના ત્યાંજ ભોંયભેગા કર્યા. કેટલાક સૈનિકો ત્યાં હાજર હતા તેઓ પોતાના કર્નલની આવી દુર્દશા અને અપમાન થતું જોઇને પેઇન સાહેબની તરફ ગુસ્સો કરીને દોડયા; પરંતુ મહાત્મા વૉશિંગ્ટને વિનયપૂર્વક એમને દઢ આજ્ઞા આપી અને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું.

બીજે દિવસે વૉશિંગ્ટને મિસ્ટર પેઈનને પત્ર લખ્યો કે:—“ મહેરબાની કરીને એકવાર ફલાણી હૉટલમાં મને મુલાકાત આપશો તો હું ઉપકૃત થઈશ.” એ વખતમાં એકબીજા સાથે મલ્લયુદ્ધ કરીને તકરારનો ફડચો કરવાનો રિવાજ હતો. મિસ્ટર પેઇને ધાર્યું કે, આ વખતે પણ એવાજ યુદ્ધમાટે કર્નલે મને બોલાવ્યો છે; કારણકે મેં ગઇ કાલે એનાં હાડકાં ખૂબ ખોખરાં કર્યાં છે. પરંતુ બીજે દિવસે હૉટલમાં જઇને જુએ છે તો ટેબલના ઉપર પિસ્તોલ-બિસ્તોલ કાંઈજ નથી. વૉશિંગ્ટન એને જોતાંવારજ ઉભો થયો અને મોં મલકાવીને બોલ્યો:—“કાલે મેં જે અપશબ્દો ઉચ્ચાર્યા હતા તેને માટે હું ઘણો શરમીંદો થયો છું અને આપે પણ તેનો પૂરેપૂરો બદલો વાળ્યો છે! હવે જો આપ તેને પૂરતો ગણતા હો તો ( હાથ મેળવવા—શેકહેન્ડ કરવા—સારૂ હાથ આગળ ધરીને ) ચાલો આપણે એકબીજાના મિત્ર થઇ જઇએ.” આવા સુજનતાભર્યા વ્યવહારથી કયા મનુષ્યના મનમાં ક્રોધ કાયમ રહી શકે ? મિ૦ પેઈને આનંદપૂર્વક એમની સાથે શેકહેન્ડ કરીને પોતાને ધન્યવાદ આપવા માંડયો તથા એ દિવસથી આખી જીંદગીસુધી વૉશિંગ્ટનના ભક્તોમાં-ના એક થઇને રહ્યો.

## ૨૧૫—લોકમાન્ય તિલકની નિઃસ્વાર્થ દેશભક્તિ

લોકમાન્ય તિલકના એક સ્નેહીએ વાતચિતમાં એક દિવસ તેમને પૂછ્યું કેઃ—" બળવંતરાવ! જ્યારે સ્વરાજ્ય થશે ત્યારે એ સ્વદેશી સરકારમાં તમે કયો હોદ્દો પસંદ કરશો? વડા પ્રધાન થશો કે પરરાષ્ટ્ર મંત્રી?" એમણે જે જવાબ આપ્યો તે સાંભળવા જેવો છે. " નારે ભાઈ! સ્વરાજ્ય થશે એટલે હું તો મારે સ્વદેશી કૉલેજમાં ગણિતનો અધ્યાપક બનીને બેસી જઈશ. તમારી રાજખટપટ મારે નથી જોઈતી.મારે તો હજુ 'ડિફ્રેન્શિયલ કેલક્યુલસ' ઉપર પુસ્તક લખવું છે. દેશ ઉપર સંકટ આવી પડયું છે અને તમે કોઈ દેશનું કામ હાથમાં નથી લેતા, તેથી મારે તે ન છૂટકે કરવું પડે છે."

## ૨૧૬—आसफ उद्दौलानुं दान

લખનૌના નવાબ આસફ઼ ઉદ્દૌલા પુણ્યદાનમાટે ઘણા પ્રખ્યાત હતા. એક દિવસ તેમણે એક ફ઼કિરને રાજમાર્ગ ઉપર નીચે પ્રમાણે સાદ પાડતો સાંભળ્યોઃ—"જિસકો ન દે ખુદાતાલા,ઉસકો દે આસફ઼ ઉદ્દૌલા!" નવાબે ફ઼કિરને બીજે દિવસે અમુક વખતે પોતાના મહેલમાં આવવાનું કહ્યું. ફ઼કિર એ પ્રમાણે ત્યાં ગયો,એટલે નવાબે તેને એક તડબૂચ આપ્યું.ફ઼કિર ઉદાસ થયો કે,બાદશાહની આગળ આવ્યો તો એણે એક તડબૂચજ આપ્યું. ખિન્નતાપૂર્વક એણે એ તડબૂચ બે પૈસામાં વેચીને એના ચણા લઈને ખાધા. જે માણસે તડબૂચ વેચાતું લીધું હતું, તેણે ઘેર જઈને કાપ્યું તો એમાં નવાબે યુક્તિપૂર્વક ગોઠવી રાખેલા હીરામોતી આદિ રત્નોના દાગીના નીકળ્યા! થોડા દિવસ પછી એ ફ઼કિરનો ફ઼રીથી મેળાપ થયો ત્યારે નવાબે પૂછ્યું કેઃ—" સાંઇસાહેબ! એ તડબૂચ કેવું હતું?" જવાબ મળ્યો કે, એ તડબૂચ તો બે પૈસામાં વેચી નાખ્યું હતું. નવાબે કહ્યુંઃ—" એમાં તો હીરામોતીના દાગીના હતા." એ સાંભળીને ફ઼કિરે ઉંડો નિસાસો નાખ્યો એટલે નવાબે કહ્યુંઃ—" હવેથી લોકોને ખોટી સલાહ ન આપતા પણ સાચી વાતજ જણાવજો કે 'જિસકો ન દે ખુદા તાલા ઉસકો ન દે સકે આસફ઼ ઉદ્દૌલા!"

## २१७—प्राणसाटे आश्रितोनी रक्षा

ઈ૦ સ૦ ૧૮૪૨માં બર્કન હેડ નામનું અંગ્રેજી વહાણુ આફ્રિકાના ઉપસાગરમાં થઈને જતી વખતે તેનું તળીઉં એક ખડક સાથે અથડાઈ પડવાથી ફૂસાઇ પડયું. એ વહાણુમાં સાડીચારસો કરતાં વધારે પુરુષ અને દોઢસો કરતાં વધારે સ્ત્રીઓ અને બાળકો હતાં. વહાણુના કૅપ્ટને જોયું કે, આ વહાણુનો નાશ તો અવશ્ય થવાનોજ છે. તેમણે તરતજ એ વહાણુમાંના કેટલાક સૈનિકોને હુકમ આપ્યો કે, તમે સશસ્ત્ર થઇને વહાણુના સૌથી ઉપલા માળ ઉપર હારબંધ ઉભા રહો અને સાંકળોવડે સ્ત્રીઓ તથા બાળકોને મછવામાં ઉતારીને કિનારે પહોંચાડવાનો બંદોબસ્ત કરો. આગબોટમાંનાં સ્ત્રીપુરુષ અને બાળકોને ધીમે ધીમે કિનારે પહોંચાડવામાં આવ્યાં. પછી આગબોટ ધીમે ધીમે તળીએ બેસવા લાગી. હવે એક પણુ મછવો બાકી રહ્યો નહોતો કે જેમાં બેસીને ખલાસીઓ પોતાનો જીવ બચાવી શકે. તેઓ પોતાના કૅપ્ટનસહિત ચુપચાપ શાંતિપૂર્વક ઉભા રહ્યા અને થોડીક વારમાં આગબોટની સાથે સમુદ્રના જળમાં સમાઇ ગયા.

---

## २१८—सुखदुःख वेठवानो अभ्यास-राजा अने भरवाड

પૂર્વકાળમાં ભારતવર્ષમાં કોઈ એક રાજા હમેશાં માંદો રહેતો હતો. એક દિવસ પાલખીમાં બેસીને ફરવા જતી વખતે એણે જોયું કે, એક ભરવાડ ભરઉનાળાના તાપમાં ગીતડાં લલકારતો લલકારતો ઢોર ચરાવી રહ્યો છે. બીજે એક વખતે વરસાદમાં જોયું તો મુસળધાર વરસાદમાં પણુ એ ઢોર ચરાવી રહ્યો છે. રાજાએ તેને બોલાવીને પૂછ્યું:—“ તને આટલા કષ્ટમાં પણુ આટલો બધો આનંદ કેવી રીતે આવે છે ? ” ભરવાડે ઉત્તર આપ્યોઃ—“મહારાજ ! ટેવ પડી જવાથી ટાઢતડકો કે વરસાદમાં મને કાંઈ પણુ વસમું લાગતું નથી. નિયમસર ખોરાક ખાધાથી મારા શરીરમાં કોઇ જાતનો રોગ પણુ થતો નથી અને હું કોઇ પણુ જાતની ફિકર પણુ કરતો નથી.” રાજાએ તેના ઉપર બહુજ પ્રસન્ન થઇને તેને થોડા દિવસ પોતાના મહેલમાં રાખ્યો. ભરવાડના સુખનો તો પાર રહ્યો નહિ. ભાતભાતનાં પકવાન્ન ખાધાથી એની નિયમિત ખોરાકની ટેવ છૂટી ગઈ. ( સાત્ત્વિક ખોરાકનો મુખ્ય ગુણુજ એ

છે કે ભૂખ લાગ્યા વગર એ વિશેષ ખવાતોજ નથી, તેથી હદથી વધારે ખવાતું નથી. ) સૂવાને માટે ભારે ભારે તળાઇઓ તથા પહેરવાને બારીક વસ્ત્ર મળવા લાગ્યાં, એટલે ટાઢ તથા તાપ સહન કરવાની શકિત પણ ગઈ અને આ સુખ કેટલા દિવસસુધી ટકશે, છોકરાંછૈયાંનું શું થશે વગેરે અનેક જાતની ચિંતાઓ ઉત્પન્ન થવા લાગી. આથી કરીને એ માંદો પડયો. હવે એ ભરવાડને લાગ્યું કે, ઝુંપડીમાં સૂવું અને ખુલ્લી હવામાં ઢોરો ચારવાં એ આના કરતાં ઘણું સારૂં કામ હતું. રાજાની પાસે રજા માગીને એ પાછો પોતાને ઘેર ગયો. રાજા પણ હવે પોતાનું શરીર રોગી રહેતું હતું તેનું ખરૂં કારણ સમજી ગયો.

## ૨૧૯—નેલ્સનની બચપણથી દૃઢ કર્તવ્યબુદ્ધિ

જે વખતે હૉરેશિયો નેલ્સનની ઉંમર નવ વર્ષની હતી, તે વખતે એ નિશાળની રજાઓમાં વિદ્યાર્થીભવન (બૉર્ડીંગ હાઉસ) છોડીને પોતાને ગામ જઇ પિતાની પાસે પરમ આનંદમાં રહેવા લાગ્યો. રજા પૂરી થવા આવી ત્યારે વરસાદ અને બરફ પડવાથી થોડા દિવસસુધી નિશાળે જવાનું બની શકે એમ નહોતું ,એટલે બાળક ઘણોજ ખુશ થયો. આકાશ સાફ થઈ ગયું, ત્યારે પિતાએ હૉરેશિયો અને તેના મોટાભાઇ વિલિયમને બે ટટ્ટુ ઉપર બેસાડીને કહ્યું:–" રસ્તો ખરાબ છે; પરંતુ બની શકે ત્યાંસુધી રસ્તો પાર કરીને નિશાળે પહોંચજો. સાધારણ અડચણની ખાતર પાછા વળશો નહિ." રસ્તો ખરેખર બહુજ ખરાબ હતો, એવી દશામાં એ બાળકો ઘેર પાછા ગયા હોત તો એમનો વાંક કઢાય એમ નહોતું. મોટા વિલિયમે તો રસ્તામાંથી ઘણીવાર પાછા ફરવાનો વિચાર કર્યો હતો; પરંતુ હૉરેશિયોએ એને કહ્યું હતું કે:–'મોટાભાઇ ! યાદ રાખજો કે પિતાજીએ આપણી દૃઢતા ઉપર વિશ્વાસ રાખીનેજ આપણને કહ્યું હતું કે, સાધારણ અડચણોની પરવા ન કરતાં, બની શકે ત્યાંસુધી નિશાળે જજો. તમેજ કહો કે જે દિવસે નિશાળમાં રજા પડી તે દિવસે રસ્તો આવોજ ખરાબ હોત તોપણ આપણે પાંશરા ઘેર જાત કે નહિ ?"

બાલ્યાવસ્થાથીજ આ પ્રમાણે કર્તવ્યનું પાલન કરવાનો સ્વભાવ હોવાથી હૉરેશિયો નેલ્સને ટ્રફાલગરના યુદ્ધમાં વિજય મેળવવાને દિવસે જે ઝંડો

ચઢાવ્યો હતો તેમાં લખ્યું હતું કે:–" ઈંગ્લેંડ આશા રાખે છે કે એનો દરેક પુત્ર પોતાનું કર્તવ્યપાલન કરશે." એ દિવસે પ્રત્યેક અંગ્રેજ નાવિકસૈનિકે ખરેખરી રીતે પોતાની ફરજ બજાવી અને પોતાની માતૃભૂમિ ઇંગ્લેંડને તેના હાલના ગૌરવથી વિભૂષિત કરી.

## २२०--धनमां सुख नथी--धनपति एस्टर

અમેરિકાના કરોડપતિ (ખર્વનિખર્વપતિ કહેવું વધારે વ્યાજબી છે) જૉન જેકબ એસ્ટરને એક માણસે કહ્યું:–" આપ આટલા બધા ધનવાન છો તેથી આપ અવશ્ય સુખી છો!" એસ્ટરે ઉત્તર આપ્યો:–" હું સુખી! હું સુખી! તમને બે વખત ખાવાનું અને કપડાં આપું તો તમે મારી આ મોટી મિલકતના વહીવટદારનું કામ કરવા રાજી થશો? હું તો એથી વધારે કાંઇજ પામતો નથી."

## २२१—काजी आबु युसफनुं धर्मज्ञान अने विनय

મુસલમાનોની ઉન્નતિના ઉજ્જ્વલ યુગમાં આબુ યુસફ બગદાદના કાઝી હતા. એ વખતના ન્યાયાધીશો ખરેખરો ઇન્સાફ કરવાને પોતે ઇશ્વરની આગળ જવાબદાર છે એવું સમજતા. "વાદીનો મુકર્દમો જૂઠો હોય એમ તો જરૂર જણાય છે; પરંતુ સાક્ષીપૂરાવા એણે બરોબર રજુ કર્યા છે એટલે ફાઇલને આધારે એને ડીક્રી આપવામાં આવે છે." એવો બેફિકરાઇનો ન્યાય એમનો નહોતો થતો. હાલ પણ મેજીસ્ટ્રેટને ફોજદારી મુકર્દમામાં તો પોતાની મરજીથી સાક્ષી બોલાવવાની સત્તા થોડીઘણી છે, પરંતુ દિવાનીમાં એ પણ નથી!

કોઈ એક સમયે વારસાને લગતા એક મુકર્દમામાં પુષ્કળ પરિશ્રમપૂર્વક તપાસ કર્યા છતાં પણ કાઝી સાહેબ સંતોષકારકરીતે અભિપ્રાય બાંધી ન શકયા ત્યારે એમણે કહ્યું:–"હું આ મુકર્દમાનો ફેંસલો આપી શકતો નથી, એને ખલિફાની પાસે લઇ જાઓ. ભગવાન કરુણા કરીને એમને આ મુકર્દમાનો ફેંસલો કરવાની શકિત આપો."

કાઝીની વાત સાંભળીને કચેરીમાં ઉભેલો એક માણસ બોલી ઉઠયો:– "ખલિફા આપના અજ્ઞાનને માટેજ આટલો બધો પગાર આપને આપે છે કે?"

કાઝીસાહેબે સ્મિતપૂર્વક જવાબ આપ્યો:-"ભાઈ! મને જે થોડુંઘણું આવડે છે એને માટે ખલિફા મને પુષ્કળ પગાર આપે છે એ વાત ખરી, પણ મને જે જે નથી આવડતું એને માટે પણ એમને પગાર આપવો પડતો હોત તો એમના રાજ્યનો અખૂટ ખજાનો પણ એક દિવસમાં ખાલી થઈ જાત."

## ૨૨૨--लोकमान्य तिलकनी स्वदेशभक्ति

મુંબઈમાં એક વખત વિદ્વાનોની સભા મળી હતી. અનેક વિદ્વાનો ત્યાં એકઠા થયા હતા. ત્યાં તિલક મહારાજે 'ખાલ્ડિયન સંસ્કૃતિ' ઉપર તેમજ 'હિંદ અને ઇરાનના સુધારાવચ્ચે કેટલું મળતાપણું છે' એ વિષે એક વિદ્વત્તાપૂર્ણ અને અપૂર્વ કલ્પનાભર્યું વિવેચન કર્યું. સભા બરખાસ્ત થયા પછી તે સભાના તે દિવસના પારસીપ્રમુખે કહ્યું:-"મિસ્ટર તિલક! તમે તમારી બુદ્ધિનો દુરુપયોગ કરો છો. આટલી અગાધ બુદ્ધિની બક્ષીસ છે તો પછી તમે ઈતિહાસ-સંશોધનનું કામ કરશો તો સમસ્ત દુનિયામાં તમારી કીર્તિ ફેલાશે. તે છોડી આ રાજપ્રકરણના કીચડમાં શું પડયા છો?" તિલકે જવાબ વાળ્યો:-(એમના અવાજમાં સહેજ ફેર પડયો હતો)"હિંદ કાંઈ વંધ્યા નથી. સ્વરાજ્ય થશે એટલે મારા જેવા હજારો પંડિતો પાકશે.આજે તો દેશની વહારે ધાવાની જરૂર છે. દરેક જણે પોતાની બુદ્ધિ, શક્તિ અને સર્વસ્વ આજે તો સ્વરાજ્ય પાછળજ આપી છૂટવું જોઈએ."

## ૨૨૩--गुजरातना एक सुलताननो पुत्रने उपदेश

ગુજરાતના બાદશાહ સુલતાન મુજફ્ફરશાહને તેના પૌત્ર અહમદશાહે કેદ કરીને ઝેર આપ્યું, તે વખતે એ પુત્રવત્સલ બાદશાહે આપેલી શિખામણ રાજાઓને બોધ લેવા લાયક છે.

"(૧) જે માણસોએ તને આ કામ કરવા (દાદાને ઝેર આપવા) ઉશ્કેર્યો છે, તેની દોસ્તી રાખતો નહિ, પરંતુ તેને મારી નાખજે; કારણ કે દગાખોરનું લોહી હલાલ છે. (ખરી વાત છે કે, દગો કોઈનો સગો નથી.)

(૨)દારૂ પીવાનો શોખ જરા પણ રાખીશ નહિ. પાદશાહોને એ છંદથી દૂર રહેવાની જરૂર છે. દારૂના પ્યાલામાં જરા પણ નજર નાખતો નહિ; કારણ કે તે દુ:ખના દરીઆનું તોફાન છે.

(૩) તું કૃપાવંત દરવેશ થજે; એકલા આત્માના સુખને ન જોતો !

(૪) જો તું તારૂં પોતાનું સુખ ચાહીને બેસી રહીશ તો તું તારા પોતાના મુલકમાં પણ સુખચેનથી રહી શકીશ નહિ.

(૫) અકિંચન દરવેશોની ફિકર રાખ; કારણ કે રાજા રૈયતને લીધેજ તાજ-દાર થાય છે.

(૬) રૈયત મૂળ છે અને સુલ્તાન વૃક્ષ છે. અરે પુત્ર ! મૂળથીજ વૃક્ષ મજબૂત થાય છે.

(૭) જ્યાંસુધી બને ત્યાંસુધી પ્રજાને સતાવીશ નહિ અને જો એમ કરીશ તો એ તારૂં પોતાનુંજ મૂળ છેદી નાખશે. ”

## २२४--दिवान सावनमलनो निष्पक्षपात न्याय

પંજાબના રાજા રણજિતસિંહના અમલમાં મુલ્તાનનો સુબો દિવાન સાવનમલ ઘણો પ્રખ્યાત થઈ ગયો છે. એની કારકીર્દિમાં મુલ્તાનની પ્રજા ઘણી સુખી હતી. ન્યાય કરતી વખતે એ પોતાનાં સગાંસંબંધીની જરાપણ શરમ રાખતો નહિ. એક વખત એવું બન્યું કે એના મોટા દીકરા રામદાસે એક ખેડુતના ખેતરમાં પોતાનો ઘોડો બાંધ્યો. એ ઘોડાએ એ ખેતરની પેદાશનો નાશ કરી નાખ્યો. એ બાબતની ફરિયાદ ખેડુતે દિવાન સાવનમલની આગળ કર્યાથી એણે પોતાના પુત્રને કેદની સજા કરી હતી. આવા નિષ્પક્ષપાતી ન્યાયાધીશો આજ પણ થોડા દીઠામાં આવે છે.

## २२५—गुणनी कदर—महाराजा रणजितसिंह

મહારાજા રણજિતસિંહના સમયમાં ખુશાલસિંહ નામનો એક યુવક તેમનો અંગરક્ષક હતો. એ જાતનો બ્રાહ્મણ હતો અને પરદેશથી આવીને સોળસત્તર વર્ષની વયે લાહોરમાં પાંચ રૂપિયાના પગારે એક પલ્ટણમાં નોકર રહ્યો હતો. ધીરે ધીરે મહેલના નોકરોમાં એ દાખલ થયો અને મહારાજાની પ્રીતિથી અંગરક્ષકના હોદ્દે ચઢયો. એક દિવસ રણજિતસિંહ નગરચર્ચા જોવા સારૂ વેશ બદલીને બહાર ગયા હતા. રાત બહુ વીતી ગયા પછી એ પાછા ફર્યા. જમાદાર ખુશાલસિંહ એ સમયે પહેરા ઉપર

હતો. એણે પોતાના સ્વામી–મહારાજા રણજિતસિંહને ઓળખ્યા નહિ અને આખી રાત પહેરામાં બેસાડી મૂકયા. વહાણું વાતાં જોયું તો જે માણસને આખી રાત બેસાડી મૂકયો હતો તે બીજો કોઇજ નહિ, પણ મહારાજા રણજિતસિંહજ ા. હવે તો એ ગભરાયો અને શરમિંદો થયો; પણ રણજિતસિંહ એના ઉપર જરા પણ ચીડાયા નહિ. ઉલટા એની કર્તવ્યપરાયણતાથી ઘણા પ્રસન્ન થયા અને એને દરવાનના અને પછી અંગરક્ષકના પદ ઉપર નીમ્યો તથા મોટી જાગીર બક્ષીસ કરી. એ ઉપરાંત એનો માનમરતબો પણ ઘણો વધારી આપ્યો.

## ૨૨૬—धर्मोपदेश—पुनरुक्तिनी आवश्यकता

કોઈ એક પ્રસિદ્ધ ઉપદેશક પોતાનાં ભાષણોમાં નાનાપ્રકારની વિચિત્ર વાતાનો સમાવેશ કરીને લોકોનાં ચિત્તને આકર્ષણ કરતો હતો; પણ છેવટમાં એકની એકજ વાત સંયમી, કર્તવ્યપરાયણ, પ્રેમાળ અને ઈશ્વરભક્ત થવાનો ઉપદેશ આપતો અને એ એકજ વાકયથી લોકોને ધાર્મિક થવાને ઉત્તેજિત કરતો.એક માણસે તેનાં ધાર્મિક વ્યાખ્યાનો ઘણી જગ્યાએ સાંભળ્યાં હતાં.એક દિવસે તેણે પંડિતજીને કહ્યું:–"વ્યાખ્યાનમાં છેવટે એકની એકજ વાતની પુનરુક્તિ હોય છે." ઉપદેશકે હસીને કહ્યું:–"ભાઇ! એ સનાતન અને તદ્દન પ્રાચીન ઉપદેશને એકવાર સાંભળી લઇનેજ જેઓ એ પ્રમાણે ચાલવાનું આરંભ કરતા હોય અને પછી ધીમે ધીમે ઉંડો ઈશ્વરપ્રેમ અને ભકિતનો મધુરો રસ પ્રાપ્ત કરતા હોય, તેમને માટે વારેઘડીએ મારો ઉપદેશ સાંભળવાનું પ્રયોજન.નહિ રહે."

## ૨૨૭—काम करवामां चोक्साइनो गुण

કોઇ એક રાજા તેના બીજા પ્રધાનોને જે પગાર આપતો તેના કરતાં ચારગણો પગાર મુખ્ય પ્રધાનને આપતો. એ જોઇને બીજા પ્રધાનો દાઝે બળતા અને મનમાં વિચારતા કે:–"અમે જે પ્રમાણે કામ કરીએ છીએ તે પ્રમાણે એ પણ કામ કરે છે, છતાં એનો પગાર અને માનમર્તબો વધારે શામાટે હોવો જોઈએ? એનું એવું તે શું કામ છે કે, જે અમારાથી ન થઈ શકે?" એક દિવસ રાજાની પાસે જઇને તેમણે પોતાના મનનો ઉભરો ખાલી

કર્યો. રાજાએ કહ્યું:–"ઘણું સારૂં, હું આજથી મુખ્ય પ્રધાનને રજા આપું છું. તમે બધા એનું કામ ચલાવજો."

રાજસભાનું કાર્ય ચાલવા માંડયું. સંધ્યાકાળની થોડી વાર પૂર્વે રાજમાર્ગ ઉપરથી નગારાં તથા વાજીંત્રનો અવાજ આવ્યાથી રાજાએ એ તરફ ધ્યાન દોડાવીને એક મંત્રીને પૂછ્યું:–'આ શેનો અવાજ છે ?' મંત્રીએ એક જમાદારને કહ્યું કે:–'જોઇ આવ તો, આ શેનો અવાજ આવે છે?' જમાદાર બહાર જઇને તરતજ પાછો આવ્યો અને વૃત્તાંત જણાવ્યો. મંત્રીએ રાજાને કહ્યું:–"વર પરણવા જાય છે, તેનાં વાજાં વાગે છે." રાજાએ પૂછ્યું:–"કયી જાતનો વર પરણવા જાય છે ?" મંત્રીએ જમાદારને પૂછ્યું. એ જવાબ આપી શકયો નહિ, એટલે મંત્રી જાતે ઝટપટ ઉઠીને બહાર ગયો અને થોડી વારમાં આવીને કહ્યું:–"હજુર ! ક્ષત્રીનો વર છે."રાજાએ પૂછ્યું:–"વર કયાંનો છે ?" મંત્રી પાછો ઝટ દોડીને પૂછી આવ્યો અને બોલ્યો 'ફલાણા ગામનો.' રાજાએ પછી પેલા મુખ્ય મંત્રીને બોલાવી મંગાવ્યો અને તેને પણ પૂછ્યું કે:–'આ શેનો અવાજ આવે છે ?' મંત્રી બહાર ગયો અને થોડીવારમાં હાથમાં એક કાગળ લઇને પાછો આવ્યો અને રાજાના પૂછેલા પ્રશ્નોનો સંતોષકારક જવાબ આપવા ઉપરાંત કયા ગામનો વર છે, કન્યા કયા ગામની છે, જાનમાં કોણ કોણ જાય છે; તલવાર, બંદુક, પાલખી ઘોડા વગેરે સરંજામ કેટલો છે, મશાલો કેટલી છે, રીતભાત શી ઠરાવી છે, લગ્નમાં કાંઇ લડાઈટંટો થવાનો સંભવ તો નથી ને ! એ ગામમાં વિભાગો છે કે કેમ, પૂર્વે આ ગામમાંથી એ ગામમાં વર પરણવા ગયો છે કે નહિ, વરની ઉંમર કેટલી છે, ચહેરો કેવો છે, કેટલું ભણ્યો છે વગેરે બીજી પણ બધી ખબર આપી.

પછી રાજાએ બીજા મંત્રીઓ તરફ સ્મિત કરીને કહ્યું:–"જ્યારે હું કોઈ સિપાઈને કોઇ વાત પૂછું છું ત્યારે સવાલના એકજ જવાબની આશા રાખું છું; પણ જ્યારે કોઈ બુદ્ધિમાન ઉંચા અમલદારને એજવિષે સવાલ કરૂં છું ત્યારે તો જરૂર એવું માનું છું કે એણે પૂરેપૂરી ચોક્કસ માહિતી મેળવીને જવાબ આપ્યો હોવો જોઈએ."



## २२८—महात्मा जाफर सादेकनी अंदरनी सादाइ

જાફર સાદેક હઝરત પયગંબર સાહેબના દૌહિત્ર થતા હતા અને બહુ પવિત્ર તપસ્વી પુરુષ હતા. એક દિવસ તેમણે ઉંચી જાતનું કપડું ધારણ કર્યું હતું તે જોઈને કોઇએ કહ્યું:—" આપ તો પયગંબર સાહેબના વંશજ છો.આવું કિંમતી કપડું પહેરવું એ આપને છાજતું નથી." સાદેક તેનો હાથ પકડીને પોતાની બાંયની અંદરની બાજુએ લઈ ગયા, એટલે તેને જણાયું કે એ કિંમતી વસ્ત્રની નીચે જાડી ખાદીનું એક એવું ખરબચડું વસ્ત્ર હતું કે જે હાથને પણ ખુંચતું હતું. તેમણે કહ્યું:—" મારૂં આ ઉપલું વસ્ત્ર તો લોકોને માટે છે અને ખુદાને માટે તો અંદરનું બીજું વસ્ત્રજ છે."

## २२९—ईश्वरना गौरवनुं अभिमान--महात्मा जाफर सादेक

એક વખત કોઈએ જાફર સાદેકને પૂછ્યું:—'આપ આપના ખાનદાનના ચેરાગ છો—કુળદીપક છો,એટલા માટે અભિમાની લાગો છો.' એમણે કહ્યું:— " ભાઇ ! હું અભિમાની નથી, પરંતુ મારામાં એક જાતનું ગૌરવ છે ખરૂં. જ્યારે હું મારી જાતના અભિમાનનો ત્યાગ કરી દઉં છું,ત્યારે મારા અંતઃકરણમાં ઇશ્વરનું ગૌરવ આવીને ઉભું રહે છે. માણસથી પોતાના ગૌરવનું અભિમાન તો નજ કરાય, પણ પ્રભુના ગૌરવનું અભિમાન તો કરી શકાય ખરૂં."

## २३०—कृतज्ञ धनवान श्रेष्ठ के सहनशील ऋषि ?

એક દિવસ તપસ્વી સાદેકને કોઇએ પૂછ્યું કેઃ—"સહનશીલ ઋષિ શ્રેષ્ઠ કે કૃતજ્ઞ ધનવાન શ્રેષ્ઠ?" સાદેકે જવાબ આપ્યો:—"સહનશીલ ઋષિ શ્રેષ્ઠ છે;કેમકે ધનવાન મનુષ્યનું હૃદય ખજાનામાં પૂરાયલું રહે છે અને ઋષિનું ચિત્ત સદા ઇશ્વરમાં પૂરાયલું રહે છે."

## २३१—निराधारनी सेवानुं माहात्म्य—राणी इलीझावेथ

હંગરીદેશની રાણી ઈલીઝાબેથ ઘણી પવિત્ર અને ધાર્મિક વૃત્તિની સ્ત્રી હતી. ગરીબ અને માંદા તરફ એ અગાધ માયા રાખતી હતી. એકવાર તે એક પતવાળા બાળકને પોતાના મહેલમાં લઈ આવી અને તેને સૂવાડવા બીજું કોઇ સ્થળ ન હોવાથી પોતાનાજ પલંગમાં સૂવાડયું. તેનો પતિ એ વાત સાંભળતાંજ કાંઇક ગુસ્સા સાથે ત્યાં આવ્યો અને તે બાળક કેવું ગંદુ છે તે જોવા તેણે તેને ઓઢાડેલું વસ્ત્ર ઉપાડયું. તેણે શું જોયું ? તેણે તે પતિયા બાળકને બદલે ઈસુ ખ્રિસ્તનું બાળસ્વરૂપ જોયું અને પછી ગભરાઈને પણ આનંદપૂર્વક ત્યાંથી ચાલ્યો ગયો.

મહાત્મા ઇસુખ્રિસ્તે કહ્યું છે કે:-" નિરાધાર અને હલકામાં હલકા માણસની જે સેવા કરે છે તે મારીજ સેવા કરે છે."

## २३२--एक सुतारनी अंगमेहनतमां श्रद्धा

થોડાં વર્ષપર મિલાન શહેરના રહેવાસી એક સુતારને અમેરિકામાં તેના ધનવાન ભાઈના મૃત્યુથી દોઢ કરોડ રૂપિયાનો વારસો મળ્યો. ત્યારે એ ખબર ફેલાતાંવાર એ સુતારને ત્યાં દરરોજ પુષ્કળ કાગળો અને સેંકડો મુલાકાત લેનારા આવવા લાગ્યા. કોઇ કહે કે મોટર વસાવો, કોઈ કહે મારો સુંદર મહેલ આપના નિવાસમાટે ખરીદો, કોઇ કહે અમારી બેંકમાં આપનું ખાતું ઉઘાડો;પણ એ ૩૯ વર્ષનો ભાગ્યશાળી સુતાર કહે કે:-"ભાઈઓ! મારે તો નંદનવન જેવા મહેલો અને બાગબગીચા કે મોટરોના વૈભવ ન જોઇએ. મને તો મારી આ નાનીશી દુકાનજ મુબારક રહો. હું તો ત્યાંજ બેસીને પહેલાંની પેઠે હજુ પણ વાંસલાવડેજ મારૂં ભાગ્ય ઘડીશ."

## २३३—आदर्श हिंदुन्यायाधीश रामशास्त्री

ભારતવર્ષમાં મરાઠાઓના ઉદયકાળમાં જે મહાત્માઓનો જન્મ થયો હતો તે બધામાં રામશાસ્ત્રી પહેલી શ્રેણીમાં આવે એવા હતા. એમણે હાલના બ્રાહ્મણોને માટે નિઃસ્પૃહતા, નિડરતા અને અડગ ન્યાયપરાયણતાનો દાખલો

બેસાડયો છે. ભારતવર્ષમાં જેમ જેમ આગેવાનોમાં એવા ઉચ્ચ ભાવો ઉંડું મૂળ નાખતા જશે તેમ તેમ સાધારણ લોકો પણ પોતાનું ચરિત્ર તેવા પ્રકારનું ઘડવાનો પ્રયાસ કરશે. જનસમાજમાં મોટી સંખ્યામાં એવા ઉચ્ચ કોટીના લોકો હોય અને તેઓ દેશસેવામાં જોડાય ત્યારેજ દેશની ખરી ઉન્નતિ થાય છે.

અઢારમી સદીમાં મહારાષ્ટ્ર દેશમાં કલ્યાણ જીલ્લામાં માહુલી ગામમાં રામશાસ્ત્રીનો જન્મ થયો હતો.

બાળપણમાં માતપિતાનું મૃત્યુ થયાથી રામશાસ્ત્રી તેર વર્ષસુધી મોટા કાકાને ત્યાંજ ઉછર્યા હતા. ત્યારપછી ઘર છોડીને સતારા જીલ્લામાં એક ધનવાન શેઠીઆને ત્યાં કામકાજ કરવા લાગ્યા.તે કાંઈ પણ ભણ્યાગણ્યા નહોતા. બાલ્યાવસ્થામાં તરવાનો તથા કુસ્તી અને કસરતનો એમને ઘણો શોખ હતો અને એમાંજ એમનું બાલ્યજીવન વ્યતીત થયું હતું. બાળકની સરળતા તથા વિશ્વાસપાત્રતા જોઇને શેઠ ઘણો ખુશ થયો. કેટલાંક વર્ષ એ શેઠને ત્યાં રહ્યા પછી એક દિવસ એવું બન્યું કે રામ શેઠની રસોઇ સારૂ પાણી ભરીને આવ્યા, તે વખતે શેઠ મોતી ખરીદી રહ્યા હતા. મોતીના તેજથી બાળકનાં ચક્ષુ આકર્ષાયાં. ઘડો ખભા ઉપર પકડી રાખીને યુવક ત્યાં ઉભો ઉભો ટગર ટગર જોવા લાગ્યો. શેઠે એ જોઇને પૂછયું:-"આ પ્રમાણે ઉભો શા સારૂ રહ્યો છે ? શો વિચાર કરે છે ?" સરળ બ્રાહ્મણ યુવકે ઉત્તર આપ્યો:-'મોતી પહેરવાનું મન થયું છે.'શેઠે હસીને કહ્યું:-"બહુ મોટા મોટા પંડિતો અને રાજામહારાજાઓ તથા મહાવીર સેનાપતિઓ હોય તેજ મોતી ધારણ કરી શકે છે."

બ્રાહ્મણ યુવકને ઘણી શરમ આવી.એના મનમાં વિચાર આવ્યો કે:-"હું પણ ધારૂં તો ભણીગણીને મોટો પંડિત બની શકું." તેમણે સરળતાપૂર્વક શેઠને કહ્યું:-"શેઠસાહેબ! મને કાશી મોકલી આપો તો હું પણ ભણી આવું."

રામની સરળતાથી શેઠ પ્રસન્ન થયા હતા. બ્રાહ્મણકુમારને ભણવાની ઇચ્છા થઇ છે એ જાણીને શેઠે તેમની ઇચ્છા પૂર્ણ કરવાનું કબૂલ કર્યું. એ સમયમાં સતારાથી કાશી જવું એ કાંઈ રમત વાત નહોતી; પરંતુ એ વખતે મોટા મોટા શેઠીઆની ઠેકાણે ઠેકાણે પેઢીઓ હતી અને તેઓનો પોતાનોજ ટપાલના ટપ્પાઓનો બંદોબસ્ત હતો; એટલે શેઠની મદદથી રામ કાશી પહોંચ્યા. વલ્લભ ભટ્ટ પારાશુંકે એ વખતે કાશીધામમાં મોટી પાઠશાળા ચલાવતા હતા.હજારો વિદ્યાર્થીઓ ત્યાંજ રહીને ભણતા.તેમના ભોજન-

ની વ્યવસ્થા પણ ત્યાંજ હતી. જયપુરના સુવિખ્યાત મહારાજ સવાઈ જયસિંહ એ પાઠશાળાના ખર્ચ સારૂ એક લાખ રૂપિયાનું વર્ષાસન આપતા. વલ્લભ ભટ્ટની આગળ જઈને ૧૬વર્ષનો રામ ગળગળો થઈને ઉભો રહ્યો અને વિદ્યા ભણાવવા સારૂ વિનવવા લાગ્યો. એનો ચહેરો જોઈને ભટ્ટજી પ્રસન્ન થયા અને પૂછ્યું:–" શું શું ભણીને આવ્યા છો ? " સરળચિત્ત રામે જવાબ આપ્યો:–'કાંઇ ભણ્યો નથી, મને કાંઈ આવડતું નથી !' ત્યાં બેઠેલા સેંકડો વિદ્યાર્થીઓ આ ઉત્તર સાંભળીને ખડખડ હસી પડયા.

વલ્લભ ભટ્ટના જમાઇએ પણ મોટી વયે ભણવા માંડયું હતું, એટલે એની સાથે રામને દોસ્તી બંધાઈ. વલ્લભ ભટ્ટે બંનેના શિક્ષણનો બંદોબસ્ત કરી દીધો.દૃઢ શરીરવાળા, સદાચારી, સત્યવાદી, સરળ હૃદયના અને વિદ્યા ભણવામાં પુષ્કળ ખંત ધરાવનારા રામે બહુ ઝડપથી જ્ઞાન મેળવવા માંડયું. સનાતનધર્મની નિષ્કામતા, પવિત્રતા, ઉદારતા આદિ ગુણો સંપૂર્ણરૂપે એમનામાં આવી ગયા.શાસ્ત્રનું જ્ઞાન થયાથી સાંસારિક સુખ ભોગવવાની–હીરા-માણેક ને મોતી પહેરવાની લાલસા પણ એને રહી નહિ.અગાધ પાંડિત્ય અને અસામાન્ય કર્તવ્યનિષ્ઠાને રામ રાતદિવસ પોતાના હૃદયમાં ધારણ કરવા લાગ્યા. ઘણાં વર્ષ પછી નિરક્ષર રામ સર્વ શાસ્ત્રમાં પારંગત પરમ પવિત્ર રામ-શાસ્ત્રી બનીને કાશીધામથી પાછા ઘેર આવ્યા.

એમની વિદ્વત્તા, ધર્મશીલતા, તેજસ્વિતા અને સરળતાની સુવાસ એમના દૂરના ગામડામાંથી પૂનામાં પેશ્વાના મહેલસુધી પહોંચી. બાલાજી બાજીરાવે મોટા માનસહિત એમને બોલાવીને સભા પંડિત અને ધર્માધિકારીની પદવી આપી. પૂનામાં અડધા ભારતવર્ષના અધીશ્વર પેશ્વાની હાઈકોર્ટના એ મુખ્ય ન્યાયાધીશ બન્યા એમ કહીએ તો ચાલે. એમની નિડરતા, સરળતા અને ન્યાયપરાયણતાને માટે પેશ્વા સુદ્ધાંત એમને માન આપતા. તેમણે ધર્મથી ડરીને ચાલનારા એવા કેટલાક સારા પંડિતોને ચૂંટી ચૂંટીને પોતાની નોકરી-માં રાખ્યા હતા. માધવરાવે પેશ્વા બન્યા પછી રામશાસ્ત્રીની સહાયતાથી આખા રાજ્યમાં ન્યાયનો સારો બંદોબસ્ત કર્યો હતો.

માધવરાવ પેશ્વા દૃઢ મનના રાજા નહોતા. એ તરંગી માણસ હતા. થોડાક દિવસ પછી યોગસાધન તરફ એમનું ચિત્ત ગયું અને કેટલાક સંન્યાસીઓને એકઠા કરીને યોગસાધનમાંજ વખત ગાળવા લાગ્યા. એક દિવસ રામશાસ્ત્રી સરકારી કામને અંગે પેશ્વાની પાસે મુકરર કરેલા

વખતે ગયા. ત્યાં જઇને જુએ છે તો પેશ્વા ધ્યાનમગ્ન હતા. રામશાસ્ત્રી પેશ્વાના નોકરોને કહેતા ગયા કે, હું આવ્યો હતો એની મહારાજને ખબર કરજો. પેશ્વા ધ્યાનમાંથી ઉઠયા પછી એ સમાચાર એમને આપવામાં આવ્યા. થોડીવાર પછી રામશાસ્ત્રી પાછા આવ્યા અને જણાવ્યું કે:– 'મહારાજ ! મારી ઈચ્છા કાશીમાં વાસ કરવાની છે.' એ વખતમાં હિંદુ-રાજ્યોમાં 'નોકરી છોડી દઉં છું' 'હવેથી તમારૂં કામ નહિ કરૂં.' 'લ્યો આ મારૂં રાજીનામું' એવું કહેવાને બદલે તીર્થવાસની ઈચ્છાજ પ્રકટ કરવાનો રિવાજ હતો.પોતાને મળવા આવીને શાસ્ત્રીજીને પાછા જવું પડયું તેને માટે પેશ્વાએ દિલગીરી જાહેર કરી; પણ સાથે સાથે દલિલ કરી કે હું બ્રાહ્મણોના કર્તવ્યનુંજ પ્રતિપાલન કરી રહ્યો હતો, એને માટે તો આપે વખાણ કરવાં જોઈતાં હતાં તેને બદલે નોકરી છોડીને ચાલ્યા જવાનો વિચાર રાખો છો એ ઠીક નથી.રામશાસ્ત્રીએ ઉત્તર આપ્યો:–"યોગાભ્યાસ એ બ્રાહ્મણનું કર્તવ્ય છે, એ હું પણ માનું છું; પરંતુ રાતદહાડો એજ કર્તવ્ય કરવું હોય તો મારી સાથે કાશી ચાલો. આપણે બન્ને જણા રાજકાજ છોડી દઇને એજ કાર્યમાં લિપ્ત રહીએ; પરંતુ બ્રાહ્મણ જ્યારે સ્વધર્મ છોડીને ક્ષત્રીનું કામ–રાજ્ય-પાલન–હાથમાં લે તો એની ફરજ છે કે એ કાર્યનું ક્ષત્રીના કરતાં પણ વધારે સારીરીતે પાલન કરે. એમ ન કરે તો બ્રાહ્મણધર્મનો ત્યાગ કરવાના દોષનું કદાપિ પણ પ્રાયશ્ચિત્ત થઇ શકે નહિ. જો રાજ્યનો ત્યાગ આપને નથીજ કરવો તો પછી આપની પ્રજાનું સુખ અને સગવડપૂર્વક પાલન કરવું એના કરતાં વધારે મોટું કાર્ય આપને માટે બીજું કોઇ પણ નથી. કર્તવ્યપાલન એજ ધર્મ છે."

પેશ્વા માધવરાવે શાસ્ત્રીજીનો ઉપદેશ માથે ચઢાવીને યોગાભ્યાસની ધૂન છોડી દીધી.કર્તવ્યની કેવી સુંદર વ્યાખ્યા રામશાસ્ત્રીએ કરી! આપણે બધા પોત-પોતાને સોંપાયલું કામ બહુજ ચીવટથી અને એકાગ્રતાથી કરીએ તો દેશની દશા ઝટ સુધરી જાય.

પૂનામાં પરમ શ્રદ્ધાળુ હિંદુ બ્રાહ્મણરાજા–પેશ્વાના રાજ્યમાં દરવર્ષે શ્રાવણ મહિનામાં આખા ભારતવર્ષના સર્વશ્રેષ્ઠ પંડિતોની એક મોટી સભા ભરાતી હતી. એ મહાસભામાં હાજરી આપવા માટે ફી ભરીને ડેલીગેટની ટીકીટ લેવી પડતી નહોતી અને ઘરનું ખીચડું પણ ખાવું પડતું નહોતું; તેમજ મુસાફરીખર્ચ પણ વેઠવું પડતું નહોતું. પેશ્વા એ સમયે ઓછામાં

ઓછા પાંચ લાખ રૂપિયા બ્રાહ્મણોને દક્ષિણામાં વહેંચતા. એક વર્ષે ૧૯ લાખ રૂપિયા વહેંચવામાં આવ્યા હતા. કાશી, મિથિલા, કાશ્મીર, તાંજોર વગેરે સ્થળેથી પંડિતો એકઠા થતા. પંડિતદીઠ ૨૦ રૂપીઆથી માંડીને ૧૦૦ રૂપિયા સુધી દક્ષિણા અપાતી. એ વીસ રૂપિયાની કિંમત એ વખતમાં કેટલી હતી એનું અનુમાન એટલા ઉપરથી આવી શકશે કે એ સમયમાં રૂપિયે મણ ચોખા બંગાળી તોલથી મળતા હતા. સાધારણ સ્થાનિક બ્રાહ્મણોને બે રૂપિયા દક્ષિણા મળતી. પંડિતોની યોગ્યતાનો નિર્ણય કરવાનું કામ રામશાસ્ત્રીને સોંપવામાં આવ્યું હતું. એક દિવસ નાના ફડનવિસ રૂપિયાની કોથળી લઇને બેઠા હતા. પડખે રામશાસ્ત્રી હતા. દક્ષિણા વહેંચાઇ રહી છે, એવામાં રામશાસ્ત્રીના મોટા ભાઇ આવ્યા. એમને જોઇને નાનાફડનવિસે વીસ રૂપિયા ગણીને રામશાસ્ત્રીના હાથમાં આપ્યા; પરંતુ રામશાસ્ત્રીના ભાઇ લગભગ નિરક્ષર હતા. રામશાસ્ત્રીએ બે રૂપિયા રાખીને બાકીના અઢાર રૂપિયા નાનાફડનવિસના હાથમાં પાછા આપ્યા અને ધીમેથી કહ્યું:— "એ મારા મોટા ભાઈ છે.ઘર આગળ એમના ચરણની હું પૂજા કરૂં છું;પરંતુ અહીંઆં તો હું બ્રાહ્મણોની યોગ્યતાનો ફેંસલો કરવા બેઠો છું. મારા મોટા ભાઈ છે એટલા સારૂ એમને જેટલું મળવું ઘટે છે તેથી એક પાઈ પણ વધારે આપવા દઇશ નહિ."

## २३४—हिंदनो आदर्श ब्राह्मण—असंग्रही अने सत्यभाषी रामशास्त्री

રામશાસ્ત્રી ઘણાજ સાદા અને નિઃસ્પૃહી માણસ હતા. તેઓ ઘરમાં ચાલતા દિવસના જેટલુંજ સીધું રાખતા અને એથી વધારે જે કાંઈ આવે તે દાન કરી દેતા. એમને જાગીર આપવાને પેશ્વાએ ઘણોએ પ્રયત્ન કર્યો, પણ એમણે ના ને નાજ કહી,એટલે એમના પુત્ર ગોપાળરાંવને ૩૨૦૦)રૂપિયાની વાર્ષિક આવકવાળી જાગીર આપવા માંડી.રામશાસ્ત્રીનો પુત્ર ગોપાળ ભણ્યોગણ્યો નહોતો. રામશાસ્ત્રીએ કહ્યું:—'એને આવડું મોટું ઈનામ આપશો નહિ. મજુરી કરીને નિર્વાહ કરે એનેજ લાયક ગોપાળ છે. મારી ખાતર રાજ્યના ધનનો આવો દુરુપયોગ કર્યાથી મારૂં પણ પરલોક બગડે.' રામશાસ્ત્રીના જીવતાં તો પેશ્વાએ એમનું કહ્યું માન્યું, પણ પાછળથી એ નિઃસ્પૃહી વિદ્વાન અમલદારની કદર કરવા એમના છોકરા ગોપાળને શાસ્ત્રીની ઉપાધિ અને

૩૨૦૦)રૂપિયાની જાગીર આપીને પોતાની કૃતજ્ઞતા અને ગુણજ્ઞતા સાબિત કરી.

## ૨૩૫--રામશાસ્ત્રીની સ્વામીભક્તિ

બાલાજી બાજીરાવનું લાડકું નામ 'નાના સાહેબ' હતું.એ વખતે ભારતવર્ષમાં 'બાબુ સાહેબ' નહોતા અને હાલની પેઠે સાહેબ તથા રાવ બહાદૂરોનો પણ વરસાદ નહોતો વરસતો; એટલે મહારાષ્ટ્રમાં એ વખતે પેશ્વાઓના નામની સાથેજ સાહેબ શબ્દ લગાડાતો. ત્યારપછી ધીમે ધીમે બધા મોટા માણસોને માટે એ સાહેબ શબ્દ વપરાવા માંડયો અને હવે તો બધા દક્ષિણીઓ રાવસાહેબ કહેવાય છે. રામશાસ્ત્રી પણ પેશ્વાના કુટુંબીઓસિવાય બીજા કોઇને માટે 'સાહેબ' શબ્દ વાપરતા નહિ. દિવાન નાના ફડનવીસનું જે વખતે રાજદરબારમાં અતિશય ચલણ હતું, તે વખતે એક દિવસ તેમણે રામશાસ્ત્રીને બોલાવવા સારૂ પાલખી મોકલી. ભોઈઓએ કહ્યું કેઃ—" નાના સાહેબે આપને માટે પાલખી મોકલી છે." રામશાસ્ત્રીએ પાલખી પાછી મોકલીને કહાવ્યું કે:—"નાના સાહેબ(બાલાજી બાજીરાવ પેશ્વા)તો કયારનાએ સ્વર્ગવાસી થઇ ગયા છે. બીજા કોઈ 'નાના સાહેબ' ને હું ઓળખતો નથી."

### શુદ્ધ પણ લોકવિરુદ્ધ અભિપ્રાય આપવામાં સાહસ

સરદાર પરશુરામ ભાઉ પટવર્ધન પેશ્વા માધવરાવના મુખ્ય સેનાપતિ હતા. તેમની આઠ વર્ષની કન્યા પરણ્યા પછી ચોથે દહાડે વિધવા થઇ.શોકાતુર બ્રાહ્મણસરદાર—કન્યાના પિતાએ રામશાસ્ત્રીને પૂછ્યું:—" છોકરીએ શું હવે સ્વામીના દેહની સાથે સતી થવું,કે એનું પુનર્લગ્ન કરવું? શાસ્ત્ર શું કહે છે?" શાસ્ત્રીએ ઉત્તર આપ્યો:—'શાસ્ત્ર પ્રમાણે તો આવા સંયોગોમાં એનું પુનર્લગ્ન કરવાની રજા છે' એ ઉપરથી પેશ્વાના રાજમહેલમાં પંડિતોની મોટી સભા ભરવામાં આવી. દેશસ્થ,કોકણસ્થ અને કાશીના પંડિતોના અભિપ્રાયો નાનાફડનવીસે પૂછી જોયા. એ બધાએ પણ એજ નિર્ણય આપ્યો કે રામશાસ્ત્રીએ આપેલી વ્યવસ્થા શાસ્ત્રને અનુસરતી છે. સરદાર પરશુરામ ભાઉએ ન્યાતજાતની બીકથી કન્યાને ફરીથી પરણાવવાની હિંમત તો કરીજ નહિ; પરંતુ એ સમયમાં શાસ્ત્રસંગત હોવા છતાં પણ લોકવિરુદ્ધ સંમતિ આપવી એ મોટા સાહસનું કામ હતું.રામશાસ્ત્રીએ લોકનિંદાની જરા પણ પરવા ન કરતાં ઉપર પ્રમાણે શાસ્ત્રની સાચી મર્યાદા જણાવી દીધી.

# ૨૩૬—રામશાસ્ત્રીની સ્પષ્ટવાદિતા

પાંચમા પેશ્વા નારાયણરાવ એક કાવત્રાના ભોગ થઈને મરણ પામ્યા. રઘુનાથરાવ અને તેની પત્ની આનંદીબાઈ એ કાવત્રાનાં મૂળ હતાં, એવો સંદેહ ઉપજવાથી રઘુનાથરાવે પેશ્વાની ગાદી પચાવી પાડી ત્યારે રામશાસ્ત્રી પહેલાં તો એની રાજસભામાં ગયા નહિ. વધારે તપાસ કરતાં જ્યારે ખબર પડી કે રઘુનાથ વાસ્તવમાં એ હત્યાકાંડમાં સામિલ હતો ત્યારે રામશાસ્ત્રી રાજસભામાં ગયા અને પેશ્વા રઘુનાથરાવને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કેઃ—"તમે તમારા ભત્રીજા અને રાજા નારાયણરાવના વધમાં સામિલ છો એટલે તમે રાજહત્યા અને બ્રહ્મહત્યાના પાપી છો."

આગલા પેશ્વા નારાયણરાવે તેના પિત્રાઇ રઘુનાથરાવને વિદ્રોહી ધારીને રાજમહેલમાંજ નજરકેદ રાખ્યો હતો. રઘુનાથરાવે એ ઉપરથી ગુસ્સે થઈને પેશ્વાને પકડી લાવવા સારૂ પોતાના બે વિશ્વાસુ નોકરોને એક પરવાનો લખી આપ્યો હતો. પેશ્વાના આસન ઉપર બેઠેલા, પહેલાંના પેશ્વાની હત્યા કરાવનાર,શસ્ત્રધારી, ક્રૂર નોકરોથી રક્ષાયલા, રઘુનાથરાવને જ્યારે ભરીસભામાં નિઃસંકોચપણે બ્રહ્મહત્યા અને સ્વામીહત્યાનો આરોપ મૂકીને રામશાસ્ત્રીએ ધમકાવ્યા, ત્યારે એને કબૂલ કરવું પડ્યું કે, એ પરવાનામાં મેં સહી કરી હતી અને હવે તમે મને એનું પ્રાયશ્ચિત્ત આપો. એ મૂળ પરવાનો એ વખતે રામશાસ્ત્રીના હાથમાં હતો એટલે એ અપરાધનો સ્વીકાર કર્યા વગર ચાલે એમ પણ નહોતું. એમ કહેવાય છે કે એ પરવાનામાં 'પકડજો' ને બદલે 'મારજો' શબ્દ રઘુનાથરાવની પત્ની આનંદીબાઇએ પોતાને હાથે લખ્યા હતા. ગમે તેમ હો પણ પેશ્વાના સૈન્ય અને નોકરોમાં અસંતોષ અને વિદ્રોહ ઉત્પન્ન કરી બ્રાહ્મણરાજાની હત્યા કરવાનો દોષ રઘુનાથરાવને માથેજ ખરેખર આવ્યો હતો. એ પાપનું પ્રાયશ્ચિત્ત સત્યપરાયણ અને નિડર ધર્માધિકારી રામશાસ્ત્રીએ દૃઢતાપૂર્વક બતાવ્યું હતું. તેમણે સ્પષ્ટપણે કહ્યું હતું કેઃ—"તુષાનલ આગ સળગાવીને તેમાં જીવતા બળી મરવું એજ તમારે માટે એક પ્રાયશ્ચિત્ત છે. જીવતાંસુધી બીજી કોઇપણ રીતે તમે આ પાપ કદિ ધોઈ શકશો નહિ; અને એમ નહિ કરો, ત્યાંસુધી તમારૂં અને તમારા રાજ્યનું કલ્યાણ થવાનું નથી. તમે જ્યાંસુધી એ દંડ નહિ ભોગવો ત્યાંસુધી હું આ રાજ્યમાં કોઇ કામ નહિ કરૂં, બલ્કે તમે જીવશો ત્યાંસુધી પૂના

તરફ જોઈશ પણ નહિ."

મરાઠાઓનો ઇતિહાસ લખનાર ગ્રાંટ ડફ સાહેબ સાચું લખી ગયા છે કે:–'રામશાસ્ત્રી પોતાના જીવનના ઉદાહરણથી પોતાના દેશવાસીઓનું ઘણું કલ્યાણ કરતા ગયા છે. એમના બધા ફેંસલા વ્યાજબી અને આજે પણ માન્ય રાખવા યોગ્ય છે. એમાંના એક પણ ફેંસલામાં ભૂલ દીઠામાં આવી નથી. તેમનામાં ઉદ્યમ, વ્યાજબી ન્યાય આપવાની કાળજી અને નિર્ભયતા-એ ગુણો અતુલનીય હતા. આવા મોટા કાવત્રામાં પેશ્વાના હાથનો લખેલો મૂળ પરવાનો પોતાના હાથમાં લેવો, એટલા ઉપરથીજ એ વૃદ્ધ શાસ્ત્રીનો ઉદ્યમ અને ક્ષમા સ્પષ્ટ જણાઇ આવે છે. પાકે પાયે વાતનો પત્તા લગાડયા પછીજ એ પેશ્વાની કચેરીમાં છેલ્લીવાર ગયા હતા. ગમે તેવો મોટો અને વગવસીલાવાળો માણસ હોય, પણ જો તેણે અપરાધ કર્યો હોય તો એ સદા નિઃસ્વાર્થ, લોભશૂન્ય અને દૃઢચરિત્ર ન્યાયશાસ્ત્રીથી ડરતો રહેતો. એ બહુ થોડું ખર્ચ કરનારા હતા અને એક દિવસ કરતાં વધારે વખત ચાલે એટલું અનાજ ઘરમાં રાખતા નહોતા, એટલે એમને લાંચ આપીને કે ભલામણ કરાવીને કર્તવ્યમાર્ગમાંથી જરાપણ ચળાવવાનો કોઇ પ્રયત્ન કરે તો તે નિષ્ફળજ નીવડતો.'

## ૨૩૭–જુલિયસ સીઝરની નિર્ભયતા

જુલિયસ સીઝરની વિરુદ્ધ લોકો કાવત્રાં રચી રહ્યા હતા, એ જોઈને એમના ભકત તથા મિત્રોએ તેમને ચેતવણી આપી કે, આપે હથિયાર અને રક્ષકસિપાઇઓ સાથે રાખ્યાવગર બહાર ફરવા નીકળવું નહિ. એના જવાબમાં એ પ્રતાપી રાજાએ ઉત્તર આપ્યો કે:–"જે પુરુષ મૃત્યુથી ડરે છે, તેને દરેક પળે મૃત્યુની વેદના ભોગવવી પડે છે; પણ હું મૃત્યુથી ડરતો નથી એટલે મારે એકજવાર એ વેદના ભોગવવી પડશે."

## ૨૩૮–ખલિફા ઉમરની સાદાઇ અને નિરભિમાન

મહાત્મા ઉમર સેંકડો થીગડાંવાળો જામો પહેરીને તથા ફાટેલા જોડા પગમાં ધારણ કરીને અને ફાટેલું ફાળીઉં સાથે બાંધીને રહેતા. કોઇ કોઈ વખત

એવા વેશમાંજ માથે ઘડો મૂકીને વિધવાઓને સારૂ પાણી ભરી લાવતા અને થાક લાગે ત્યારે મસ્જીદની પાસે ભોંય ઉપરજ સૂઇ જતા.

એ ઘણીવાર મદિનાથી મક્કા આવજા કરતા હતા; પરંતુ રસ્તામાં કોઇ દિવસ તંબુ ઉભો કરવાનો ખટરાગ કરતા નહિ. તેમનું રોજનું ખર્ચ બે દરહામ અર્થાત દશ આના હતું.

એક દિવસ કેટલાક આબરૂદાર આરબો તેમને મળવા સારૂ આવ્યા. તેમણે જોયું કે, ખલિફા એક ફાટેલું વસ્ત્ર પહેરીને એક ઉંટની પાછળ દોડાદોડ કરી રહ્યા છે. એ આરબોને જોઇને ખલિફા બોલી ઉઠયા:–"એક સરકારી ઉંટ નાસી જાય છે; ચાલો આપણે બધા દોડીને તેને પકડીએ." એ સાંભળીને એમાંના એક જણે કહ્યું:–"આપ શા સારૂ તસ્દી લ્યો છો? કોઇ નોકરને ઉંટ પકડી આણવાની આજ્ઞા આપો." મહાત્મા ઉમરે કહ્યું:–"મારા કરતાં વળી હલકા દરજ્જાનો બીજો કયો નોકર મળવાનો હતો?"

એક દિવસ મસ્જીદમાં કુરાન ભણતી વખતે એમણે કહ્યું:–"બધાઓ સાંભળો! એક વખત હું એટલો બધો ગરીબ હતો કે લોકોની મજુરી કરીને તેના બદલામાં જે ખજુર મળતું તેવડે પેટ ભરતો. આજે આ ઉંચ પાયરીએ ચઢયા પછી પણ તમને એ વાત કહેવાનો મારો ઉદ્દેશ એજ છે કે, આજ મારા મનમાં જરા અહંકાર ઉત્પન્ન થયો હતો, તેને શમાવવાની મને જરૂર જણાઇ."

## ૨૩૯–पवित्रतानो उपाय–ईश्वरने हाजर नाजर जाणो

એક સાધક કહી ગયા છે કે:–"કામ કરતી વખતે મનમાં સમજી રાખવું કે, તમે જે કરો છો તે ઇશ્વર પંડે જુએ છે; વાત કરતી વખતે સ્મરણમાં રાખજો કે, જે કાંઇ તમે બોલી રહ્યા છો તે ઇશ્વર પોતે સાંભળે છે અને મૌનાવસ્થામાં પણ યાદ રાખો કે મનવડે તમે જે કાંઇ વિચારી રહ્યા છો તે સુદ્ધાં ઇશ્વર જાણે છે."

# ૨૪૦—ન્યાયપરાયણ ન્યાયાધીશ ગેસ્કીન

ઈંગ્લેંડનો રાજા પાંચમો હેન્રી યુવરાજપદ ઉપર હતો, તે વખતે એના એક નોકરને કોઇ ગુન્હાને સારૂ અદાલતમાં રજુ કરવામાં આવ્યો. યુવરાજ હેન્રીએ પોતાના નોકરને મુકર્દમામાંથી બચાવી લેવાને તજવીજ કરી; પણ મુખ્ય ન્યાયાધીશ ગેસ્કીન આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ અને તેણે તે ગુન્હેગારને સજા કરી. યુવરાજ ગુસ્સે થઈને પોતાની પદવીનું પણ ભાન ભૂલી જઈને કચેરીમાં ગયો અને પોતાના નોકરને છોડી મૂકવાની ન્યાયાધીશને આજ્ઞા આપી.

મુખ્ય ન્યાયાધીશે યુવરાજને નમ્રતાપૂર્વક કાયદાની મર્યાદા સમજાવી અને શિખામણ આપી કે:–'આપ જો નોકરને છોડાવવા માગતા હો તો એને ક્ષમા કરવા સારૂ બાદશાહ ચોથા હેન્રીને પ્રાર્થના કરો. "

પરંતુ એ શિખામણ યુવરાજને ગળે ઉતરી નહિ અને સજા પામેલા અપરાધીને બળપૂર્વક અદાલતમાંથી છોડવી લઇ જવાનો યત્ન કર્યો. એ વખતે ન્યાયાધીશ ગેસ્કીને યુવરાજને અદાલતમાંથી એકદમ બહાર નીકળી જવાનો દૃઢતાપૂર્વક હુકમ આપ્યો.

યુવરાજ અતિશય ક્રોધાવેશમાં આવી જઇને ન્યાયાધીશની ખુરશી તરફ ધસ્યો. એ વખતે બધાએ ધાર્યું કે એ ન્યાયાધીશને મારવા સારૂ જાય છે; પરંતુ બે ડગલાં ગયા પછી આગળ વધવાને યુવરાજની હિંમત ચાલી નહિ. ન્યાયાધીશનું ગંભીર અને તેજસ્વી મુખ જોઇને એ અટકી પડયો. ગેસ્કીને એ વખતે યુવરાજને કહ્યું:–"હું આ ન્યાયાસન ઉપર બેસીને રાજ્યના રાજાનું સન્માન સાચવી રહ્યો છું. અદાલતનો માનમર્તબો સાચવીને ભવિષ્યમાં જેમના ઉપર આપ રાજ્ય કરવાના છો, તે રૈયતને કાયદાનું પાલન કેવીરીતે કરવું, તેનો આપે આદર્શ શીખવવો જોઈએ. જે ઉદ્ધતાઈ અને અદાલતપ્રત્યે અપમાનની વર્તણુક આજે આપે ચલાવી તેને સારૂ હું આપને કેદમાં જવાની આજ્ઞા આપું છું."

યુવરાજની બુદ્ધિ હવે ઠેકાણે આવી, હવે એને પોતાના કાર્યમાટે પશ્ચાત્તાપ થયો અને જરાયે આનાકાનીવગર એ જેલમાં ગયો. એના પિતા ચોથા હેન્રીને જ્યારે એ વાતની ખબર પડી, ત્યારે તેણે ઘણા આનંદમાં આવી જઈને કહ્યું:–"કાયદાની મર્યાદા આ પ્રમાણે સાચવી શકે એવો સમર્થ ન્યાયા-

ધીશ જે રાજ્યમાં છે, તે રાજ્ય નિશ્ચય સુખી છે અને કાયદાનું ઉલ્લંઘન કરવા છતાંપણુ જે રાજાનો પુત્ર નીચું માથું કરીને તેની સજા ભોગવે છે, તે રાજા પણ સુખી છે."

## ૨૪૧—झुंपडामां वसनारनी प्रमाणिकता

એક સમયે રૂશિયાનો એક શેઠીઓ એક ગામડામાં કોઇ ગરીબ માણસના ઝુંપડામાં રાતવાસો રહ્યો હતો.ત્યાંથી નીકળતી વખતે ગાંસડાંપોટલાં બાંધવામાં ભૂલથી મહોરની એક કોથળી એ ઝુંપડીમાંજ વિસરી ગયો. ત્રણ મહિના પછી એ ધનવાન મનુષ્ય પાછો એ રસ્તે થઇને જઇ રહ્યો હતો અને દૈવસંયોગે એ વખતે પણ તેને એજ ઝુંપડામાં આશ્રય લેવો પડયો. મહોરની કોથળી રસ્તામાં કયી જગ્યાએ પડી ગઇ છે, તેની તેને ખબર નહોતી એટલે એ મહોરો ફરીથી મળવાની તો એણે આશાજ છોડી દીધી હતી. ઝુંપડીમાં આવીને તેણે વિસામો ખાધો એટલે તે ઝુંપડીવાસીએ પોતાની મેળેજ કહ્યું:–"શેઠ સાહેબ! આપની મહોરોની કોથળી અહીંઆં રહી ગઈ છે તે લ્યો, આપનું નામઠામ ખબર નહિ હોવાથી અત્યારઆગમચ એ પાછી આપવાનો કોઇ રસ્તો નહોતો; એને મેં આપની અનામતતરિકે જાળવી રાખી છે." વેપારી તો એ દરિદ્ર ઝુંપડાવાસીની સાધુતાને પ્રતાપે મહોરની કોથળી પ્રાપ્ત કરીને ઘણો પ્રસન્ન થયો. તેણે પોતાની કૃતજ્ઞતા જણાવવા ખાતર અને એવા સજ્જન પુરુષના પુત્રને ધંધામાં ભાગીદાર બનાવવા સારૂ એ ડોસાના પુત્રને સાથે લઇ ગયો તથા પોતાના બહોળા વેપારમાં એક ઉંચા હોદ્દા ઉપર તેને નિમ્યો.

## ૨૪૨—साधुतानुं सन्मान—खलिफा हारून अल रशिद

એક સમયે ખલિફા હારૂન અલ રશિદે આબુ મારિયા નામના એક આંધળા પંડિતને નિમંત્રણ આપીને પોતાને ઘેર જમવા બોલાવ્યા. ભોજન આવી પહોંચ્યું એટલે ખલિફાએ પોતે ઉભા થઇને આબુ મારિયાના હાથ ધોયા. આબુ મારિયાએ પૂછ્યું:–"મારા હાથ કોણે ધોવરાવ્યા ?" ખલિફાએ કહ્યું:–'મેં.'આબુ મારિયા એથી ઘણો વિસ્મય અને આનંદ પામીને બોલ્યો:–

'આપ આલિમ–પંડિત–લોકોને આટલું બધું માન આપો છો!' આપણા દેશમાં પણ પંડિતો અને સાધુઓના પગ ધોવરાવવાનું કામ હજુ પણ ઘરધણી અથવા તેનો પુત્ર કરે છે.

## ૨૪૩—वस्तु अने पंड बेउने बगाडवा करतां एकली वस्तुनेज बगाडो.

એક વખતે ડાઈઓજિનિસને તેના એક મિત્રે ઉંચી જાતના દારૂની એક બાટલી આપી. ડાઇઓજિનિસે એ બાટલીને તરતજ ધૂળમાં ઉંધી વાળી દીધી. મિત્રે કહ્યું:–'આવો સારો દારૂ ઢોળી શાસારૂ નાખ્યો ?' ડાઇઓ-જિનિસે જવાબ આપ્યો કે:–"દારૂને જો પીધો હોત તોપણ તે નાશજ પામત, બાટલીમાં ભરેલો તો રહેવાનોજ નહોતો. ધૂળમાં ઢોળવાને બદલે જો તે પેટમાં રેડયો હોત તોપણ દારૂ તો નકામોજ જાત અને વધારામાં આખો ને આખો હું પણ નાશ પામત."

## ૨૪૪—महात्मा सुलेमान फारसीनुं निरभिमान

એક દિવસ સુલેમાન ફારસી પોતાના હાથનીચેના સૈનિકોના પડાવમાંથી બહાર જઈને સાધારણ માણસના વેશમાં મેદાનમાં ફરવા નીકળી પડયા હતા. એક ઘાસ કાપનારો રાજાના પડાવ સારૂ ઘાસ પૂરૂં પાડવાને ગધેડા ઉપર અને પોતાના માથા ઉપર ઘાસના ભારા લાદીને જઇ રહ્યો હતો. તેણે સાદા વેશમાં ફરતા એ રાજાને પણ વેઠે પકડીને તેના માથા ઉપર ઘાસનો ભારો મૂકયો. રાજાધિરાજ પણ આગળ ગધેડું અને પાછળ પોતે ઘાસનો ભારો ઉંચકીને ચાલવા લાગ્યા. તંબુ આગળ પહોંચતાંવારજ સિપાઇઓએ તેમને ઓળખ્યા અને તેઓ તો આ દેખાવથી સ્તબ્ધજ થઇ ગયા. ઘાસ-વાળો પણ ખરી વાત સમજી ગયો અને કાંઇ રસ્તો નહિ જડવાથી રાજાના પગમાં આળોટીને કરગરવા લાગ્યો. મહાત્મા સુલેમાન ફારસીએ તેને કહ્યું:– 'ભાઈ ! તારો કાંઇ વાંક નથી, હું ત્રણ લાભ મેળવવા સારૂ પોતાની મરજીથી આવા વેશમાં બહાર નીકળ્યો હતો. (૧) ગર્વત્યાગ, (૨) જૂઠી લોકલાજનો ત્યાગ અને (૩) દરેક રૈયતનાં સુખદુઃખનો સાક્ષાત અનુભવ. એટલા માટેજ

તારો ભાર લાદીને હું અહીંસુધી આવ્યો છું. આજથી હું મારા બધા સિપાઈઓ અને અમલદારોને હુકમ આપું છું કે,હવેથી કોઇએ કોઇની પાસે વેઠ કરાવવી નહિ અને પોતે મહેનત કરીનેજ પેટ તથા કુટુંબનું પાલન-પોષણ કરવું.'

## ૨૪૫--ગુપ્તદાન અને બિશપ ટેલર

આજકાલ જાહેરખબરનો યુગ છે. દાનની બાબતમાં પણ લોકો આપે છે તો થોડું,પણ ઢોલ પીટાવે છે ઝાઝું. હાલ તો એકાદ કૂવો ખોદાવે, અનાથાશ્રમમાં એકાદ ઓરડી બંધાવી આપે અથવા તો એકાદ પરબડી કે હવાડો બંધાવે તોપણ આરસપહાણની તખ્તી લગાડાવવા અને એમાં પોતાના પુણ્યની કથા કોતરાવવાની ફેશન થઇ પડી છે; પરંતુ પહેલાંના વખતમાં લાખો રૂપિયાના ખર્ચે બંધાવેલાં તળાવ અને દેવમંદિરો આપણા દેશમાં ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે, છતાં પણ તેના બંધાવનારનું નામ કાયમ રાખવાને માટે કોઇ લેખ ત્યાં ચોઢેલો હોતો નથી. એ બધાં સત્કાર્યોનું ફળ શ્રી ભગવાનને અર્પણ થતું અને ચિત્રગુપ્તજીના ચોપડામાંજ નોંધાતું. મહાપુરુષોનો એવોજ ઉપદેશ હોય છે કે:-'તમારો જમણો હાથ જે કાંઇ દાન આપે તેની ખબર ડાબા હાથને પણ પડવા ન દેશો.'

એક દિવસ એક પાદરી એક સભામાં ભાષણ આપી રહ્યા પછી ધર્મ-પ્રચારને સારુ ઉઘરાણું કરી રહ્યા હતા. એક જણે પ્રસ્તાવ રજૂ કર્યો કે, આ ટીપમાં નાણાં ભરનાર બધાં સ્ત્રીપુરુષોનાં નામ વર્તમાનપત્રોમાં છાપવાં, કે જેથી ગરીબ લોકો પણ દાન કરી રહ્યા છે એ જોઇને બીજાઓને પણ આપવાનું મન થાય. પાદરી ટેલરે કહ્યું:-' નામ છપાવવાની જરૂર નથી.' સૂચના રજૂ કરનારે જણાવ્યું:-"ખુદ ઇસુખ્રિસ્તે એક ગરીબ વિધવાની કોડીના દાનને સૌથી મોટું દાન ગણીને તેનો પ્રચાર કર્યો હતો. એટલા માટે દાનની ખબર લોકોમાં ફેલાવવી એ ગેરવ્યાજબી નથી." ઘણા લોકોએ એ દલીલને ટેકો આપ્યો એટલે પાદરી ટેલરે ઉભા થઇને પૂછ્યું:-"એ વિધવાનું નામ શું હતું તે બતાવો જોઇએ ? ઈસુખ્રિસ્તે શું એ વિધવાનું નામ દઈને એના દાનની કથાનો પ્રચાર કર્યો હતો કે ?"

નામ કોઇને ખબર હોય તો બતાવેને !

## ૨૪૬--સેનાપતિ વૉશિંગ્ટન અને અભિમાની કૉરપોરલ

અમેરિકામાં સ્વતંત્રતાના યુદ્ધસમયે એક કૅારપોરલ કેટલાક સૈનિકોનો સરદાર બનીને એક સ્થાને કિલ્લાબંધી કરી રહ્યો હતો. એક મોટો મોભ ઉંચકવાને સારૂ તેના સિપાઈઓ યત્ન કરી રહ્યા હતા, પણ એ ઘણો ભારે હોવાથી ઉંચકાતો નહોતો.

એક સારાં કપડાં પહેરેલો સજ્જન ત્યાં થઈને ઘોડા ઉપર બેસીને જતો હતો, તેણે જોયું કે કૅારપોરલ હુકમ તો કર્યા કરે છે પણ પોતે હાથ પણ લગાડતો નથી. તેણે કહ્યું:-' ભાઈ ! એ મોભ ઘણો ભારે છે, એમનાથી એ ઉંચકાતો નથી તો તમે શામાટે હાથ નથી લગાડતા ! ' કૅારપોરલે વિસ્મય-ચકિત થઇને અભિમાનપૂર્વક કહ્યું:-' સાહેબ ! હું કૅારપોરલ છું !' આવનાર ઘોડેસ્વાર સજ્જને કહ્યું:-'માફ કરજો, સાહેબ!' એમ કહી તેણે એ કૅારપોરલને ટોપી ઉતારીને સલામ કરી અને ઘોડા ઉપરથી ઉતર્યો.પાછળથી કોટ ઉતારી-ને ખમીસની બાંય ચઢાવીને મોભ ઉંચકવામાં સૈનિકોની સાથે સામીલ થયો. એના આખા શરીરે પરસેવાના ઝેબે ઝેબ છૂટયા, પરંતુ એની ખંત જોઇને સૈનિકો પણ એટલા બધા ઉત્સાહિત થયા કે તેમણે બધાએ મળીને એ મોભ ઉપર ચઢાવ્યો. એ વખતે પેલા આવનાર ગૃહસ્થે કહ્યું:-" કૅારપોરલ સાહેબ ! આવું અઘરૂં કામ આવી પડે ત્યારે આપના મુખ્ય સેનાપતિને કહેવરાવી દેજો એટલે એ ' ફરીથી ' આવીને આપનું કામ કરી જશે. "

કૅારપોરલને તો હવે એટલી બધી શરમ આવી કે ધરતી માગ આપે તો સમાઈ જાય; પરંતુ બીજા સૈનિકોએ જ્યારે જાણ્યું કે,તેમની સાથે હમણાં કામ કરનારા સદ્‌ગૃહસ્થ મુખ્ય સેનાપતિ જ્યોર્જ વૉશિંગ્ટન છે, ત્યારે તેઓ તેમના મનની મોટાઈ તથા સૈનિકોપ્રત્યેની લાગણીથી મુગ્ધ થઇ જઇને તેનો જયનાદ કરવા લાગ્યા.

એવા સરદારની તાબેદારીમાંજ નોકરો દરેક જાતનું કામ પૂર્ણ ઉદ્યમ તથા ખંતપૂર્વક કરવાનો પ્રયત્ન કરે છે અને અસંભવને પણ સંભવિત કરી બતાવે છે.



## २४७–पारकी चर्चा करवानुं काम नवराओनुं छे.

સુપ્રસિદ્ધ ગ્રીકતત્ત્વવેત્તા પ્લૅટો (અફલાતુન) જ્યારે સિરાકુંજ ગયો હતા, ત્યારે ત્યાંના સ્વેચ્છાચારી રાજા ડિઓનિયસે કહ્યું હતું કે:–"આપ ગ્રીસ જઇને 'એકેડેમી' સભામાં મારામાં કયા કયા દોષો છે તેની ચર્ચા કરશો ને ?" પ્લૅટોએ ઉત્તર આપ્યો:–"મારી ખાત્રી છે કે એકેડેમીમાં જરૂરી કામની એટલી બધી ઓછપ નહિ પડે કે જેથી આપનાવિષે ચર્ચા કરવાની જરૂર પડે."

## २४८–रूशियानो वादशाह अने अभिमानी मेजर

એક સમયે રૂશિયાનો બાદશાહ પહેલો અલેકઝાન્ડર ગુપ્તવેશે એકલો પશ્ચિમ રૂશિયામાં ભ્રમણ કરી રહ્યો હતો. એક નાના શહેરમાં ગાડીઓના વિસામા આગળ ડાકનો ઘોડો બદલવા સારૂ જતી વખતે એને એ શહેરની અંદર જઇને ચિકિત્સા જોવાની ઇચ્છા થઇ.તેણે રસ્તામાં જોયું કે,એક રૂશિયન અમલદાર લશ્કરી પોશાક પહેરીને ચાર રસ્તાઓને નાકે એક મકાનનો થાંભલો પકડીને છાતી કાઢીને ઉભો છે તથા પગ પહોળા કરીને ચીરૂટ પી રહ્યો છે.બાદશાહે તેને પૂછયું:–"ભાઇ કાલૌગા જવાનો રસ્તો કયો ?" આવો સાધારણ કપડાં પહેરેલો એક માણસ પોતાના જેવા મેજરને રસ્તો પૂછવાનું સાહસ કરે છે એ જોઇને મેજર સાહેબનો મીજાજ ખસી ગયો. તેણે ટુંકામાંજ પતવ્યું 'જમણી બાજુ.' અધિકારના ગર્વથી છકી ગયેલા મેજરની ઉભા રહેવાની ઢબ અને બોલવાનો ઢંગ જોઇને બાદશાહ મનમાં હસ્યો અને બોલ્યો:– "સાહેબ ! માફ કરો તો એક વાત આપને પૂછું." મેજરે વિરક્તિસહિત ઉત્તર આપ્યો, "શું ?"

બાદશાહ:–"લશ્કરમાં આપ હાલ કયા પદ ઉપર છો ?" મેજરે ચીરૂટનો ધૂમાડો પ્રશ્નકર્તાના મુખ ઉપર જોરથી છોડયો અને છાતી ફૂલાવીને બોલ્યો "અટકળ કરો."

બાદશાહ:–"લૅફ્ટેનંટ ?"

મેજર:–"એથી ઉચું."

બાદશાહ:–"કૅપ્ટન ?"

મેજર:–"એથી પણ ઉપર"

બાદશાહ:—" મેજર ? "

મેજર:—" હવે ઠીક કહ્યું. " ચીરૂટનો ધૂમાડો હવે ખૂબ જોરથી બહાર નીકળવા માંડ્યો. બાદશાહે હવે નમ્રતાપૂર્વક મેજરને સલામ કરી. મેજરે તેને કહ્યું:-" હવે મારો વારો છે. તમે કોણ છો ?" બાદશાહે કહ્યું:-" આપ અટકળ કરીને બતાવો. " મેજરે કહ્યું:-" ગામડાંનો વૉલન્ટિયર ? "

બાદશાહ:—" એથી ઉંચે. "

મેજર:—" કૉરપોરલ ? "

બાદશાહ:—" એથી પણ ઉંચો. "

મેજર:—" લૅફ્ટેનંટ ? "

બાદશાહ:—" એથી પણ આગળ. "

મેજર:—" કૅપ્ટન ? "

બાદશાહ:—" એથી પણ ઉપર. "

મેજર:—" મેજર ? "

બાદશાહ:—" એથી પણ ઉપર. "

મેજર:—" કર્નલ ? "

બાદશાહ:—" એથી પણ ઉંચો. "

મેજર હવે મોંમાંથી ચીરૂટ કાઢીને સીધો ઉભો અને નમ્રતાપૂર્વક બોલ્યો:—"ત્યારે આપ જનરલ સાહેબ છો ? " જવાબ મળ્યો:-"ના, એથી પણ ઉપર." મેજરે હવે ટોપી હાથમાં લઈને લશ્કરી સલામ કરીને પૂછ્યું:- "આપ શું નામદાર ફિલ્ડમાર્શલ છો ? " મેજરના ધ્રૂજતા હાથમાંથી ચીરૂટ હવે નીચે પડી ગઈ. એ વખતે પ્રશ્નકર્તાના ધૈર્ય અને શાંત સ્વરથી મેજરનું બધું અભિમાન જતું રહ્યું હતું અને તેના મનમાં ભય ઉત્પન્ન થયો હતો.

" હજુ એકવાર અટકળ કરી જુઓ. " હસતેમુખે બાદશાહે જ્યારે એ શબ્દો કહ્યા, ત્યારે તો મેજરનું આખું શરીર કંપવા લાગ્યું. તે ધીમે ધીમે અચકાતે અચકાતે બોલ્યો:-" ત્યારે શું આપ નામદાર ખુદાવંદ બાદશાહ પોતેજ છો ? "

ઉત્તર મળ્યો:-" હા, હવે સાચું કહ્યું. " મેજર ઘુંટણીએ પડીને હાથ જોડીને બોલ્યો:-" રાજાધિરાજ ! માફ કરો, માફ કરો. " હવે એના મનમાં ખાત્રી થઈકે મને જરૂર સાઇબિરિયામાં દેશનિકાલની સજા મળશે.

બાદશાહે મધુર સ્વરે અને ઠંડે કલેજે કહ્યું:–" એમાં માફ કરવાની શી વાત છે ? મેં રસ્તો પૂછયો હતો, તમે તરતજ બતાવ્યો, તેથી એ માટે તમને ધન્યવાદ આપું છું." બાદશાહ પછી ગાડીઓના સથક આગળ ગયો અને ગાડીમાં બેસીને રવાના થયો.

ઉપલા બનાવથી તે મેજરને જીવનપર્યંત શિખામણ મળી. એ પછી સ્વભાવદોષને લીધે જ્યારે પણ તેને પોતાથી નીચા કે બરોબરીના અમલદારો આગળ દંભ કરવાની ઇચ્છા થતી, ત્યારે તેનાં માનસિક ચક્ષુ આગળ એ સામાન્ય વેશધારી, મધુરભાષી અને સૌજન્યપૂર્ણ, રૂશિયાના બાદશાહની મૂર્તિ ખડી થતી અને શેખીની વાતો કરતાં રોકતી.

## २४९—परनिंदा कोण करे ? बाह्य उपासना करनार फारसीलेखक

કોઇ એક ફારસીલેખક મોડી રાતે ઉઠીને ચૂપચાપ કુરાન પઢતો હતો. એક દિવસ એના પિતાએ એ જોઇને સંતોષ પ્રકટ કર્યો એટલે પુત્રે ખુશીથી ફૂલાઈ જઈને કહ્યું:–"આપના બીજા છોકરાઓ ધર્મનીબાબતમાં એટલી કાળજીવાળા નથી; તેઓ તો અત્યારે નિદ્રામાં ઘોરે છે." પિતાએ ઉત્તર આપ્યો:– "બેટા ! રાતે ઉઠીને આ પ્રમાણે પોતાની શેખી અને પારકી નિંદા કરવા કરતાં ઉંડી નિદ્રામાં પડયા રહેવું એ કેટલું બધું વધારે સારૂં છે, તે હું કહી શકતો નથી."

## २५०--एक आरबनुं परहितार्थे जीवन

પ્રાચીનકાળમાં અરબસ્તાનમાં ભિન્ન ભિન્ન તાયફાવાળાઓ માંહોમાંહે વારેઘડીએ લઢી મરતા. એક ટોળીવાળા બીજી ટોળીવાળાનાં ઉંટ,ઘેટાં વિગેરે ચોરી કે લૂંટી જવાને સદા તૈયાર રહેતા.મુસલમાન થયા પછી આરબદેશમાંથી એવાં તોફાનો બહુ ઓછાં થઇ ગયાં છે; પરંતુ હજુ પણ બદુ અર્થાત્ અરબસ્તાનના રણમાં વસતી જાતિઓમાં લૂંટફાટ ખૂબ ચાલે છે.

પૂર્વકાળમાં એક નાની ટુકડીમાં આજાર નામનો એક બહુ બળવાન આરબ હતો.આજારની દશ વર્ષની ઉંમર હતી.તે વખતેજ એણે વાઘને મારીને

એનું માથું માતાની આગળ મૂક્યું હતું. યૌવન અને પ્રૌઢાવસ્થામાં તો એણે પોતાના પરાક્રમથી પોતાની ટુકડીના દુશ્મનો જોડે યુદ્ધ કરીને તેમને બધાને હરાવ્યા હતા. એની પાસે યુદ્ધમાં જીતીને આણેલાં અનેક પશુઓ એકઠાં થયાં હતાં, એટલે એની ટુકડીના માણસોને ખાવાપીવાની અડચણ પડતી નહિ. આ કારણથી ઘણા લોકો એની સાથે જોડાયા હતા.

એક દિવસ યુદ્ધમાં આજારને એક ઝેરીલું તીર વાગ્યું. શત્રુઓ એ યુદ્ધમાં હાર્યા હતા; પરંતુ એમની સંખ્યા મોટી હોવાથી તેઓ ફરીથી ચઢાઈ કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. આજાર સમજી ગયો કે, હવે મારૂં મોત પાસે આવી પહોંચ્યું છે. તેણે પોતાની ટોળીવાળાઓને પોતાના મિત્ર આબસની ટોળીમાં દાખલ થઇ જવાની સલાહ આપી અને ઉંટ ઉપર એક ડોળીમાં બેસીને પોતે તેમની સાથે મુસાફરી કરવા લાગ્યો;પરંતુ જ્યારે તેણે જોયું કે, રસ્તામાં શત્રુઓ તેના ઉપર પાછો હુમલો કરવા તૈયાર છે, ત્યારે માનસિક બળથી શરીરના અસહ્ય દુઃખને દબાવી રાખીને તથા પોતાનું બખ્તર પહેરી લઇને એ ઉંટ ઉપરથી ઉતરીને ઘોડા ઉપર સવાર થયો. એને પોતાની ટોળીની વચમાં ઘોડેસ્વાર થયેલો જોઈને શત્રુઓના હાંજા ગગડી ગયા અને તેના ઉપર આક્રમણ કરવાની તેમની હિંમત ચાલી નહિ.આજારની ટુકડી નિર્વિઘ્ને એક ખીણમાં દાખલ થઇ એટલે એ પોતે એ ખીણના નાકા આગળ આવ્યો અને બધાને સહીસલામત ત્યાંથી નીકળી જવા દીધા તથા એ બધાનું રક્ષણ કરવા સારૂ પોતે તેમની પાછળ રહ્યો. એની પત્ની અને સાથીઓ બધાં સહીસલામત નીકળી ગયા પછી પણ એ અશ્વ અને યોદ્ધો બંને પથ્થરની મૂર્તિની પેઠે એ સ્થળે એકલા આખી રાત રહ્યા.હમણાંજ આજાર ઘોડા ઉપરથી ઉતરીને પોતાની સાથે લડશે એ બીકથી કોઇ શત્રુની એના ઉપર હાથ ઉગામવાની કે એના સાથીઓની પૂંઠ પકડવાની હિંમત ચાલી નહિ; અને એમ ને એમ પ્રાતઃકાળ થયો. હવે એને તદ્દન એકલો જોઇને એના શત્રુઓમાંથી ત્રીસ જણા એના ઉપર હુમલો કરવા ગયા. એમના આક્રમણથી ઘોડો ચમકયો અને ઘોડા ઉપરથી હાથમાં ભાલો ધારણ કરેલો સૈનિક આજાર ધરણી ઉપર ઢળી પડયો. શત્રુઓએ પાસે જઇને જોયું તો જણાયું કે, જમીનમાં ભાલો ભોંકીને આજારે સ્વામીભકત ઘોડા ઉપર પોતાની ટોળીના હિતની ખાતર ઘણા વખત પહેલાંજ પ્રાણત્યાગ કર્યો હતો અને પછી એનું બધું શરીર એજ સ્થિતિમાં અકડાઇ ગયું હતું. મરણની અસહ્ય વેદના છતાં

પણ એ મહાવીર નીચે સૂતો નહિ; કેમકે પોતાને લઢવાને સારૂ તૈયાર ન જોઇને શત્રુઓ પોતાના સાથીઓની પૂંઠ પકડીને તેમને હેરાન કરે એવી તેને શંકા હતી. ઉંચા પ્રકારના સાધુઓ જેવી રીતે નિશ્ચલભાવે યોગાસનમાં બિરાજીનેજ દેહત્યાગ કરે છે તેમ આ મહાવીર આરબે પણ પારકાઓની સલામતીને ખાતર નિશ્ચલભાવેજ ઘોડા ઉપર બેઠે બેઠે પ્રાણત્યાગ કર્યો હતો.

ધર્મશાસ્ત્રોમાં ઠીકજ કહ્યું છે કેઃ—"આ લોકમાં બે પ્રકારના પુરુષો સૂર્યમંડળદ્વારા શુક્લ ગતિને પ્રાપ્ત થાય છે. એક તો ધર્મયુદ્ધમાં સામે મોઢે પ્રાણ આપનાર વીરપુરુષ અને બીજો યોગીપુરુષ."

## २५१—हातमताईनो परोपकार

પ્રાચીનકાળમાં આખી દુનિયાનું ભલું ઈચ્છનારો હાતમતાઈ નામનો ઇરાનનો એક બાદશાહ હતો. અરબસ્તાનના રાજાએ તેના ઉપર ચઢાઈ કરી ત્યારે 'નાહક મારી ખાતર લાખો જીવની હત્યા થશે અને લોહીની નદીઓ વહેશે' એમ સમજીને હાતમતાઈ રાજધાનીનો ત્યાગ કરીને વનમાં ચાલ્યો ગયો; પરંતુ અરબસ્તાનનો રાજા સમજ્યો કે,આ બધો ઢોંગ છે. થોડા વખત પછી એ મજબૂત સૈન્યસહિત મારા ઉપર પાછો હુમલો કરશે, એટલા સારૂ એનો કાંટો સમૂળગો કાઢી નાખવાના હેતુથી એણે ઢંઢેરો પીટાવ્યો કે, હાતમતાઈનું જે કોઈ માથું કાપી લાવશે તેને મોટું ઇનામ આપવામાં આવશે. હાતમતાઇ જે વનમાં આશ્રય લઇને રહ્યો હતો, ત્યાં આગળ એક કઠીઆરો પોતાની સ્ત્રીને લઇને લાકડાં કાપવા ગયો હતો. હાતમતાઈ આડમાંથી તેમની વાત સાંભળી શકતો હતો,પણ પેલા લોકો એને જોઇ શકે એમ નહોતું. બપોરે લાકડાં કાપવાની મહેનતથી પરસેવાના રેલા ચાલી રહ્યા હતા એ વખતે કઠીઆરો કંટાળીને બોલ્યોઃ-'આ વસમી મહેનત હવે તો થતી નથી.' સ્ત્રીએ કહ્યુંઃ-'આપણે જો હાતમતાઇને પકડી શકીએ તો રાજા તરફથી મોટું ઇનામ મળે અને આપણું દળદર ફીટી જાય.' પરમ દયાળુ હાતમતાઇ એમના દુઃખની વાત સાંભળીને હવે ગુપ્ત રહી શક્યો નહિ. તેણે બહાર આવીને કહ્યુંઃ-'હું હાતમતાઇ છું. મને પકડીને રાજાની પાસે લઇ જાઓ.' વૃદ્ધ કઠીઆરો બોલ્યોઃ-'મારાથી એવું કામ થાય નહિ. આપ ચાલ્યા જાઓ.' હાતમતાઇએ કહ્યુંઃ-'મારા નસીબમાં પકડાવાનુંજ લખ્યું

હશે તો હું કોઈ ઘાતકી માણસને હાથે પકડાઇશ અને તે મને મારતો મારતો રાજદરબારમાં લઈ જશે, એ કરતાં તું ભલો માણસ અને ગરીબ છે માટે તુંજ મને લઇને ચાલ.' એટલામાં ત્યાં એક બીજો માણસ આવી પહોંચ્યો. તેણે બંનેની વાતચીત ઉપરથી જાણી લીધું કે, આ માણસ હાતમતાઈ છે. એ તરતજ હાતમતાઇને બાંધીને ચાલતો થયો. એમની સાથે સાથે પેલો કઠીઆરો પણ ગયો. પેલા માણસે બાદશાહની રૂબરૂ જઇને કહ્યું:—" જહાંપનાહ ! મને ઇનામ આપો. આ હાતમતાઇને હું પકડી લાવ્યો છું.' હાતમતાઈએ કહ્યું:–' બાદશાહ ! એણે મને પકડયો નથી. આ વૃદ્ધ કઠીઆરાની ગરીબાઈ ઉપર દયા આણીને હું પોતેજ એને હાથે પકડાયો હતો; માટે આપ એનેજ ઇનામ આપો.' હાતમતાઇના મહત્ત્વથી વિસ્મય પામી તથા તેના ગુણો ઉપર મુગ્ધ થઈ જઈને અરબસ્તાનના બાદશાહે તેને હાથ જોડીને કહ્યું:–' એને હું ઇનામ આપું છું અને આપ પણ મારો અપરાધ માફ કરો અને કૃપા કરીને આપનું રાજ્ય પાછું લ્યો.'

## ૨૫૨—परीक्षाने दिवसे थाक खाइने ताजा थाओ.

વિશ્વવિદ્યાલયની પરીક્ષાને દિવસે સવારે નરેંદ્રનાથ દત્ત (સ્વામી વિવેકાનંદ) ગાયન ગાઈ રહ્યા હતા. તેમનો એક મિત્ર એ જોઈને બોલી ઉઠયો:– "નરેન્દ્ર ! પરીક્ષાને દિવસે આ શું ધૂન લઈ બેઠો છે ? આજ તો વાંચેલું બધું તાજું કરી નાખ."

નરેંદ્રે જવાબ આપ્યો:–" મગજ સાફ રાખ્યું છે. આટલા દિવસનું ભણ્યું કામ નહિ આવે તો પછી આ બે કલાકના અભ્યાસથી શું વળવાનું છે? પરીક્ષાને દિવસે તો સવારથીજ શરીર અને મનને વિશ્રાંતિ આપવી જોઇએ કે જેથી પરીક્ષા વધારે સારી રીતે આપી શકાય. ઘોડો થાકીને આવ્યો હોય છે ત્યારે એને ફરીથી જોડતાં પહેલાં માલિશ, ખુરેરો વગેરે કરીને તથા આરામ આપીને તાજો કરવો પડે છે;તેમ મગજને પણ આનંદ અને વિશ્રાંતિ આપીને તાજુ કરવાથી પછી તે વધારે સારૂં કામ આપી શકે છે.

પરીક્ષા પાછળ ઉંઘ–ઉજાગરા કરી થાકનારા વિદ્યાર્થીઓ અને તેમને તેવે રસ્તે ચઢાવનારા શિક્ષકો આ મુદ્દો ધ્યાનમાં લે તો કેવું સારૂં !

## ૨૫૩—પરોપકારનું સુખ—રામદુલાલ સરકાર

રામદુલાલ સરકાર બંગાળાના એક ધનાઢ્ય અને પરદુઃખભંજન પુરુષ હતા. એ ઘણા સાદા અને ધાર્મિક વૃત્તિના પુરુષ હતા. દરરોજ સવારે ગંગાસ્નાન કરવા જતા. એક વખત ભરશિયાળામાં પ્રાતઃસ્નાન કરીને રોજની ટેવમુજબ એક જાડું અંગવસ્ત્ર ઓઢીને ગરીબ માણસની પેઠે ઘેર પાછા જઈ રહ્યા હતા. એ વખતે એમના એક આડતીઆ મિત્રે કહ્યું કે:—"સરકાર મહાશય ! એક શાલ કે બનાત તો ઓઢો ! શામાટે આટલી બધી ટાઢ વેઠી રહ્યા છો ? પૈસાને શું કરશો ? " એ બિચારો એમજ સમજતો હતો કે કંજુસાઇની ખાતરજ રામદુલાલ આટલી ટાઢ વેઠી રહ્યા હશે અને પોતાના સુખની ખાતરજ ધન એકઠું કરી રહ્યા હશે. સરકાર મહાશયે તો ઘેર જઇને તરતજ એવી ગોઠવણ કરી કે, બીજે દિવસે સવારે એ માણસના ઘર આગળ થઇને એક સો કરતાં પણ વધારે માણસો સારી બનાત ઓઢીને ગંગાસ્નાન કરીને જતા જણાયા. એ મિત્રને ખબર તો પડીજ ગઈ કે બ્રાહ્મણો ઉપર આ બધી કૃપા રામદુલાલનીજ હતી.

પરમ પવિત્ર આર્યધર્મશાસ્ત્રમાં ઠીકજ કહ્યું છે કે, વૃક્ષો કાંઇ પોતાને માટે ફળતાં નથી, નદીઓ કાંઇ પોતાની તૃષા છીપાવવા વહેતી નથી, પણ લોકોના ઉપકાર માટેજ વહે છે; તેમ સાધુવૃત્તિવાળા શ્રેષ્ઠ પુરુષોના ધનમાલ પણ પંડે ભપકો મારવા કે મોજશોખ ભોગવવા માટે હોતા નથી, પણ બીજાઓના ભલામાટેજ હોય છે.

---

## ૨૫૪--કુંભા હાડાનો માતૃભૂમિનો પ્રેમ

આજથી આશરે પાંચસો વર્ષ ઉપર રાજપૂતાનામાં બૂંદીરાજ્યમાં હામા નામનો એક ક્ષત્રીરાજા રાજ્ય કરતો હતો. એ પ્રતાપી હાડાવંશનો હતો. એ સમયમાં કેટલાંક વર્ષોથી અલાઉદ્દીન ખિલજીની ચઢાઇઓને લીધે ચિતોડના પરાક્રમી રાણા નબળા પડી ગયા હતા. બૂંદીનુ રાજ્ય પહેલાં ચિતોડના રાજાઓના તાબામાં હતું; પણ જ્યારે એ નબળા પડી ગયા, ત્યારે બૂંદીવાળાઓએ તેમના તાબામાં રહેવું છોડી દીધું અને સ્વતંત્ર થઇ ગયા.

ચિતોડની સ્થિતિ પાછી જરા સારી થઇ એટલે ત્યાંના રાણાએ બૂંદીના

હાડારાવને કહેવરાવ્યું કે, અમારા તાબામાં તમે ચિતોડમાં રહ્યા કરો. હાડારાજાએ જવાબ આપ્યો કે,બૂંદીનું રાજ્ય મને કાંઈ બક્ષીસમાં મળ્યું નથી.મારા બાપદાદાએ તલવારના જોરથી એ મેળવ્યું છે. હું કોઈને તાબે નથી; પણ આપ મોટા છો, કહેશો તો હોળી કે દશેરામાં આવી જઇશ. એથી વધારે આપ મારી પાસે આશા નહિ રાખી શકો.

ચિતોડના રાણાને આ જવાબ બહુ કડવો લાગ્યો.એણે બૂંદી ઉપર ચઢાઈ કરી. બૂંદીથી થોડે છેટે નિમોરિયા નામનું ગામ છે. લાવલશ્કર લઇને રાણાએ ત્યાં આગળ પડાવ નાખ્યો. જાસૂસોએ જઈને એ ચઢાઇની ખબર બૂંદીના રાજાને પહેલેથીજ પહોંચાડી દીધી. એ પસંદ કરેલા પાંચસો સિપાઈઓને સાથે લઇને બૂંદીથી નીકળી પડયો; અને ચૂપચાપ રાતોરાત રાણાજીની છાવણી ઉપર છાપો માર્યો. રાણાજીની ફોજ લઢવાને તૈયાર નહોતી, એટલે બૂંદીરાજના સિપાઇઓએ રાણાના હજારો યોદ્ધાઓને કાપી નાખ્યા.જે બચી ગયા તે જીવ લઈને નાઠા, રાણાજી પણ જીવ બચાવીને નાઠા અને મહામહેનતે ચિતોડ પાછા ગયા. હાડારાજની જીત થઇ. જીતનાં વાજીંત્ર વગાડતા એ બૂંદીમાં દાખલ થયા અને ઉત્સવ કરવા લાગ્યા.

એ હારથી ચિતોડના મહારાણાને ઘણીજ શરમ આવી. આ અપમાન એમને ઘણું વસમું લાગ્યું. "મારી આવડી મોટી ફોજને બૂંદીના પાંચસો હાડાઓએ મારી નાખી, મારે તો ડૂબી મરવા વારો આવ્યો. હવે જ્યાંસુધી હું બૂંદીનો કિલ્લો જીતીશ નહિ, ત્યાંસુધી ખાવુંપીવું બિલકુલ છોડી દઈશ." એવી અઘરી પ્રતિજ્ઞા લઇને એ લશ્કર એકઠું કરવા લાગ્યા. ચિતોડથી બૂંદી ૩૨ ગાઉ હતું. ફોજ એકઠી કરવાને વખત જોઇએ. ૩૨ ગાઉ પહોંચતાં પણ વખત લાગે.વળી એ કાંઇ જેવું તેવું કામ નહોતું કે, બૂંદી પહોંચતાંવારજ કિલ્લો કબજામાં આવી જાય. પહાડ ખસે પણ હાડા ન ખસે, એવા વીર સૈનિકો સાથે પાનું પડયું હતું. દેહમાં પ્રાણ હોય ત્યાંસુધી તો એ કિલ્લો છોડે એવી આશાજ મિથ્યા હતી. વળી હારજીત કોની થાય એની પણ ખબર નહોતી. અન્નજળવગર રાણાજી એટલા બધા દિવસ જીવતા કેવીરીતે રહી શકશે, એ વિચારથી રાણાજીના મિત્રો તથા સગાસંબંધીઓ મોટા ગભરાટમાં પડયા. એમણે રાણાજીને ઘણુંએ સમજાવ્યું કે, આપની પ્રતિજ્ઞા ઘણી કરડી છે, આપ એ સખત પ્રતિજ્ઞા છોડી દો; પણ રાણાએ કોઇનું ન માન્યું. એમનો ઉત્તર તો એજ હતો કેઃ—" પ્રતિજ્ઞા કર્યા પછી ક્ષત્રી શું કદિ

એને તોડે છે ? ”

હવે શું કરવું ? વિચાર કરીને રાણાના મંત્રીઓએ એક રસ્તો શોધી કાઢયો. એમણે રાણાજીને પ્રાર્થના કરીઃ–“ઠીક,અમે ચિતોડમાંજ બૂંદીનો એક નકલી કિલ્લો બાંધી આપીએ છીએ. આપ લાવલશ્કર લઇને એના ઉપર ચઢાઇ કરો અને એને તોડીને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરો અને પછી અન્નજળ ગ્રહણ કરો. ”

હાડાજાતિના રાજપૂતોની એક ટુકડી ચિતોડના લશ્કરમાં નોકરી કરતી હતી.એ રાણાજીના આશ્રિત હતા, એમના એ સૈનિકો હતા અને કુંભા બૈરસી નામનો એક હાડો એમનો સરદાર હતો.એ શિકાર ખેલવા ગયો હતો.જંગલમાં એક હરણને મારીને એને પીઠપર નાખીને એ ચિતોડ પાછો ફરી રહ્યો હતો. રસ્તામાં એણે નકલી કિલ્લો બનતો જોયો. એને એ જોઇને ઘણો અચંબો થયો. કારીગરને પૂછયુંઃ–‘આ શું બનાવી રહ્યા છો ?’

કારીગરઃ–બૂંદીનો નકલી કિલ્લો બની રહ્યો છે.

કુંભાઃ–કેમ ? આ તમાશાની વળી શી જરૂર પડી ?

કારીગરઃ–રાણાજીએ પ્રતિજ્ઞા લીધી છે કે બૂંદીનો કિલ્લો તોડીશ ત્યારેજ પાણી પીશ અને ભોજન કરીશ.

કુંભાઃ–શું આ છોકરાઓની રમત, આ માટીનું ઘર–બૂંદીનો કિલ્લો બની શકે ?

કારીગરઃ–ના, આ તો પ્રતિજ્ઞા–પાલનદ્વારા પ્રાણ બચાવવાની યુક્તિજ છે, ખરો કિલ્લો પણ લાગ આવ્યે તોડાશે.

કુંભાઃ–હવે સમજ્યો. યુક્તિ તો ઘણી સારી શોધી કાઢી.

ક્રોધથી અંદર ને અંદર બળી મરતા કુંભા બૈરસીએ ઘેર જઇને પોતાની ટુકડીનાં હાડારાજપૂતોને થોડા વખતમાં થનારા આ તમાશાના સમાચાર કહ્યા,એ સાંભળીને એમનું લોહી પણ ઉકળી ગયું. અમારી માતૃભૂમિ બૂંદીનું આવું અપમાન ! અમારા શરીરમાં પ્રાણ છે ત્યાંસુધી તો એ નકલી કિલ્લાને પણ અમે જીતવા નહિ દઇએ. અમે રાણાજીની નોકરી ખસુસ સ્વીકારી છે, અમે જરૂર એમના સિપાઇ છીએ; પણ તેથી શું અમે પોતાના વતનનું અપમાન અમારી આંખે જોઇશું ? નહિ, કદાપિ નહિ. અમે એ નકલી કિલ્લાનું પણ રક્ષણ કરીશું અને મરી ગયા પછીજ રાણાજી અને તેમની ફોજને એની

અંદર દાખલ થવા દઈશું. આવો વિચાર કરીને તેઓ લઢવા તૈયાર થયા અને હથિયાર સજીને એ નકલી કિલ્લાની અંદર દાખલ થઇ ગયા.

ઠરાવેલે સમયે રાણાજી પોતાની નાનીશી ટુકડી લઈને એ નકલી કિલ્લા તરફ આગળ વધ્યા. એમણે સિપાઈઓને કહી રાખ્યું હતું કે, તમે કિલ્લાની તરફથી બંદુકોના ખાલી અવાજ કરજો, અમે કિલ્લા ઉપર હુમલો કરીને એને જીતી લઈશું; પણ રાણાજી કિલ્લાની પાસે પહોંચ્યા એજ વખતે એ નકલી કિલ્લાની અંદરથી સણસણાટ કરતી ખરી ગોળીઓ વરસવા લાગી. એ જોઇને રાણાજી તો છકજ થઇ ગયા. સિપાઈઓને હુકમ આપ્યો કે જુઓ, આ શું છે ? એક આદમીએ તપાસ કરી તો જણાયું કે કુંભો એ કિલ્લાના મુખ્ય દરવાજા આગળ હથિયારસહિત આંટા મારી રહ્યો છે. એણે દરવાજા આગળ પોતાની પાઘડી મૂકી અને પેલા આવનાર માણસને કહ્યું કે:–" જા, રાણાજીને કહે કે હું ખરા અંતઃકરણથી આપને આવકાર આપવાને તૈયાર છું. મારી પાઘડી અહીં મૂકી છે. એના ઉપર પગ મૂકીને ચાલ્યા આવો અને પછી નકલી કિલ્લો તોડો. આપને આવકાર આપવા બૂંદીનો હાડાજાતિનો આ તુચ્છ સેવક કુંભો હાજર છે." ટુંકામાં એ કે કુંભાએ રાણાજીની ફોજને લડયા વગર અંદર જવા દીધી નહિ. એ અને એના થોડા સાથી વીર હાડાઓ ત્યાંજ યુદ્ધ કરતાં કરતાં મરણ પામ્યા. એ બધાની લાશો ભોંયપર પડયા પછીજ રાણાજી એ નકલી કિલ્લાની અંદર દાખલ થઇ શકયા.

રાણાજીએ આ પ્રમાણે પ્રતિજ્ઞાનું પાલન કરીને ભોજન તો કર્યું, પણ કુંભા અને તેની સાથેના હાડારજપૂતોની વીરતા, એમનો માતૃભૂમિ-પ્રત્યેનો પ્રેમ અને પોતાની જાતની આબરૂમાટે પ્રાણત્યાગ કરવો એ બધા ઉપરથી રાણાજી એટલા બધા ડરી ગયા કે એમણે બૂંદીના ખરા કિલ્લાને લેવાનું ફરીથી સાહસ ન કર્યું. કુંભા અને તેના જેવા થોડાક સાધારણ દરજ્જાના વીર અને સ્વદેશભકત સિપાઇઓનોજ પ્રતાપ છે કે આજે પણ બૂંદી રાણાજીના વંશજોના તાબામાં નથી.

અહો! કુંભા! તારી માતૃભૂમિપ્રત્યેની ભકિતને ધન્ય છે! તારા જેવા વીર અને આત્માભિમાની રાજપુતો નહોત તો રાજપૂતાનામાં આજે આટલાં દેશીરાજ્યો દીઠામાં ન આવત. રમતગમતમાં પણ જે પોતાના દેશ, પોતાની જાતિ અને પોતાની માતૃભૂમિનું અપમાન નથી સાંખી શકતો; અને એના માનનું રક્ષણ જીવસાટે પણ કરવા તૈયાર થાય છે, તેજ દેશનો ખરો સ્વામી થવાનો અધિ-

કારી પણ બની શકે છે.×

# ૨૫૫–एक वेपारीनी पितृभक्ति

એક સમયે જેરુસલેમના યાહુદીમંદિરના મુખ્ય પાદરીના રત્નજડિત ચાંદમાંથી એક પન્નાનું નંગ ઉખડીને ખોવાઈ ગયું, એટલે એની જગ્યાએ જડાવવા સારૂ એવાજ એક બીજા નંગની જરૂર પડી. કોઈ ખાસ તહેવારને દિવસે વડા પાદરીએ એ રત્નજડિત ચાંદ ધારણ કરીને દેવળમાં પ્રાર્થના કરવી એવો નિયમ હોવાથી એ તહેવારના દિવસ પહેલાં એવુંજ નંગ ખરીદી લાવીને ચાંદમાં જડાવવાનો પોતાના નોકરને હુકમ આપ્યો. એ નોકરે ઘણી જગ્યાએ તપાસ કરી પણ ખોવાયલા નંગના માપનું નંગ ક્યાંય પણ મળ્યું નહિ. છેવટે ખબર મળ્યા કે આસ્કાલનના એક ઝવેરી પાસે એવું નંગ છે, પણ કિંમત ઝાઝી માગતો હોવાથી એ નંગ અત્યારસુધી વેચાયું નથી. દેવળનો નોકર સાંજે એ ઝવેરીને ઘેર ગયો અને મોંમાગ્યું મૂલ્ય આપીને એ નંગ ખરીદવાની ઇચ્છા બતાવી, એટલે ઝવેરી ઉપલે માળ ગયો. એ રત્ન એક દાબડીમાં એના પિતાના માથાના ઓશીકાનીચે હતું. એના પિતાનું એ દિવસે શરીર બગડેલું હતું.ઝવેરીએ જોયું કે,પિતા હમણાં સૂતા છે.તે ધીમે ધીમે પાછો આવ્યો અને ગ્રાહકને કહ્યું:–'આજે મારાથી એ નંગ કાઢી અપાશે નહિ, કાલે આવજો.' મંદિરનો નોકર સમજ્યો કે, વધારે પૈસા પડાવવાના આ ઢંગ છે. એણે બમણા પૈસા આપવાનું જણાવ્યું. ઝવેરી પાછો ઉપર ગયો અને ધીમે ધીમે ઓશીકાની તળે હાથ ઘાલ્યો. એથી એના પિતાની ઉંઘ સહેજ ઉડવા માંડી, એટલે ઝવેરીએ તરત પોતાનો હાથ પાછો ખેંચી લીધો. એણે વિચાર્યું કે, અત્યારે હું ડબ્બી ખેંચી લઈશ તો જરૂર પિતાજીની નિદ્રાનો ભંગ થશે. નીચે ઉતરીને તેણે ઘરાકને જણાવ્યું કે, પૈસાની ખાતર હું ઉંઘી ગયેલા બિમાર પિતાની નિદ્રાનો ભંગ નહિ કરૂં, માટે આજની રાત તો તમને પન્નાનું નંગ મળવાનો કાંઈપણ સંભવ નથી. મંદિરના નોકરે આવીને એ વાત વડા પાદરીને કહી, એટલે પાદરીએ કહ્યું:–"ચાંદની ખાલી પડેલી જગ્યામાં એ ઝવેરીની પિતૃભક્તિ બધાં નાશવંત રત્નો કરતાં વધારે ઝળકાટ આપશે."

× 'બાળસખા'માંના પં૦ મહાવીરપ્રસાદજી દ્વિવેદીના એક લેખ ઉપરથી.

## ૨૫૬—નેલ્સનનો પુરુષાર્થમાં વિશ્વાસ

અંગ્રેજો સ્વભાવથીજ નસીબ ઉપર વિશ્વાસ ન રાખતાં પુરુષાર્થમાં વધારે માનનારા, ઉદ્યમી અને નિડર હોય છે. નાઈલ નદીના યુદ્ધની થોડા વખત પહેલાં અંગ્રેજ નૌકા સેનાધ્યક્ષ નેલ્સનને એના એક કૅપ્ટને ફ્રાન્સનાં મોટાં મોટાં વહાણો બતાવીને કહ્યું હતું કે:—" આટલા બધા પ્રબળ શત્રુને આજે આપણે હરાવીશું તો આખી પૃથ્વીમાં આપણને કેટલો બધો યશ મળશે ? " નેલ્સને ઉત્તર આપ્યોઃ—" એમાં વળી તેર મણના ' તો ' ની શી જરૂર છે ? આપણે જરૂર જીતીશું." છેવટે એ યુદ્ધમાં ફ્રાન્સના વહાણોનો જંગી કાફલો અંગ્રેજોને હાથે સંપૂર્ણરૂપે નાશ પામ્યો.

## ૨૫૭—રામતનુ લાહિડીની ગુરુભક્તિ

શ્રીયુત રામતનુ લાહિડી બંગાળાના એક પ્રસિદ્ધ વિદ્વાન અને સુધારક હતા. હિંદુઓના કેટલાક જૂના રિવાજો ઉપરથી શ્રદ્ધા ઉઠી જવાથી એમણે બ્રાહ્મધર્મ ગ્રહણ કર્યો હતો; પરંતુ હિંદુઓના સદાચારનું પાલન કરવામાં એ બહુજ દૃઢ હતા. પોતે ઉત્તરપાડામાં શિક્ષકની નોકરી કરતા હતા એવામાં એક દિવસ કોઇએ એમના ગુરુ કૃષ્ણમોહન બંદોપાધ્યાયનો કાગળ આપ્યો. એ પત્ર જોતાંવારજ એમણે તેને પ્રથમ તો માથા ઉપર મૂકયો અને ભક્તિપૂર્વક બોલી ઉઠયા:—" મારા ગુરુનો પત્ર ! " ત્યાર પછી પત્ર વાંચવા મંડયા. ઓગણીસમી સદીના સુધારકની આ ગુરુભકિત હાલના ઘણા વિદ્યાર્થીઓને ધડો લેવા જોગ છે.

## ૨૫૮—ગવર્નર ચાંગનું પ્રજાપાલન

ગવર્નર ચાંગ આદર્શ રાજપુરુષતરિકે ચીન દેશમાં પ્રત્યેક સ્રીપુરુષના ચિત્તમાં આજપણ બિરાજે છે.એમ કહેવાય છે કે, કાર્યનો ભાર પોતાને માથે લીધા પછી તરતજ તેમણે પોતાના તાબાના બધા મુખ્ય અમલદારોને બોલાવીને આજ્ઞા આપી કે, તમારે બધી જાતના જુલમ દૂર કરવાનો પ્રયત્ન કરવો. એક સૂબાએ પોતાના ઇલાકામાં જઇને છુપી પોલિસને હુકમ આપ્યો કે, કોઇ માણસ ગવર્નર સાહેબને અરજી આપે તો તરત મને ખબર આપવી.

એ હુકમથી એ ઇલાકામાં છુપી પોલસની સત્તા વધી પડી, પણ અત્યાચાર જરાએ શમ્યો નહિ.

એક દિવસ ગવર્નર ચાંગ સાદા વેશમાં ઘોડેસ્વાર થઈને એ સૂબાના જીલ્લામાં ગયો અને તેને ઘેર જઈને કહ્યું:–'હું અહીંઆં આવ્યો છું તેની ખબર કોઈને પડવી ન જોઈએ; ચાલો આપણે બન્ને જણા નગરચર્ચા જોવા નીકળીએ અને પ્રજાનાં દુઃખ તપાસીએ.' સૂબો પણ લાચારીએ વેશ બદલીને ગવર્નરની સાથે ગયો. એક હૉટલમાં દાખલ થઈને ચા પીતે પીતે ગવર્નરે હૉટલના એક રસોઇઆને પૂછ્યું:–'અમે દૂરદેશના રહેવાસી છીએ. આ ગામમાં અમારૂં થોડું લેણું છે એ વસુલ કરીને ઝટ પાછા જવાનો વિચાર છે. અહીંનો સૂબો ઇન્સાફ કરવામાં કેવો છે?' રસોઇઓ આમતેમ ચારે તરફ જોઈને ધીમેથી બોલ્યો:–'લેણદારને જેટલી છૂટ મૂકવી પડે તેટલી મૂકીને જે કાંઈ રૂપિયે ચારઆઠ આના પણ મળે તે લઈને છાનામાના ચાલ્યા જાઓ. કચેરીમાં ફરિયાદ કરવા જશો તો સૂબો તમને કેટલાએ ધક્કા ખવરાવશે અને સામા પક્ષ પાસેથી અડધોઅડધ લાંચ લઈને દાવો રદ કરશે.' સૂબો ક્રોધથી કાંપવા લાગ્યો પણ ગવર્નર પાસે હોવાથી કાંઇપણ બોલ્યો નહિ અને બદનામીનો ઘુંટડો ગળી ગયો. હૉટલની બહાર આવીને ગવર્નરે ઘણા લોકોને સૂબાની બાબત પૂછ્યું તો બધાએ એનાં વખાણ કર્યાં; કેમકે કેટલાકે તો અજવાળામાં સૂબાને ઓળખી કાઢ્યો અને બધાએ જાહેરરસ્તા ઉપર સૂબાની નિંદા કરવાનું વ્યાજબી ન ગણીને એની પ્રશંસાજ કરી. ગવર્નર ચાંગ સંતોષ પ્રકટ કરીને ઘોડા ઉપર બેસીને પોતાની રાજધાનીમાં રવાના થયો. સૂબાએ એકાદ દિવસ રહી જવાનો આગ્રહ કર્યો પણ તેણે માન્યું નહિ. એકાદ માઈલ આગળ જઈને ગવર્નર ચાંગ બીજે રસ્તે થઈને પાછો એજ હૉટલમાં ગયો અને વસ્ત્ર બદલીને રાતવાસો ત્યાંજ રહેવાની ગોઠવણ કરી. થોડા સમયમાંજ સૂબાના માણસો આવીને હૉટલના માલિકને તથા તેના નોકરચાકરોને બાંધીને પકડી ગયા. એમના ભેગો ગુપ્ત વેષધારી ગવર્નર ચાંગ પણ પકડાયો અને સર્વેને સૂબાની રૂબરૂ હાજર કરવામાં આવ્યા. બધાઓને સૂબાની સમક્ષ ઘુંટણીએ પડીને બેસાડવામાં આવ્યા; એટલે સૂબાએ દરેકને દંડ અને મારની વ્યવસ્થા કરી. ચાંગનું મુખ ટોપીથી ઘણુંખરૂં ઢંકાયલું હતું એટલે સૂબાએ લાત મારીને ટોપી ખસેડી નાખી; પણ એજ વખતે ચાંગને ઓળખી જવાથી ભયનો માર્યો તે સ્તબ્ધજ થઈ ગયો. ગવર્નર ચાંગે એજ વખતે સૂબાને નોકરી-

માંથી કાઢી મૂકીને એની જગ્યાએ બીજા સારા માણસને નિમ્યો અને પછીથી ખુલ્લી કચેરીમાં સાક્ષીપૂરાવા લઇને એ સૂબાને એના ઘણા અપરાધોની સજા આપી.

## २५९—दोस्त के दुश्मन?--सोबत तेवी असर

કોઇ એક સારા કુટુંબનો એક યુવક એક ફોજદારી મુકદ્દમામાં સપડાયાથી ન્યાયાધીશને કહેવા લાગ્યો:–"હજૂર! મેં જે કર્યું છે તે દોસ્તદારોની શિખવણીથી કર્યું છે અને એને માટે મને ખરા અંતઃકરણથી પસ્તાવો થાય છે." ન્યાયાધીશે કહ્યું:–"જે લોકોએ તને આવું ખરાબ કામ કરવાની શિખામણ આપી છે તેને તારે દોસ્તદાર કહેવો જોઇએ કે શત્રુ ?"

ગ્રીક તત્ત્વવેત્તા પાઇથેગોરસની પાસે કોઇ વિદ્યાર્થી ભણવા સારૂ આવતો ત્યારે એ એના સોબતીઓની ચાલચલકતની પૂરેપૂરી તપાસ કર્યા પછીજ એને વિદ્યાર્થી તરિકે દાખલ કરતો.

માણસનો જેવો સ્વભાવ હોય છે તેવાજ મિત્રોથી એને સંતોષ થાય છે. માણસ કેવાં પુસ્તકો વાંચે છે, કેવાં ગીતો ગાય છે અને કેવાં નાટકો જુએ છે તે ઉપરથી પણ એના સ્વભાવનું ઘણુંખરૂં અનુમાન થઈ શકે છે.

રામાયણ, મહાભારત વગેરે સારા ગ્રંથો રાતદિવસ વાંચ્યાથી સત્સંગની ગરજ સરે છે.

## २६०—आबरू पदवीमां छे के माणसाइमां ?

દિગ્વિજયી એલેક્ઝાંડરે (સિકંદરે) પોતાના એક સેનાપતિ ઉપર વગરકારણે નારાજ થઇને તેને સૂબેદારના હોદ્દા ઉપર ઉતારી પાડયો. થોડા દિવસ પછી તેને બોલાવી મંગાવ્યો તો જણાયું કે, હોદ્દો ઉતારવાથી એના ચિત્તની પ્રફુલ્લતામાં જરાપણ ફેર પડયો નથી. એને પૂછ્યું કે:–'તને હું ઘણો ખુશ મિજાજમાં જોઉં છું. આ નવું કામ તને કેવું લાગે છે ?'

સૂબેદારે ઉત્તર આપ્યો:–"ઘણું સારૂં લાગે છે. આખી ફોજના સૂબેદારો હવે મને પુષ્કળ માન આપે છે, સુખદુઃખમાં મારી સલાહ પૂછે છે. સાધારણ સિપાઇઓ પહેલાં મારી પાસે આવતાં સંકોચાતા, તેમને મન પણ હું હવે

તેમને પોતાનો માણસ થઈ પડયો છું. ઘણા માણસો ચહાય એજ આ સંસારમાં મોટું સુખ અને લહાવો છે.”

ઍલેકઝાંડરે પૂછ્યું:–“નીચી પાયરીએ ઉતારવાથી તને મનમાં ઓછુ નથી આવતું ?” જવાબ મળ્યો:–‘આબરૂ પદવીમાં છે કે માણસાઈમાં ? જે માણસ પોતાને સોંપેલું કામ સારી રીતે કરે છે અને બીજાને સહાય કરવા સદા તત્પર રહે છે, તેનેજ લોકો ‘ભલો માણસ’ કહે છે અને એ બે શબ્દોમાંજ પૃથ્વીની મોટામાં મોટી આબરૂ અને પદવી રહેલી છે. પ્રાંતનો સૂબો પણ છાનોમાનો લાંચ લેતો હોય છે અને એ વાતની ખબર લોકોને પડી જાય છે ત્યારે એમના હૃદયમાં એની ઈજ્જત એક પ્રમાણિક અને આબરૂદાર સિપાઈ કરતાં ઘણીજ ઓછી થઇ જાય છે.’

## ૨૬૧–मारवाडी शेठ सूरजमल अने वद्रिकाश्रमनो रस्तो

મારવાડી શેઠ સૂરજમલ સહકુટુંબ હરિદ્વાર તીર્થની યાત્રા કરવા નીકળ્યા હતા. ગંગામાં સ્નાન કરી રહ્યા હતા એવામાં એક સાધુએ હસીને કહ્યું:–“ગોથા મારકે પાપ કાટને આયા હૈ ?” અર્થાત પાણીમાં ડૂબકી મારીનેજ પાપ ધોવા સારૂ આવ્યો છે કે કાંઇ પરોપકાર પણ કરવો છે ? શેઠજી મહારાજના મનનો ભાવ સમજી ગયા તેથી શરમાઇને નમ્રતાપૂર્વક બોલ્યા:–“મહારાજ ! પરોપકારનું કયું કામ કરૂં તે આપ ફરમાવો. લાખ રૂપિયા ખર્ચવાને હું તૈયાર છું.” સાધુએ કહ્યું:–‘હરિદ્વારથી કેદારનાથસુધી સડક બનાવીને સાધુસંતના ભોજનનો સ્થાયી બંદોબસ્ત કર્યાથી તારા જેવા મોટા શેઠની યાત્રાનું સાર્થક થશે. ગરીબ માણસ તો ડૂબકી મારીને ચાલ્યો જાય તોપણ ચાલે.’ ભક્તિમાન શેઠજી એ સાધુનું વચન માથે ચઢાવીને કલકત્તા ગયા, પછી એક કમિટી નિમીને કેટલાક લાખ રૂપિયા ખર્ચીને સડક બંધાવવાની તથા અન્નક્ષેત્ર સ્થાપવાની વ્યવસ્થા કરી દીધી.

## ૨૬૨—एक शाहजादानी निडरता अने आज्ञापालन

રૂશિયાના બાદશાહનો પુત્ર ગ્રાન્ડ ડયુક ઍલેકિસસ કોઇ એક લડાઈના વહાણનું કામ શીખવા સારૂ નાવિકોના અમલદારતરિકે નિમાયો હતો. એ રૂશિયાનું વહાણ ડેન્માર્કની ખાડીમાં એક ખડક સાથે અથડાઇને ભાગી ગયું, ત્યારે વહાણના કૅપ્ટને એને હુકમ આપ્યો કે, તમે પોતાનો પ્રાણ બચાવવા સારૂ સૌથી પહેલી જે જોલીબોટ (હલકો મછવો) નીચે ઉતારવામાં આવે તેમાં જાઓ. ગ્રાન્ડ ડયુક ઍલેકિસસે જવાબ આપ્યો:—"સૌથી પહેલો મારો પ્રાણ બચાવીને પલાયન કરવા સારૂ મારા પિતાએ મને મોકલ્યો નથી. હું તો પહેલાં ઉતારૂઓને ઉતારીશ અને સૌથી છેલ્લોજ મારો જીવ બચાવવાનો પ્રયત્ન કરીશ." એણે એજ પ્રમાણે કર્યું; પરંતુ સૌથી છેલ્લા મછવામાં ડયુક જ્યારે ઉતરીને કિનારે પહોંચ્યો ત્યારે કૅપ્ટને પોતાનો હુકમ નહિ માનવાના અપરાધ સારૂ તેને કેદમાં રાખવાનો હુકમ આપ્યો. ગ્રાન્ડ ડયુકે એ હુકમ સામે કાંઇ પણ વાંધો લીધો નહિ. બાદશાહને એ ખબર મળી ત્યારે તેમણે આગબોટના કૅપ્ટનને લખી મોકલ્યું કે:—"આપની આજ્ઞા ન માનવા સારૂ આપે અલેકિસસને કરેલી સજાને હું બાદશાહતરિકે ઘણીજ વ્યાજબી ગણું છું; પરંતુ મારા પુત્રે સૌથી પહેલો પોતાનો જીવ બચાવવા ખાતર પલાયન કર્યું નહિ, એ માટે પિતાતરિકે હું એને ખરા અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું.

---

## ૨૬૩—बाळक हॅवलोकनुं वीरत्व

સર હેન્રી હૅવલોકે ઈ૦સ૦ ૧૮૫૭ ના સિપાઇઓના બળવા વખતે ઘણી બહાદુરી દાખવી હતી. એ હૅવલોક જ્યારે બાલ્યાવસ્થામાં નિશાળે ભણતો હતો, ત્યારે એક દિવસ તેનું લાલ કપાળ અને સૂજેલું મોં જોઈને માસ્તરે પૂછયું હતું કે:—'કંઈ મારામારી કરી આવ્યો છે કે?' બાળક હવલોકે ઉત્તર આપ્યો:—"મહેરબાની કરીને મને પૂછશો નહિ. હું આપને એનું કારણ જણાવી શકીશ નહિ." શિક્ષકે જાણવા સારૂ આગ્રહ કર્યો. પાંચ સાત નેતર ખેંચી કાઢી; પરંતુ બાળકે પોતાની હકીકત કોઈપણ પ્રકારે જણાવી નહિ.

નિશાળના એક નાના છોકરાને હવલોક કરતાં ઉંમરમાં મોટા બે છોકરાઓ સતાવી રહ્યા હતા. હૅવલોકે દુર્બળનો પક્ષ લઇને બે જણાઓ સાથે

ખૂબ લડાઈ કરી અને આખરે પેલા નાના છોકરાને તેઓના જુલમમાંથી બચાવ્યો. એ લડાઈમાં એને પણ વાગ્યું હતું; પરંતુ પોતાની બહાદુરી જણાવવી તથા બીજાની ચાડી ખાવી એ બંને કામ હલકાં ગણીને મોટા મનનો બાળક હુંત્સલોક બે તોફાની છોકરાનો તેમજ શિક્ષકનો માર ખાઈને પણ ચૂપ રહ્યો.

## ૨૬૪–વૈષ્ણવનો વિનય

કોઇ એક સમયે એક વૈષ્ણવ પગે ચાલતો ચાલતો યાત્રા કરવા શ્રી વૃંદાવન ધામમાં જઇ રહ્યા હતો. એક દિવસ સંધ્યાકાળે તેણે રસ્તામાં એક વટેમાર્ગુને પૂછ્યું:–"ભાઇ! આટલામાં કોઇ વૈષ્ણવનું ઘર છે? હું વૈષ્ણવ છું અને કોઇ વૈષ્ણવને ઘેર ઉતરવા ધારૂં છું."વટેમાર્ગુએ ઉત્તર આપ્યો:–"સામેના ગામમાં બધાં ઘર વૈષ્ણવોનાંજ છે. આપ જેના ઘરમાં પગ મૂકશો તે પોતાને ધન્ય સમજશે અને આપની સેવા કરશે. પરોણાગતને સારૂ એ ગામ વિશેષ પ્રસિદ્ધ છે."

વૈષ્ણવે એ ગામમાં જઇને એક ગૃહસ્થને કહ્યું:–"ભાઈ! હું વૈષ્ણવ છું.કોઈ વૈષ્ણવના ઘરમાં રાતવાસો કરવા ધારૂં છું. સાંભળ્યું છે કે આ ગામમાં બધા વૈષ્ણવ છે, તેથીજ આપની પાસે આવ્યો છું." ઘરધણી બોલ્યો:–"મહારાજ! હું તો નરાધમ છું. મારાસિવાય આ ગામમાં બધાજ વૈષ્ણવ છે; પરંતુ આપ કૃપા કરીને મારા અતિથિ થશો તો હું પોતાને ધન્યભાગ્ય માનીશ. કૃપા કરશો ને?" પરંતુ પેલો મુસાફર તો ત્યાં ન ઉતરતાં વૈષ્ણવની તપાસમાં એકે એકે ગામનાં બીજાં ઘરોમાં ગયો;પણ દરેક ઘેરથી એકજ પ્રકારનો ઉત્તર મળ્યો. બધાએ પરોણાગત કરવા સારૂ તો બહુ આગ્રહ કર્યો, પણ કોઇએ પોતાને વૈષ્ણવતરીકે ઓળખાવ્યો નહિ. બધાએ એમજ કહ્યું કે, મારા સિવાય બધા આ ગામમાં વૈષ્ણવો છે. ગામવાળાઓના આ આચરણથી પેલા નામધારી વૈષ્ણવની આંતર્દૃષ્ટિ ઉઘડી અને અત્યારસુધી તેને વૈષ્ણવ હોવાનું જે અભિમાન હતું તે દૂર થઇ ગયું અને તરખલાં કરતાં પણ હલકો –'તૃણાદપિ લઘુઃ' પોતાને ગણીને તે એ ગામના એક ઘરમાં રાતવાસો રહીને કૃતાર્થ થયો.

આપણા ભક્તકવિ નરસિંહ મહેતા ઠીકજ ગાઇ ગયા છે કેઃ—

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે ને, મન અભિમાન ન આણે રે.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચકાછ મન નિશ્ચલ રાખે, ધન્ય ધન્ય જનની તેની રે.
સમદૃષ્ટિ અને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીહ્‌વાથકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે.
મોહમાયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે.
વણલોભીને કપટરહિત છે, કામક્રોધને નિવાર્યાં રે;
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ ઇકોતેર તાર્યાં રે.
વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે.

સાચા વૈષ્ણવમાં કેટલી બધી લાયકાત હોવી જોઈયે તે વાતની ઉપલા ગામના લોકોને સમજણ હોવાથી તેમજ પોતાનામાં જે કાંઈ લાયકાત હોય તેનું અભિમાન પણ વૈષ્ણવે ન રાખવું ઘટે, તેથી કરીનેજ એ ગામનો દરેક માણસ વૈષ્ણવપણું ધરાવવા છતાં પણ પોતાનું નિરભિમાન દર્શાવવા માટે પોતે વૈષ્ણવ નથી એમ કહેતો હતો.

---

## २६५—एक राजवैदनो कूतराने बोलतो करवानो उपाय

એક સ્વેચ્છાચારી મૂર્ખ રાજાએ એક દિવસ રાજસભામાં બેસીને ગંભીરપણે કહ્યું કેઃ—“ મારો પાળેલો કૂતરો બોલી શકતો નથી. એનું મૂળ કારણ એ છે કે, એની જીભમાં કોઈ રોગ છે. રાજવૈદે એ રોગ મટાડવો જોઇએ. ચૌદ દિવસની અંદર જો એ કૂતરાને બોલતો નહિ કરી આપે તો રાજવૈદને ફાંસીની સજા દેવામાં આવશે. ” વૈદે હાથ જોડીને કહ્યુંઃ—“ મહારાજ ! વંશપરંપરાનો ચાલતો આવેલો રોગ ચૌદ દિવસમાં મટી જાય એ અસંભવિત છે. ચૌદ વર્ષની અવધિ મને મારી દવા અજમાવવા સારૂ આપવી જોઇએ. ” રાજાએ ચૌદ વર્ષની મુદત મંજુર કરી,એટલે રાજવૈદે દરરોજ સવારે કૂતરાના માથામાં તુલસીપત્રનો રસ ચોપડીને એને દેવમંદિરના બારણા આગળ બાંધવાનું શરૂ કર્યું અને પોતે સ્નાનસંધ્યાદિ કરીને પવિત્ર થઇને દરરોજ આઠ કલાક ત્યાં આગળ બેસીને ‘સીતારામ’ ‘ સીતારામ ’ નો જપ કરવા

માંડયો. વૈદના એક મિત્રે કહ્યું:-"આ પ્રમાણે વખત વીતાડવાથી શો લાભ ? કુતરૂં તો કદિ બોલતાં શીખવાનું નથી."વૈદે કહ્યું:-"ભાઇ ! ચૌદ વર્ષસુધી આ પ્રમાણે સાચા મનથી હૃદયમાં શ્રીરામચંદ્રની મનોરમ મૂર્તિ ધારણ કરીને એમના નામનો જપ કર્યા પછી ફાંસીની સજા પણ થશે તો મને ભય નહિ લાગે; અને એ ચૌદ વર્ષમાં દૈવસંયોગથીજ મારૂં, કૂતરાનું કે રાજાનું મૃત્યુ થશે તો બધો મામલો પતી જશે. આ કૂતરૂં મરી ગયાથી રાજા બીજો કુતરો આપશે તો વળી પાછી ચૌદ વર્ષની મુદત માંગી લઈશ, એટલે એક હિસાબે રાજાએ મારૂં કલ્યાણજ કર્યું છે. રામનામ આ દુઃખમાંથી મને જરૂર તારશે."

## २६६—एक अमेरिकन इंडियननी विवेकबुद्धि

અમેરિકાના મૂળ નિવાસી પણ ઇંડિયન અથવા રેડ ઈંડિયન નામથી ઓળખાય છે. એક સમયે એક શાંત સ્વભાવના અમેરિકન ઈંડિયને કોઇ એક યૂરોપિયન પાસેથી તંબાકુ માગી. યૂરોપિયને પોતાના ગજવામાંથી એક મૂઠી ભરીને તંબાકુ આપી. બીજે દિવસે એ ઈંડિયન પેલા યૂરોપિયનને ઘેર ગયો અને કહ્યું:-'આપે આપેલી તંબાકુમાં એક બેઆની નીકળી છે તે પાછી આપવા આવ્યો છું.' યૂરોપિયને કહ્યું:-'તંબાકુની સાથેજ એ પણ આવી ગઇ છે તો હવે એ તારીજ થઇ ચૂકી.' ઇંડિયને કહ્યું:-'જુઓ, મારા અંતઃકરણમાં એક સારો માણુસ અને એક ખરાબ માણુસ એમ બે જણા વસે છે. તમે અત્યારે કહી રહ્યા છો એવીજ શિખામણ અંદરનો ખરાબ માણુસ મને દઈ રહ્યો હતો; પરંતુ અંદરનો ભલો માણુસ કહી રહ્યો હતો કે, બેઆની તેં માગી નહોતી અને આપનારે જાણીજોઇને તને આપી નથી તો પછી એ તારી કેવી રીતે થઇ ગઈ ? મેં ઉંઘી જવાનો ઘણોયે પ્રયત્ન કર્યો; પરંતુ એ બે જણા આખી રાત મારા હૃદયની અંદર તર્કવિતર્ક કરતા રહ્યા,તેથી મને નિદ્રા આવીજ નહિ. છેવટે ભલા માણુસની સલાહ માનીને તમને બે આની પાછી આપીને એમનો ટંટો શમાવવા સારૂ અહીં આવ્યો છું.

## २६७–एक अंग्रेज बाळकनो विश्वास

લિવરપૂલ શહેરમાં એક વાર વરસાદની બહુ તાણ પડવાથી નગરવાસીઓ ઇશ્વરની પાસે પ્રાર્થના કરવા સારૂ એક સ્થળે એકઠા થયા હતા. એક નાનો બાળક એવામાં ત્યાં આગળ હાથમાં છત્રી લઇને આવ્યો. તેને જોઇને બધા હસી પડયા અને બોલ્યા:–' એક છાંટા જળને સારૂ અમે મરી જઇએ છીએ અને તને વરસાદની એટલી શી બીક લાગી કે છત્રી લઇને આવ્યો છે ?' બાળકે ગંભીરપણે જવાબ આપ્યો:–" મેં સાંભળ્યું હતું કે આજ વરસાદને સારૂ દયામય ભગવાનની પ્રાર્થના કરવા તમે બધા એકઠા થવાના છો, એટલા માટેજ હું છત્રી લઇને આવ્યો છું; પરંતુ અહીંઆં આવીને જોઉં છું કે તમારામાંથી એક જણ પણ છત્રી લઇને આવ્યો નથી. ત્યારે શું તમે બધા મનમાં એવી ખાત્રીથી આવ્યા હતા કે પ્રાર્થનાથી કાંઇપણ વળવાનું નથી ?"

## २६८–सत्य ए सर्वोपरी छे--वकीलोना धर्म

એક વખત એક ખાણાના ભાષણમાં લૉર્ડ બ્રાઉધામે 'વકીલોના ધર્મ' સંબંધી બોલતાં કહ્યું કે:–"વકીલે પોતાના અસીલના લાભ આગળ બીજી કશી વાતનો વિચાર ન કરવો જોઈએ." વિલાયતના મુખ્ય ન્યાયાધીશ લૉર્ડ કૉકબર્ન ત્યાં બેઠેલા હતા. તેમને એમ લાગ્યું કે, આવા મોટા માણસના મુખમાંથી આવાં વચનો નીકળ્યાથી વકીલો પોતાના આદર્શ સંબંધી ભૂલભરેલા વિચાર લઇ જશે, તેથી તેમણે ઉભા થઇને એ સિદ્ધાંતનું ખંડન કર્યું અને જણાવ્યું કે, વકીલના હાથમાં જે શસ્ત્ર છે તેનો ઉપયોગ એણે એક વીર યોદ્ધાની પેઠે કરવો જોઇએ અને નહિ કે ખુનીની પેઠે. પોતાના અસીલના હિતનું એણે જરૂર રક્ષણ કરવું જોઇએ, પરંતુ ક્યારે ? એ હિત ન્યાયપુરઃસર હોય તોજ, અન્યાયી હક્કનું રક્ષણ કરવા એ બંધાયલો નથી. સત્ય અને ન્યાયના સનાતન સિદ્ધાંતો સાથે પોતાના અસીલના હિતનો મેળ કેવીરીતે ખવરાવવો એ દરેક પ્રવીણ વકીલે જાણવું જોઇએ.

## २६९—एक खेडुतनुं गामना भलामाटे आत्मबलिदान

જાપાનમાં એક વખત અનાજનો દુકાળ પડયો. એ વખતે ત્યાંના એક ગામડામાં એક ગરીબ ખેડુતની પાસે ચોખાનો એક આખો કોથળો હતો. એના સિવાય આખા ગામમાં બીજા કોઇની પાસે ચોખાનો એટલો જથ્થો નહોતો. એણે ધાર્યું હોત તો એ પોતે એ કોથળામાંથી ચોખા વાપરીને ઘણા દિવસસુધી પોતાનો નિર્વાહ ચલાવી શકત;પણ એણે વિચાર કર્યો કે,આ ચોખા હું વાપરી નાખીશ તો ગામમાં આવતી ફસલ વખતે વાવેતર કરવા સારૂ બિલકુલ ચોખા નહિ મળે. એટલા માટે એણે છતે અન્ને અન્નવગર ભૂખે મરીને દેહત્યાગ કરવાનું પસંદ કર્યું.થોડા દિવસો પછી એ ઉઘાડયાવિનાના કોથળા ઉપર માથું ટેકવીને પડેલો તેનો મૃતદેહ લોકોના દીઠામાં આવ્યો, ત્યારે એના દેશબંધુઓને ખબર પડી કે આ ગરીબ અભણ ખેડુતે પોતાના ગ્રામ્યબંધુઓની ખાતર કેવો મોટો ત્યાગ કર્યો છે !

## २७०—एक साध्वीनुं परहितमाटे आत्मबलिदान

થોડાંક વર્ષોપર ફ્રાન્સના કિનારાથી થોડેક દૂર 'ઇજીપ્ટ'નામની મોટી આગબોટ અનેક મુસાફરોસહિત ડૂબી ગઇ. એ આગબોટમાં સિસ્ટર રોડા નામની એક અંગ્રેજ સાધ્વી સફર કરી રહી હતી.મુસાફરોને બચાવવા સારૂ નાની હોડીઓ સમુદ્રમાં ઉતારવામાં આવી,પણ બધા મુસાફરોનો સમાવેશ થાય એટલી હોડીઓ નહોતી; એટલે કેટલાકને તો સ્ટીમરની સાથે ડૂબવાનું નક્કીજ હતું. જ્યારે સિસ્ટર રોડાને કહેવામાં આવ્યું કે,તમે એ નાની હોડીમાં બેસી જાઓ, ત્યારે તેમણે કહ્યું કે, બધાંના જેટલી એમાં જગ્યા નથી, માટે હું તો અહીંજ રહીશ.એમ કહી તે ઘુંટણીએ પડીને પ્રાર્થના કરવા લાગ્યાં અને પછી થોડીકજ વારમાં આગબોટની સાથે એમણે પણ જળસમાધિ લીધી. કેવું ઉત્તમ મૃત્યુ !

(સ્ત્રીબોધ)

## ૨૭૧—एक प्रीन्टरनुं बीजाने माटे आत्मबलिदान

એજ આગબોટમાં એક છાપનારો પણ ઘણો ઉચ્ચ સંસ્કારવાળો પુરુષ હતો. તેને તરતાં નહોતું આવડતું, એટલે તેને તરી શકાય એવો પટો મળ્યો હતો; પરંતુ એક બાઇને આવો પટ્ટો નહિ મળેલો જોતાંવારજ તેણે પોતાનો પટો તે બાઇને આપી દીધો અને પોતે જળસમાધિ સ્વીકારી ! ધન્ય છે આવાં પરોપકારી સજ્જનોને ! તેમનાં દૃષ્ટાંતોથીજ આપણને આ દુનિયામાં મનુષ્યમાં રહેલા દેવસ્વભાવનાં દર્શન થાય છે. (સ્ત્રીબોધ)

## ૨૭૨--मी० फॉक्स अने विश्वासनुं आकर्षण

એક દિવસ વિલાયતના પ્રસિદ્ધ વકતા અને પાર્લામેન્ટના સભાસદ મિસ્ટર ફૉકસ એક પત્ર લખીને તેના ઉપર રૂપિયા ગણીને ઢગલી કરી રહ્યા હતા. એવામાં એક દુકાનદારે બિલ અને પહોંચના કાગળીઆસહિત આવીને તેમની પાસે પોતાના લેણાના રૂપિયા માગ્યા અને કહ્યું:—" એ રૂપિયાની હમણાંજ મારે જરૂર છે. મારે એક શાહુકારને આપવા છે." મિસ્ટર ફૉકસે દૃઢતાપૂર્વક ઉત્તર આપ્યો:—" ત્રણચાર દિવસ પછી આપીશ. આ રૂપિયા શેરીડનને મોકલવા છે; કેમકે એની પાસેથી મેં ખાલી મુખના વચન ઉપર એ રૂપિયા લીધા હતા. મારૂં અકસ્માત મૃત્યુ થાય તો એ બિચારા પાસે પૂરાવામાં એક ચીઠ્ઠીસુદ્ધાંત નથી." શેરિડન ફૉકસનો ઇષ્ટ મિત્ર હતો. દુકાનદાર ફૉકસના મનનો ઉચ્ચ ભાવ સમજી ગયો અને તેની સાથે જરાપણ વાદવિવાદમાં ન ઉતરતાં બોલ્યો:—" લ્યો, હું પણ આપના હાથની પહોંચોના આ ટુકડે ટુકડા કરી નાખું છું, મારી પાસે પણ દાવો કરવાને કાંઇ પૂરાવો હવે રહ્યો નથી." એમ કહીને તે દુકાનદારે ફૉકસના હાથની ચીઠ્ઠીઓ તથા રસીદો ફાડી નાખી, એટલે એના સૌજન્ય તથા વિશ્વાસથી ફૉકસે અત્યંત મોહિત બની જઇને કહ્યું:—" ત્યારે તમેજ આ રૂપિયા લેતા જાઓ; કેમકે પૂરેપૂરા વિશ્વાસ ઉપરાંત વધારામાં તમારૂં લેણું શેરીડનના કરતાં જૂનું છે અને વળી અત્યારે તમારે પૈસાની જરૂર પણ છે. શેરીડનને આ વાતની ખબર હું આપીશ."

ભકિત, વિશ્વાસ અને શ્રદ્ધાથી ભગવાનસુદ્ધાં વશ થાય છે, તો પછી સામા માણસો મનમાં સ્પષ્ટપણે વશ થાય તેમાં નવાઇ શું ?

## २७३—प्रार्थना साथे प्रयत्न पण जोइए

કોઇ એક નિશાળમાં એક વિદ્યાર્થી, દરરોજ મહેતાજીના સવાલના જવાબ બરોબર દઇ શકતો. એક દિવસ બીજા વિદ્યાર્થીએ તેને પૂછયું:-"ભાઈ! તું દરરોજ આવું સરસ લેસન કેવી રીતે તૈયાર કરી લાવે છે?" પહેલા બાળકે કહ્યું:-"હું દરરોજ સવારના પહોરમાં ઉઠીને જગન્માતા સરસ્વતી દેવીને પ્રણામ કરીને મનમાં ને મનમાં પ્રાર્થના કરૂં છું કે, આજનો સારો પાઠ મને બરોબર યાદ રહે." બીજે દિવસે બીજા બાળકને કાંઈપણ લેસન આવડયું નહિ એટલે એણે ક્રોધપૂર્વક પોતાના સાથીને કહ્યું:-"તેં મને ઠગ્યોને? મેં આજે ઘણીજ ભકિતપૂર્વક સરસ્વતીદેવીને પ્રણામ કર્યા હતા અને પાઠ આવડવા સારૂ પ્રાર્થના પણ કરી હતી, પણ આજ તો પાઠ બીજા દિવસો કરતાં પણ ખરાબ થયો અને એકપણ સવાલનો સાચો જવાબ મારાથી દઇ શકાયો નહિ." પહેલા બાળકે ઉત્તર આપ્યો:-"ભાઇ! મેં સાંભળ્યું છે અને અનુભવ્યું પણ છે કે, જગન્માતાનું ભક્તિપૂર્વક સ્મરણ કરીને તથા પવિત્ર બનીને તેમને પ્રણામ કરીને સ્થિર મનથી ભણવા બેસીએ છીએ તો પાઠ સહેલાઇથી સમજમાં ઉતરે છે અને યાદ પણ જલદી રહે છે. તેં તો આજ એકવાર પણ પાઠ વાંચ્યો નહોતો. ભણ્યા વિનાજ વિદ્યા આવડશે એમ તેં ધાર્યું હતું?"

---

## २७४--बंकिमबाबुनी एक भूलनो सुधारो

ભૂદેવ બાબુ બંગાળામાં નિશાળોના ઇન્સ્પેકટર હતા. એ ઘણા મળતાવડા સ્વભાવના હતા. કોઈ શહેરમાં નિશાળ તપાસવા જાય ત્યારે ત્યાંના કમિશ્નર, કલેકટર, ન્યાયાધીશ વગેરે અંગ્રેજ અમલદારોને મળતા તેવીજ રીતે બંગાળી અને બિહારી જમીનદાર, દિવાની અને ફોજદારી કચેરીઓના અમલદાર, વકીલ, કેળવણીખાતાના ડેપ્યુટીઓ વગેરે દેશી અધિકારીઓને ઘેર જઇ તેમની પણ મુલાકાત લેતા. એ કહેતા કે, ભારતવર્ષમાં નોકરીના પગારના પ્રમાણમાં કોઇને ઉંચો કે નીચો ગણવાનો નથી. આ દેશમાં તો ધનનું ગૌરવ વિદ્યા અને કુળના ગૌરવ કરતાં નીચા દરજ્જાનું ગણાય છે.

એ વિષયમાં એક સાચી બનેલી હકિકત ઉતારવી અપ્રાસંગિક નહિ

ગણાય. ભૂદેવબાબુ બહરામપુરમાં હતા ત્યારે દરરોજ સાંજે પંડિત રામગતિ ન્યાયરત્ન, સુપ્રસિદ્ધ બંગાળી સાક્ષર બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય અને બીજા કેટલાક વિદ્વાનો એમને ઘેર એકઠા થતા અને અનેક વિષયોની તથા ખાસકરીને સંસ્કૃતસાહિત્યની ચર્ચા કરતા.

બંકિમબાબુ એ વખતે ત્યાં આગળ ડેપ્યુટી કલેકટર હતા. ત્યાંના કલેકટરની કચેરીનો એક કારકુન પણ એ બેઠકમાં દરરોજ આવતો અને બધાની સાથે આનંદપૂર્વક વાતચીત તથા ચર્ચામાં ભાગ લેતો. એક દિવસ બંકિમ બાબુ ત્યાં બેઠા હતા એવામાં પેલો કારકુન આવ્યો અને બધાની સાથે બેઠો, એટલે બંકિમ બાબુ એકદમ ત્યાંથી ઉઠીને ચાલતા થયા. બેએક દિવસ પછી વળી પાછું એવું બન્યું કે એજ કારકુન ત્યાં બેઠેલો હતો અને બંકિમબાબુ ત્યાં જઇ પહોંચ્યા; પણ એને જોતાંવારજ ત્યાં આગળ બેઠા નહિ અને 'એક કામ યાદ આવ્યું' એવું બહાનું કાઢીને ચાલ્યા ગયા. આ બાબત ઉપર કોઇનું ખાસ લક્ષ્ય ગયું નહિ. બીજે દિવસે ભૂદેવબાબુને બંકિમચંદ્રે કહ્યું:–"તમે કારકુનોની સાથે શા સારૂ બેઠક રાખો છો ?" એના જવાબમાં ભૂદેવબાબુએ ઘણુંએ સમજાવવાનો પ્રયત્ન કર્યો કેઃ–"નોકરીનો સાનમર્તબો ફક્ત કચેરીમાં અથવા સરકારી કામ કરતા હોઇએ તે વખત સુધીજ છે, ચોવીસ કલાક કોઇ નોકરી કરતું નથી. યૂરોપિયન કમિશ્નર જેવા પણ નાના દરજ્જાના યૂરોપિયન અમલદારની સાથે કલબમાં રમે છે અને હસે છે. આ કારકુન બ્રાહ્મણ છે અને ખાનદાન છે." પણ એ બધી શિખામણ બંકિમ બાબુને ગળે ઉતરી નહિ. નાના દરજ્જાના અંગ્રેજ અમલદારો પણ કાંઇ કારકુનના દરજ્જાના હોતા નથી, એવું કહીને મોં ચઢાવીને તેઓ બીજી વાતચીતમાં ઉતર્યા. સાત આઠ દિવસસુધી એ વિષય ઉપર ફરીથી કાંઈપણ વાતચીત થઇ નહિ. બંકિમબાબુ બધાંના આવતા પહેલાં આવીને થોડીવાર બેસીને ચાલી જવા લાગ્યા.

"કન્યાઓના વિવાહ કરવાનું કામ ઘણું વસમું થઇ પડયું છે. કુળ છે ત્યાં વિદ્યા નથી, કુળ અને વિદ્યા બંને છે ત્યાં ખાવાના સાંસા છે." એ પ્રમાણે એક દિવસ ભૂદેવબાબુ વાતચીત કરી રહ્યા હતા; ત્યારે બંકિમબાબુએ કહ્યું:–"હું પણ એક કન્યાના વિવાહમાટે મોટા વિચારમાં પડયો છું." એ વખતે ત્યાં બીજું કોઈ નહોતું. ભૂદેવે કહ્યું:–"તમારા કરતાં પણ સહેજ ચઢે એવા ઘરમાં એકવર છે. છોકરો હાલમાંજ બી. એ. પ્રથમ વર્ગ(ફર્સ્ટ કલાસ)માં

પાસ થયો છે. છોકરાને એના માતામહ તરફથી હજારો રૂપિયાની પ્રોમિસરીનોટો વારસામાં મળી છે. બાપ સાધારણ કારકુનનો ધંધો કરે છે, પણ કહે છે કે,છોકરાની મિલકતમાંથી હું શા સારૂ ગુજરાન ચલાવું ? નોટોનું વ્યાજસુદ્ધાંત પણ એ પોતાના ઉપયોગમાં લેતો નથી. એ સજ્જનને તમે ઓળખો છો? અહીંઆં કલેકટરની કચેરીમાં કારકુન છે, મારો સગોત્રી છે, તમારે ખપે એવો છે. "

બંકિમબાબુએ આગ્રહપૂર્વક પૂછ્યું:-" એ કોણ છે? જેનો છોકરો આવો ભણેલોગણેલો છે, જેના વિચાર આવા ઉંચા છે અને કુળ પણ ઉત્તમ છે એ સજ્જન છે કોણ ? " ભૂદેવબાબુ જવાબમાં હસી પડયા એટલે બંકિમ બાબુ જેવા ચતુર પુરુષને બધું સમજી જતાં વાર ન લાગી. થોડીવાર શાંત રહીને બોલ્યા:-" એ દિવસના આપણા વાદવિવાદનું આજે છેવટનું નિરાકરણ થયું. આપ જેવા મુરબ્બીની પાસે આવીને પણ સારૂં શિક્ષણ નહિ મેળવું તો પછી બીજે કયાંથી મેળવીશ ? " બંકિમ બાબુ ત્યારપછી જોરથી હસીને સરળભાવે બોલી ઉઠયા:-" ખરેખર, હું વિચારી રહ્યો હતો કે રજા લઇને કલકત્તા જઈશ અને ત્યાં વર ખોળીને વિવાહ કરીશ; પણ અહીંઆંજ યોગ્ય વર મળી આવ્યો. જ્યાં અવસ્થામાં ભેદ હોવા છતાં પણ કન્યાદાનની વાત પણ નીકળી શકે છે, ત્યાં ઑફિસની બહાર કારકુન અને અમલદાર એવો ભેદ માનવાનું કયાં રહ્યું ? આ બાબતમાં હું મોટી ભૂલમાં પડયો હતો. "

---

## २७५—ईश्वरचंद्र विद्यासागर अने प्रेमनुं सन्मान

એક દિવસ પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર મહાશય રસ્તામાં થઇને જઇ રહ્યા હતા. એવામાં એક મોદીના બોલાવ્યાથી તેઓ એની દુકાને ગયા અને એક ચટાઈ ઉપર બેસીને તેની સાથે વાર્તાલાપ કરવા લાગ્યા. એવામાં એમનાપ્રત્યે પૂજ્યભાવ ધરાવનાર એક ધનવાન શેઠ બે ઘોડાની બગીમાં બેસીને ત્યાં થઈને નીકળ્યો. વિદ્યાસાગર મહાશયને જોઇને શેઠને ઇચ્છા તો થઇ કે ઉતરીને એમને પ્રણામ કરૂં; પરંતુ મોદીખાનામાં જઇને એવું કરવાની હિંમત ચાલી નહિ. એમ કર્યું હોત તો બધા સારા માણસો એને વખાણત; પણ એના મનમાં તો એમ આવ્યું કે 'લોકો શું કહેશે?' એના મનથી "લોકો" એટલે અંગ્રેજી ભણેલા ઉછાંછળા સ્વભાવના કેટલાક પોતાના સાથીઓજ-

હતા, એટલે એણે કાચમેનને ગાડી રોકવાનું કહ્યું. તેની બીજીજ ક્ષણે હુકમ આપ્યો કે નહિ, ગાડી આગળ ચલાવો.

સ્પષ્ટવક્તા વિદ્યાસાગર મહાશયની સાથે એ ગૃહસ્થનો ફરીથી મેળાપ થયો, ત્યારે એમણે હસીને કહ્યું:–"કેમ શેઠ ! એ દિવસે મોટી અસુંઝણમાં ફસાયા હતા? ગાડીમાંથી ઉતરીને મારી પાસે આવવાનું મન તો થયું હતું, પણ મોદીની દુકાનની શરમના માર્યા ન ઉતરાયું ?" શેઠે કહ્યું:–"હાજી, આપ એમ ગમે ત્યાં બેસતા ફરો છો તેથી મને શરમ આવે છે." વિદ્યાસાગર મહાશયે ઉત્તર આપ્યો:–"મારા કોઇપણ કાર્યથી બીજાને શરમ આવે એ ઘણા દુઃખની વાત છે. મારી સાથેનો સંબંધ છોડી દીધાથીજ એમનું એ સંકટ પાર થશે. જે લોકોએ ખરા પ્રેમના માહાત્મ્યનું જ્ઞાન ખોયું છે, તેવાઓની ખાતર હું મારા કોઈ મિત્રને છોડી શકીશ નહિ."

## २७४--एक काजीनो प्रेम उपरथी सत्यनो फेंसलो

એક ધનવાન શેઠીઆનો એકનો એક છોકરો પરદેશમાં વેપાર કરવા સારૂ ગયો હતો. ત્યાં ગયા પછી ઘણા લાંબા સમયસુધી તેના તરફના કાંઈ પણ સમાચાર મળ્યા નહિ. શેઠ મરતી વખતે પોતાની બધી માલમિલ્કત કાજીને સોંપતા ગયા. થોડા વખત પછી એક યુવકે આવીને સ્વર્ગવાસી શેઠના પુત્રતરિકે એ મિલ્કત ઉપર પોતાનો દાવો જણાવ્યો. ત્યારપછી થોડા વખતમાં બીજાપણ બે જણાએ આવીને એવોજ દાવો કર્યો. કાજીએ કહ્યું:–"મરનાર શેઠજીનો પુત્ર ઘણો સારો તીરંદાજ હતો એવું સાંભળ્યું છે; માટે ચાલો, પહેલાં એનીજ પરીક્ષા લઇ જોઇએ." તેણે મૃત વેપારીની એક છબી તૈયાર કરાવીને દાવાદારને કહ્યું:–"તમારી નિશાન તાકવાની શક્તિનો પરિચય આપો અને આ છબીની છાતીને તીરથી વીંધી નાખો." દૂરથી એક યુવકે છાતીની પાસે અને બીજાએ છબીની છાતીમાં નિશાન ઠીક માર્યું. ત્રીજાએ કહ્યું:–"પિતાજીની છબીની છાતી તરફ નિશાન તાકતાં મારૂં મન દુઃખી થઇ જાય છે અને મારો હાથ ચાલતો નથી. ભલે મારી પરીક્ષા લેવી હોય તો એના કરતાં પણ નાની બીજી કોઇ છબી લાવીને એથી પણ વધારે છેટે મૂકો અને પછી મારૂં નિશાન જુઓ." એમ કરવામાં આવ્યું એટલે એ યુવક પરીક્ષામાં સૌથી પહેલે નંબરે આવ્યો. કાજીએ એનેજ મરનાર શેઠનો વારસ ઠરાવીને બધી મિલ્કત એને સોંપી દીધી.

## २७५—प्रिन्स वसिरुद्दीननो अमीरी स्वभाव

ટિપુ સુલ્તાનનો વંશજ પ્રિન્સ બસિરૂદ્દીન બંગાળાના ચુંચુડા નગરમાં વાસ કરતા હતા. એક દિવસે એ બહાર ઓટલા ઉપર ગાલીચો બિછાવીને બેઠા હતા; પાસે કલાક વાગે એવું સોનાનું ઘડીઆળ અને અછોડા પડયાં હતાં. એવામાં ત્યાંના રહેવાસી કેટલાક મોગલો એમને મળવા આવ્યા,તેમાંનો એક કામળી ઓઢેલો કદાવર મોગલ વાતચીતને બહાને ઘણીવારસુધી ત્યાં બેસી રહ્યા. પ્રિન્સ કાંઇક કારણસર થોડીવારને માટે ઘરની અંદર ગયા; પછી પાછા આવીને જુએ છે તો પેલો મોગલ ત્યાંજ બેઠેલો છે. થોડીક વારમાં એણે સલામ કરીને વિદાય માગી, એટલામાં એની કામળીની અંદરથી રીપીટર ઘડીઆળે ટન્ કરીને અડધા કલાકનો ટકોરો વગાડયો. પ્રિન્સે જોયું કે પોતાનું ઘડીઆળ ઠેકાણાસર નથી. એ તરતજ ઉઠીને ઘરના અંદરના ભાગમાં ગયા. તેમનો પુત્ર પ્રિન્સ અસિરૂદ્દીન એ સમયે અંદરથી બહાર જઇ રહ્યો હતો. તેણે જોયું કે, મોગલ પોતાની કામળીની અંદરથી ઘડીઆળ કાઢીને પાછું એને ઠેકાણાસર મૂકી રહ્યો છે. જુવાન પ્રિન્સનો પિત્તો ઉકળી ગયો. એ ઝડપથી મોગલને પકડવા જતો હતો, એટલામાં પિતાને ધીમે રહીને આંખના ઈશારાથી પોતાને બોલાવતા જોયા. પુત્ર તેમની પાસે ગયો, એટલે પ્રિન્સ બસિરૂદ્દીને ધીમે સ્વરે કહ્યું:—" એની કામળીમાંથી ઘડીઆળે ટન્ અવાજ કર્યો એ વખતે મેં એના મુખસામું જોયું, ત્યારે એનું લોહી એકદમ ઉડી ગયું હતું. એથીજ હું ત્યાંથી ઉઠીને આવતો રહ્યો. અહા! બિચારો શરમનો માર્યો મરી રહ્યો છે! ખબરદાર! હવે એને કાંઇ કહેશો નહિ."

---

## २७६—राजाओमाटे शत्रुओथी बचवानो उत्तम उपाय

શેખ સાદી એક દિવસ દમાસ્કસ નગરમાં એક સાધુની કબર ઉપર બેઠા હતા, એટલામાં અરબસ્તાનનો એક જુલ્મી બાદશાહ એ કબરની પૂજા કરવા આવ્યો. નમાજ પઢયા પછી બાદશાહે શેખસાદીને કહ્યું:-"આજકાલ હું એક પ્રબળ શત્રુને હાથે ઘણો ત્રાસ પામી રહ્યો છું. આપ મારેમાટે પ્રાર્થના કરો." શેખ સાદીએ કહ્યું કે:-"શત્રુના પંજામાંથી બચવાનો સૌથી સારો ઉપાય એ છે કે આપની દીન પ્રજા ઉપર દયા રાખો."

---

## २७७—कोइने पीडवा करतां तो सूई रहेवुं एज सारुं छे.

એક જુલ્મી બાદશાહે કોઈ એક સાધુને પૂછ્યું કે, મારે માટે કયી ઉપાસના ઉત્તમ છે ? સાધુએ ઉત્તર આપ્યો કે:–"તમારે સારૂ સૂઈ રહેવું એજ સૌથી ઉત્તમ ઉપાસના છે; કેમકે એટલી વાર તમે બીજા લોકોને સતાવતા અટકશો."

## २७८—क्षमाविषे हारून रशीदनी शिखामण

એક દિવસ ખલીફા હારૂન રશીદનો એક શાહજાદો બહુજ ગુસ્સાના આવેશમાં પિતાની પાસે જઈને કહેવા લાગ્યો:–"મને અમુક સિપાઇના છોકરાએ ગાળો ભાંડી." બાદશાહે મંત્રીઓને બોલાવીને પૂછ્યું કે,"એને શું કરવું જોઈએ?" કોઇએ કહ્યું:–"એ નાલાયક છોકરાને કેદ કરો." કોઈએ કહ્યું:–"એને જાનથી મારી નાખો." પરંતુ બધાનું સાંભળી રહ્યા પછી એ મહાન બાદશાહે પોતાના શાહજાદાને કહ્યું કે:–"બેટા! સૌથી સારૂં તો એ છે કે, એને ક્ષમા કરો અને જો એટલા ઉદાર થવાની શક્તિ તારામાં ન હોય તો તું પણ એને ગાળ ભાંડી લે !"

## २७९—भलाइ केवी रीते करवी–हझरत मुसानो उपदेश

કારૂનના બહુ વૈભવશાળી બાદશાહને હઝરત મુસાએ ઉપદેશ આપ્યો હતો કે, બીજાઓની સાથે તું એવીજ ગુપ્તપણે અને મૂંગેમોઢે ભલાઈ કરજે, કે જેવી પરમાત્માએ તારી સાથે કરી છે. ઉત્તમ ઉદારતા એજ છે કે જેમાં વાહવાહનો મેલ ન હોય, ત્યારેજ એનું ઉમદા ફળ મળે છે. એવા ખરા ઉપકારના ફળની ડાળીઓ આકાશની પણ પાર પહોંચી જાય છે.

## २८०—अजाण्या माणसनो संगाथ न करवो

એક દિવસ શેખ સાદીએ મુસાફરીમાં કોઇ અજાણ્યા વટેમાર્ગુને પોતાની સંગાથે લઇ લીધો.રસ્તામાં એક કિલ્લાની નીચે બધાંએ મુકામ કર્યો. પેલા મુસાફરે અડધી રાતે શેખ સાદીનો લોટો લઇને કહ્યું કે, હું લઘુશંકા કરવા જાઉં છું. એમ કહીને એ તો અગિયારા ગણી ગયો. એટલાથી પત્યું હોત તો કાંઇ ઝાઝી વાત નહોતી, પણ ત્યાંથી એ કિલ્લામાં જઇને ઝવેરાત અને દાગીના ચોરીને નાસી ગયો. સવારે લોટાની નિશાની ઉપરથી કિલ્લાના અમલદારોએ શેખસાદી અને એમના સાથીઓને પકડયા અને ઘણી શોધ પછી જ્યારે ખરો ગુન્હેગાર પકડાયો ત્યારેજ એમને છોડી દીધા. ત્યારથી એ મુસાફરોએ શિખામણ લીધી કે, હવેથી અજાણ્યા માણસનો સંગાથ ન કરવો.

## २८१—असंतोष टाळवानो उपाय

એક વાર શેખસાદી એવી ગરીબ દશામાં આવી પડયા હતા કે, એમના પગમાં જોડા પણ નહોતા અને રસ્તે ચાલતાં ઘણું દુઃખ થતું હતું. નવા જોડા પહેરવા જેટલા પૈસા એમની પાસે હતા નહિ. મનમાં ઘણી અમુંઝણ થતી હતી. એવામાં તેઓ કૂફાની મસ્જીદમાં ગયા. ત્યાં મસ્જીદના દ્વાર આગળ એક એવા માણસને બેઠેલો જોયો કે, જેને બિલકુલ પગજ નહોતા. એની એ અપંગ દશા જોતાંવારજ સાદીની આંખ ઉઘડી ગઈ અને મસ્જીદમાંથી પાછા આવીને ઈશ્વરને ધન્યવાદ આપ્યો કેઃ—" હે ખુદા ! તારો કેટલો બધો ઉપકાર કે તેં મારા બે પગ તો સલામત રાખ્યા છે ! "

દુઃખની દશામાં પોતાના કરતાં અધિક દુઃખીઓની સ્થિતિનો વિચાર કર્યાથી ચિંતાનો ભાર ઓછો થઇ જાય છે.

## २८२—विद्वान अने सदाचारी गुरुनुं सन्मान

શેખસાદી સુંદર પુરુષ નહોતા. તેમના માથામાં તાલ પડી ગઈ હતી. એક દિવસ એ મેલાં કપડાં પહેરીને રસ્તામાં થઇને જતા હતા. એવામાં એ

દેશનો સુલ્તાન એના બે સરદારોસહિત ઘોડા ઉપર બેસીને સામો મળ્યો. સાદી સાહેબને જોતાંવારજ એ સરદારો તરતજ ઘોડા ઉપરથી ઉતરી પડીને એમને પગે લાગ્યા અને કુશળતાના સમાચાર પૂછ્યા. સુલ્તાન જરા વિચારમાં પડ્યો કે, આ લોકોએ આ માણસને મારા કરતાં પણ આટલું બધું વધારે માન શા સારૂ આપ્યું ? સરદારો વાતચીત કરી રહ્યા પછી પાછા પોતાની પાસે આવ્યા, એટલે તેણે તેમને કારણ પૂછ્યું. યુવકોએ કહ્યું:–"એ અમારા દેશના બધા કેળવાયલા યુવકોના પિતાસ્વરૂપ છે.અમારામાં જે કાંઇ સારૂં જુઓ છો, તે એમના ઉપદેશ અને સમાગમનું પરિણામ છે." તેજસ્વિતા, સ્વામિભક્તિ, સત્યવાદિતા વગેરે ગુણોને લીધે એ યુવકો સુલ્તાનને ઘણા પ્રિય થઇ પડયા હતા. એ દિવસે પોતાનીજ રૂબરૂ ગુરુપ્રત્યે પોતાના કરતાં પણ વધારે માન દર્શાવતા જોઇને, ઉદાર ચિત્તના સુલ્તાને એ યુવકો ઉપર પ્રસન્ન થઇને એમને માટે પહેલાં કરતાં પણ વધારે સારો વિચાર બાંધ્યો.

## ૨૮૩–તૃષ્ણાનો ઉપાય–સંતોષ કે કબરની માંટી !

શેખસાદીને 'કેશ' નામના ટાપુમાં એક વેપારી મળ્યો. તેની પાસે સામાનથી ભરેલાં ૧૫૦ ઉંટ અને ૪૦ નોકરો હતા. એણે સાદીને પોતાના અતિથિ બનાવ્યા.તે આખીં રાત પોતાની કરમકથા સંભળાવતો રહ્યો કે,મારો આટલો માલ તુર્કસ્તાનમાં પડયો છે; આટલો હિંદુસ્તાનમાં, આટલી જમીન અમુક ગામમાં છે અને આટલાં મકાનો ફલાણા શહેરમાં છે.વળી તે કોઈ વખત કહેતો કે મને મિસર દેશમાં જવાનો શોખ છે,પણ ત્યાં હવાપાણી ખરાબ છે. જનાબ શેખ સાહેબ ! મારો વિચાર હજુ એક સફર કરવાનો છે, એ ઇચ્છા પાર પડયા પછી એકાંતવાસ કરીશ. સાદીએ પૂછ્યું:–' એ કયી સફર છે ? ' વેપારી બોલ્યો:–" ઇરાનનો ગંધક ચીન દેશમાં લઇ જવો છે; કેમકે ત્યાં એના સારા પૈસા ઉપજે છે એમ સાંભળ્યું છે. એ પછી ચીનનો માલ તુર્કસ્તાન લઇ જવા ધારૂં છું. ત્યાંથી તુર્કસ્તાનનું ' દેબા ' નામનું કિંમતી રેશમી કાપડ હિંદુસ્તાન જઇ વેચવું છે અને હિંદુસ્તાનનું પોલાદ ' હલબ ' દેશમાં અને ' હલબ ' ના આઇના યમન દેશમાં વેચવા છે; અને યમનની ચાદરો લઇને ઈરાન પાછા ફરવાનો અભિલાષ છે. ત્યારપછી નિરાંતે દેશમાં એક

દુકાન કરીશ અને સફર કરવી છોડી દઇશ. આગળ ઉપર ખુદા માલિક છે."

એની એ તૃષ્ણાની વાતથી શેખ સાદી કંટાળી ગયા અને બોલ્યાઃ—"આપે સાંભળ્યું હશે કે ગોર દેશનો એક મોટો સોદાગર ઘોડા ઉપરથી પડી જઈને મરવા લાગ્યો ત્યારે તેણે એક ઉંડો શ્વાસ લઇને કહ્યુંઃ—"તૃષ્ણાવાન મનુષ્યની આ બે આંખોને કાં તો સંતોષજ ભરી શકે છે અથવા તો કબરની માટી."

## ૨૮૪—नौशेरवांनी न्यायपरायणता

એક વાર ઇરાનનો ન્યાયશીલ બાદશાહ નૌશેરવાં જંગલમાં શિકાર રમવા સારૂ ગયો.ત્યાં ભોજન બનાવવામાટે મીઠાની જરૂર પડી.નોકરને કહ્યું કેઃ—"જા, પાસેના ગામમાંથી મીઠું લઈ આવ; પણ યાદ રાખજે કે પૈસા આપ્યા વગર ન આણીશ,નહિ તો ગામ ઉજ્જડ થઈ જશે." નોકરે કહ્યુંઃ—"હજૂર ! જરાક મીઠું આણવાથી ગામ ઉજ્જડ થઈ જશે ?" નૌશેરવાંએ ઉત્તર આપ્યોઃ—"રાજા જો પ્રજાના બાગમાંથી એક સફરજંદ પણ ખાય તોપછી તેના નોકરો એ વૃક્ષનું મૂળસુદ્ધાંત ઉખેડીને ખાઇ જાય છે." મિત્રને એટલો બળવાન ન બનવા દેવો કે એ શત્રુ બનીને હાનિ પહોંચાડી શકે.

## ૨૮૫—प्रभुना भक्तोने वादशाह क्यारे याद आवे ?

કોઇ એક બાદશાહે એક ઇશ્વરભક્તને પૂછ્યું કેઃ—'તમે કદિ પણ મને યાદ કરો છો ?' ભક્તે કહ્યુંઃ—"હા,જ્યારે ઇશ્વરને ભૂલી જાઉં છું, ત્યારે આપ યાદ આવી જાઓ છો."

## ૨૮૬—विद्या वधे के धन वधे ?

મિસર દેશમાં એક ધનવાન મનુષ્યને બે પુત્ર હતા. એક વિદ્યા ભણ્યો અને બીજાએ ધન એકઠું કર્યું. પરિણામે એક પંડિત બન્યો અને બીજો મિસરનો મુખ્ય ખજાનચી નિમાયો. એ ખજાનચીએ પોતાના વિદ્વાન ભાઈને કહ્યુંઃ—"જુઓ, હું રાજ્યની મોટી અમલદારીએ પહોંચ્યો અને તમે તો હતા એવા ને એવાજ રહી ગયા." એ ભાઇએ ઉત્તર આપ્યોઃ—"ઇશ્વરે એમાં મારા

ઉપર વિશેષ કૃપા કરી છે; કેમકે મને એણે જે વિદ્યારૂપી ધન આપ્યું છે, તે કદિ ખૂટે તેવું નથી અને તે જેમ બીજાઓને અપાય તેમ વધ્યા કરે છે; તેથી એ ધનને દેવતાઓ પણ ઝંખે છે અને તમને મિસરની એવી ગાદીના ખજાનચી બનાવ્યા છે કે જે ગાદી એક વખતે ફિરાઉન બાદશાહની હતી." (મિસરના એ અભિમાની બાદશાહ ફિરાઉનને હઝરત મૂસા પેગંબરે નાઇલ નદીમાં ડૂબાડી દીધો હતો.)

## ૨૮૭–साचा साधु अने एक बादशाहनुं दांन

એક બાદશાહે પોતાના ઉપર આવી પડેલી એક આફત વખતે બાધા રાખી હતી કે, આ આફત જતી રહેશે તો અમુક ધન હું સાધુસંતોને દાન કરીશ. એની એ ઇચ્છા પૂરી થઇ ગઇ. આપત્તિ નિર્વિઘ્ને ટળી ગઇ એટલે એણે રૂપિયાની એક કોથળી નોકરને સાધુઓમાં વહેંચવા સારૂ આપી. નોકર ઘણો ચતુર હતો. સાંજે તેણે કોથળી એવી ને એવીજ પાછી સોંપીને કહ્યું:–"કૃપાનિધાન! મેં ઘણીએ તપાસ કરી પણ આ કોથળીમાંના રૂપિયા લેનાર કોઇ સાધુ ફકિર જડયો નહિ." બાદશાહે કહ્યું:–"તું પણ વિચિત્ર માણસ છે. એકલા આ શહેરમાંજ ચારસો કરતાં વધારે સાધુફકિર વસે છે." નોકરે વિનયપૂર્વક કહ્યું:–"હજૂર! જે સંત છે તેઓ દ્રવ્યને અડકયા નહિ અને જે ધનના ઇચ્છુક છે તેમને મેં દ્રવ્ય આપ્યું નહિ."

## ૨૮૮-बीजाने राजी करवा करेली भक्ति प्रभुने मंजुर नथी.

એક ફકિર કોઇ એક રાજાનો મહેમાન થયો. ભોજનનો સમય થયો ત્યારે એણે ઘણુંજ થોડું ભોજન કર્યું; પરંતુ નમાજનો વખત આવ્યો ત્યારે બહુ લાંબી નમાજ પઢી કે જેથી રાજાના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય. પછી ત્યાંથી વિદાય થઇને એ ઘેર ગયો ત્યારે ભૂખ બહુ લાગી હતી, તેથી વ્યાકુળ થઇને એણે જતાંવારજ ભોજન માગ્યું. એના પુત્રે કહ્યું:–"પિતાજી! રાજાએ આપને ભોજન પણ ન કરાવ્યું?" ફકિરે કહ્યું:–"ભોજન તો મેં કર્યું પણ જાણીજોઇનેજ થોડું ખાધું કે જેથી રાજાને મારી સાધુતા ઉપર વિશ્વાસ બેસે." પુત્રે કહ્યું:–"તો હવે ફરી ભોજન પણ કરો અને નમાજ પણ પઢો;

કેમકે ત્યાંના ઉપલકીઆ ભોજનથી આપનું પેટ નથી ભરાયું, તે પ્રમાણે ત્યાંની બાદશાહને રાજી કરવા માટે પઢેલી નમાજ પણ નક્કી ખુદાએ કબૂલ નહિ કરી હોય."

## ૨૮૯—आहार केटलो करवो ?

ઇરાનના બાદશાહ બહમન રોજે એક દિવસ અરબસ્તાનના એક હકીમને પૂછ્યું કે:—"દરરોજ ભોજન કેટલું કરવું જોઇએ?" હકીમે ઉત્તર આપ્યો:—'૨૬ તોલા.' બાદશાહે પૂછ્યું:—"એટલાથી શું થાય?" ઉત્તર મળ્યો કે:—"એટલા આહારથી તમે જીવતા રહી શકો એમ છો. એ ઉપરાંત જેટલું ખાઓ છો તેટલો નકામો ભાર તમે પોતાના ઉપર લાદી રહ્યા છો."

ખરેખર હોજરી કુદરતી રીતે પચાવી શકે તે ઉપરાંત માત્ર સ્વાદને ખાતર ખાધેલું અન્ન પેટને અને ચરબીને વધારે છે પણ વીર્ય, આનંદ તથા આયુષ્યનો તો તે ઘટાડોજ કરે છે. બેઠેલ ધંધાવાળા તેમજ મગજનું કામ કરનારા માણસોને તો આ નિયમ આબાદજ લાગુ પડે છે. શરીરની મહેનત કરનારાઓ ભલે એથી ત્રણગણું ખાય અને તેમાં ઘીદૂધ ન હોય તોપણ અંદર જઠરાગ્નિ તેજ હોવાથી તે એવું તો સરસ પચી જાય છે કે જેથી તેમનાં વીર્ય, આરોગ્ય, આનંદ અને આયુષ્યમાં વધારો થાય છે.

## ૨૯૦—दान लवुं क्यारे व्याजवी छे ?

એક મહાત્માને કોઇએ પૂછ્યું કે:—"દાન ગ્રહણ કરવું એ આપ વાજબી ગણો છો કે ગેરવાજબી?" મહાત્માએ ઉત્તર આપ્યો કે:—"એ દાનથી જો કોઇ સત્કાર્ય પાર પડતું હોય તો તો વાજબી છે અને કેવળ સ્વાર્થમાટે, ધન એકઠું કરવા ખાતર કે વેપારરોજગાર કરવા સારૂ દાન લેવું એ ઘણુંજ ગેરવાજબી અને પાપનું કામ છે."

## २९१—जातमहेनतनुं महत्त्व-एक कठियारो अने बादशाह

અરબસ્તાનમાં હાતિમતાઇ મહાન બાદશાહ થઇ ગયો છે. ઉદારતામાં એને અરબદેશનો હરિશ્ચંદ્ર કહી શકાય એમ છે. એક દિવસ લોકોએ એને પૂછ્યું કેઃ—" આપે કોઇ આપના કરતાં વધારે યોગ્ય મનુષ્યને જોયો કે સાંભળ્યો છે ? " બાદશાહે કહ્યું:—"હા, એક દિવસ મેં લોકોને એક મોટી ઉજાણી આપી હતી. સંયોગવશ એજ દિવસે મારે જંગલની તરફ જવું પડયું. ત્યાં એક કઠિયારાને માથા ઉપર કાઠીનો બોજો લાદીને આવતાં મેં દીઠો. મેં એને પૂછ્યું:—' ભાઇ ! આજ હાતિમબાદશાહને ઘેર ઉજાણી છે અને આખા દેશના લોકો એના મહેમાન છે, તો તું પણ શા સારૂ આજ એની ઉજાણીમાં માલમલીદા ઉડાવવા નથી જતો ? ' કઠિયારાએ ઉત્તર આપ્યો:—'જે પોતાની મહેનતથી—ખરા પરસેવાની કમાણીથી રોટલા ખાઇ શકતો હોય તે હાતિમના દરબારમાં જઇને હાથ શામાટે ધરે ? '

## २९२—विश्वासभंग न करवो-हसन वजीर अने महमूद गझनवी

હસન નામના એક વજીર ઉપર બાદશાહ મહમૂદ ગઝનવીનો ઘણોજ વિશ્વાસ હતો. એક દિવસે વજીરને બીજા અમલદારોએ પૂછ્યું કેઃ—"અમુક વિષયમાં બાદશાહે આપને શું કહ્યું ?" હસને કહ્યું:—"તમને જે કહ્યું છે તેજ મને પણ કહ્યું." અમલદારોએ કહ્યું:—"જે વાત તમારી સાથે થાય છે,તે વાત અમારી સાથે નથી થતી. બાદશાહ અમને એ વાત જણાવતાજ નથી." વજીરે ઉત્તર આપ્યો:—"જ્યારે બાદશાહ મારા ઉપર વિશ્વાસ રાખીને કોઇ ભેદભરેલી વાત મને જણાવે છે, તો પછી તેજ વાત તમે મને શા સારૂ પૂછો છો ? "

## २९३--बादशाह उमरनी प्रजावत्सलता

બાદશાહ ઉમરની પાસે એક ઘણીજ કિંમતી વીંટી હતી. મોટા મોટા ઝવેરીઓ પણ એ વીંટીને જોઇને આશ્ચર્ય પામી જતા. એનું નંગ રાત્રે તારાની પેઠે ચળકતું હતું. દૈવસંયોગથી એક વખત એ દેશમાં દુકાળ

પડયો. બાદશાહે પોતાની એ કિંમતી વીંટી વેચીને એક અઠવાડીઆ સુધી ભૂખી પ્રજાનું ઉદરપોષણ કર્યું. વીંટી વેચતાં પહેલાં બાદશાહના ઘણા શુભેચ્છકોએ એને સમજાવ્યો કે, તમે આવી અપૂર્વ વીંટી વેચશો નહિ, ફરીને આવું નંગ મળનાર નથી; પરંતુ ઉમરે એમની સલાહ માની નહિ અને કહ્યું:-"જે રાજાની પ્રજા આટલું દુ:ખ વેઠી રહી હોય તેની આંગળીમાં આ વીંટી શોભા દેતી નથી. મારી પ્રજા અનાજના એક એક દાણામાટે તરફડિયાં મારતી હોય એવી દશામાં રત્નજડિત આભૂષણો પહેરવાં એ કેવી રીતે વાજબી કહેવાય ?"

આપણા દેશના રાજામહારાજાઓ અને શેઠીઆઓ આના ઉપરથી દાખલો લેશે કે ?

## ૨૯૪–યોગ્યતા પ્રાપ્ત કરવાનો સાદો–સીધો ઉપાય

કોઈએ હઝરત ઇમામ મુર્શિદ બિન ગઝાલીને પૂછયું કે:–'આપનામાં આટલી બધી યોગ્યતા કયાંથી આવી ?' જવાબ મળ્યો કે:–'મારામાં યોગ્યતા એવી રીતે આવી કે, **જે બાબત મને આવડતી નહોતી તે બીજાઓને પૂછી પૂછીને શીખવામાં મને શરમ નહોતી આવતી.**

દરેક માણસ આ સહેલી યુક્તિથી યોગ્યતાની સીધી સડક ઉપર ઇચ્છે તેટલો આગળ વધી શકે તેમ છે.

## ૨૯૫–દમાસ્કસનો એક પારકે દુઃખે દુઃખી શેઠ

દમાસ્કસ નગરમાં એક વરસ વરસાદ બિલકુલ નહિ પડવાથી ભયંકર દુકાળ પડયો. નદીનાળાં સૂકાઇ ગયાં, પાણીનું તો નામ નહોતું. પાણી દીઠામાં આવતું તો તે ગરીબો અને અનાથોની આંખોમાંજ જણાતું. એવા સમયમાં એક ધનવાન શેઠે ગરીબોને ખૂબ મદદ કરવા માંડી હતી.

એકવાર એ શેઠને ઉદાસ થઇને, સૂકાયલા શરીરે અને લેવાઇ ગયેલા મુખે બેઠેલો જોઇને એના મિત્રે પૂછયું:–"ભાઇ તમારી આવી દશા કેમ છે ? તમારા ઘરમાં શી વાતની ખોટ છે કે તમારે દુ:ખી થવું પડે ?" એટલું સાંભળતાંવારજ પાછાં એનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં અને એ બોલી

ઉઠયો:-"ભાઈ ! મારી આ દશા મારા પોતાના દુઃખને લીધે નથી થઇ, પણ આપણાં દુઃખી ભાઇબહેનોના દુઃખથી થઇ છે. તેમને ભૂખથી ટળવળતાં જોઇને મારૂં હૃદય ફાટી જાય છે." ખરેખર જે મનુષ્ય બીજાંઓને દુઃખથી પીડાતાં જોઇને પોતે દુઃખી ન થાય તે પશુ કરતાં પણ નીચ છે.

## ૨૧૬--एक बंगाळी उपदेशकनी दुःखीओप्रत्ये दया

નગેંદ્રનાથ ચટ્ટોપાધ્યાય બંગાળાના એક સાચા દેશસેવક અને બ્રાહ્મધર્મના ઉપદેશક હતા. 'રાજા રામમોહનરાયનું જીવનચરિત્ર' અને 'ધર્મજિજ્ઞાસા' નામના ઉત્તમ ગ્રંથો એમણે બંગાળીભાષામાં લખ્યા છે. એમનું જીવન પણ ઘણું પવિત્ર અને સાદું હતું. બ્રાહ્મધર્મનો પ્રચાર કરવા ખાતર એમણે બહુ ગરીબાઇમાં જીવન ગાળ્યું હતું. કેટલીક વાર તો આખા કુટુંબને ભૂખ્યા રહેવાનો વારો આવતો.એકવાર તો એમના ઘરમાં બધાંને બે દિવસના ફાકા થયા હતા. એવી અવસ્થામાં કોઇના લગ્નમાં એમને આચાર્યનું કામ કરવાનો પ્રસંગ આવ્યો. લગ્ન થઈ રહ્યા પછી ઘરધણીએ એમને વિદાય કરવા સારૂ ભાડાની ગાડી મંગાવવા માંડી. એટલે એમણે કહ્યું કે, ગાડી ન મંગાવતાં ગાડીભાડાના પૈસાજ મને આપો. નગેંદ્રનાથનો વિચાર એવો હતો કે, એ પૈસામાંથી દાણોપાણી લઇ જઈને ઘરનાં માણસોને અન્નભેગાં કરીશ; પણ એટલામાં રસ્તામાં એક માંદા ગરીબનો દયામણો સાદ સાંભળ્યાથી એમનું કોમળ હૃદય પીગળી ગયું અને પોતાને મળેલા પૈસા એ ગરીબને આપી દીધા; એટલુંજ નહિ પણ એ ટાઢે મરે છે, એમ જાણીને પોતાના શરીર ઉપર ઓઢેલું ધોતીઉં પણ એને ઓઢાડી દીધું. આ કલિયુગમાં પણ મનુષ્યોમાં દેવતાઓ વસે છે કે નહિ તે જાણવું હોય, મનુષ્યોનો બંધુપ્રેમ કેવા પ્રકારનો ઉચ્ચ હોઇ શકે એ જાણવું હોય, તો નગેંદ્રનાથ ચટ્ટોપાધ્યાય જેવાઓના ચરિત્રમાંથી જણાઇ આવે છે. નગેંદ્રનાથ બ્રાહ્મણ હોવા છતાં પણ બ્રાહ્મધર્મનો સ્વીકાર કરીને ન્યાતજાતના ભેદને માનતા નહોતા; પણ એમના જીવનના આવા પ્રસંગો ઉપરથી આપણી ખાત્રી થાય છે કે એમની નસેનસમાં પ્રાચીન કાળના સંયમી, સાદા અને પરોપકારી ઋષિઓનું લોહીજ વહેતું હતું.

## ૨૯૭—सत्संग अने कुसंगनुं परिणाम

બાબર બાદશાહ પાછલી વયમાં ઘણો દારૂ પીતો હતો અને એ કુટેવ છોડવાને ઘણા પ્રયત્ન કર્યા છતાં ઘણાં વર્ષોસુધી સફળ થયો નહોતો. છેવટે મૃત્યુના થોડા સમયપૂર્વે ખાસ માનસિક બળના પ્રતાપે એ સુરાપાનના મહાદોષમાંથી મુક્ત થયો હતો. એ કુટેવ એને કેવી રીતે પડી એનો ઇતિહાસ બાદશાહે પોતે વર્ણવ્યો છે, તે ઉપરથી આપણને ઘણો બોધ મળી શકે એમ છે. હેરીનગરનો બાદશાહી દરબાર એ વખતમાં ઘણો સમૃદ્ધ અને વિશેષ પ્રખ્યાત હતો. સુધરેલા શોખ, સાહિત્ય, કવિતા, સંગીત, નૃત્ય, કળા, ચિત્રવિદ્યા વગેરે અનેક લલિત કાર્યોમાટે આખા ઇરાન દેશમાં હેરીનું નામ પ્રખ્યાત હતું. એ નગરનાં સાહિત્ય, સંગીત અને કળાની જેવી રીતે એ વખતના બીજા દેશવાસીઓ નકલ કરતા, તેવીજ રીતે ત્યાંની રીતભાત, સભ્યતા, અદબ, કાયદા વગેરેનું પણ લોકો અનુકરણ કરતા હતા. બાબર બાદશાહ પોતાના જીવનચરિત્રમાં લખે છે કેઃ—"હેરીના દરબારમાં જતાં પહેલાં મેં કદિપણ મદ્યને સ્પર્શ કર્યો નહોતો.મારા પિતાજી ઓમર શેખ મદ્ય પીનારા હતા અને એમની દુર્દશા મેં સારીપેઠે જોઇ હતી. (બાબરના પિતા કબુતર ઉરાડતાં ઉરાડતાં પર્વત ઉપરથી પડીને મરી ગયા હતા. તે દારૂના નશામાંજ પડયા હતા, એમ અનેક ઈતિહાસવેત્તાઓનું માનવું છે.) મારી બાલ્યાવસ્થામાં તેઓ પોતે ઘણીવાર મને પ્યાલી ભરીને દારૂ પીવા આપતા; પરંતુ મેં કદિપણ એને સ્પર્શ કર્યો નથી. એમના મૃત્યુ પછી સારા નસીબે મને મૌલાના કાજીના જેવા દેખરેખ રાખનારા અને કાસિમ બેગ જેવા સાચા મિત્ર મળ્યા હતા. એ લોકો પોતે જેવા ધાર્મિક, નીતિવાન અને સારી ચાલચલણના હતા, તેવાજ મને પણ દુર્ગુણોથી સદા દૂર રાખતા. એમની કાળજીભરી દેખરેખથીજ હું આટલા કાળસુધી પાપના પ્રલોભનથી દૂર રહ્યો હતો; પરંતુ હાય ! મૌલાના કાજીનું સ્મરણ અને કાસિમ બેગની મિત્રતા, કોઇ પણ પાપની જાળમાંથી મારૂં આખરસુધી રક્ષણ કરી શકયાં નહિ. હેરીના દરબારમાં જોવામાં આવ્યું કે આખી મિજલસમાં દારૂનો ફૂવારો છૂટી રહ્યો છે, નૃત્ય, ગીત અને રાતના આમોદપ્રમોદમાં મુખ્ય સામગ્રી શિરાઝનો દારૂ હતી. બધા સભાસદો આવેશમાં આવી જઇને પ્યાલા ભરી ભરીને એ ઝેર—મદિરા—નું પાન કરતા

હતા અને રાતને ભયાનક બનાવી રહ્યા હતા. એ દરબારમાં જઈને સુરા-પાન ન કરવું એ સુધરેલી રીતભાતવિરુદ્ધ ગણાતું હતું. હું જે દિવસે પહેલ-વહેલો એ દરબારમાં ગયો, એ દિવસે રાત્રે ભોજન કર્યા પછી મિજલસમાં દારૂનો પ્રવાહ વહી રહ્યો હતો. સરભરામાં મુખ્ય વસ્તુ દારૂજ હતી. હું મુખ્ય અતિથિ હોવાથી મારે સારૂ સુવર્ણના એક મોટા વાસણમાં ઘણું કિંમતી મદ્ય આણવામાં આવ્યું અને મુજફ્ફરે પોતે ઉઠીને પોતાના મુબારક હાથ-વડે સુરાપાત્ર મને આપવાની સુજનતા બતાવી. રખે એમાં અસભ્યતા ગણાય, એમ જાણીને મેં દારૂની એ પ્યાલીનો અસ્વીકાર તો ન કર્યો; પણ ઘણા દિવસના સંકલ્પના બળવડે એ પી જતાં પણ જીવ ન ચાલ્યો. મેં યુક્તિપૂર્વક કહ્યું કે, પહેલાં એક વાર આપણા બધાના મુરબ્બી વાદિ અજજમાને મને દારૂ આપ્યો હતો, પણ મેં એ પીધો નહોતો, એટલે આજ આપનો આપેલો શરાબ પીધાથી એમનું અપમાન કર્યું ગણાય. માટે હું પહેલાં એમનું માન રાખીશ અને પછી આપની સાથે મોજમજા કરીશ. એમ કહીને મેં પહેલો દિવસ તો કાઢી નાખ્યો; પણ કુસંગનો દોષ એવો છે કે, એમાં જીવનની બધી સાધનાઓ અને સંકલ્પો પાણીના પ્રવાહમાં નાખેલાં તરખલાંની પેઠે તણાઈ ગયાં અને હું જીંદગીભરને માટે એ રાક્ષસી–શરાબ–નો ગુલામ થઈ ગયો. હેરીમાં આવતાં પહેલાં શરાબનો સ્વાદ કેવો છે તે પણ હું જાણતો નહોતો અને દારૂ પીનારાઓને ઘણોજ ધિક્કારતો હતો. મારા દરબારમાં કોઈ સુરાપાન કરી શકતું નહિ. એ બાબતમાં મારો સખ્ત હુકમ હતો. જે લોકો દારૂ પીનારા હતા તેઓ પણ ઘરનાં કમાડ બંધ કરીને છાનામાનાજ પીતા અને રખે કોઇ જાણી જાય એ બીકથી બીજાઓના દેખતાં કે જાહેરમાં દારૂ પીતા નહિ. રાજ્યમાં અમલદારો જો નીતિવાન અને સચ્ચરિત્ર હોય છે, તો અત્યંત ખરાબ ચાલના માણસોને પણ સાવધાન અને સંયમી રહેવું પડે છે; પરંતુ આગેવાનો અને અમલદારોજ જો પાપના પ્રવાહમાં વહ્યા જતા હોય તો નોકરો અને રાજદરબારના સભા-સદો સારાખોટાનો વિચાર ન કરતાં એમને પગલે ચાલે છે. હું જેટલા દિવસ સારો હતો, તેટલા દિવસ મારા દરબારમાં કોઈ પણ જાતનું પાપ પ્રવેશ કરવા નહોતું પામ્યું; પરંતુ જ્યારથી મારૂં સ્ખલન શરૂ થયું, ત્યારથી હું મારા દરબારની પવિત્રતા જાળવી શક્યો નહિ."

આ પ્રમાણે બાબરે ખુલ્લા દિલથી પોતાની ભૂલનો એકરાર કર્યો છે.

એક વખત કુસંગમાં પડીને દારૂના પંજામાં ફસાયા પછી એનું જીવન ઘણું દુઃખી થઇ ગયું હતું અને એના વંશના અનેક બાદશાહોમાં પણ એ દુર્વ્યસને ઘર કર્યું હતું.

બાબર પોતે મદ્યની અસરથી મુક્ત હતો ત્યાંસુધી એણે પ્રજાને એ વિષથી બચાવવાને કેવા ઉપાયો લીધા હતા તે ધ્યાનમાં રાખવા યોગ્ય છે અને તેની સાથે હાલમાં સરકારી આવક વધારવા ખાતર અનેક ઠેકાણે દુકાનો ઉઘડાવનાર આબકારી નીતિ સરખાવવા જેવી છે.

## ૨૬૮—शेठनो नोकरपर प्रेम

તારાકાન્તરાય કૃષ્ણનગરના રાજદરબારમાં નોકરી કરતા હતા અને કેટલોક વખતસુધી એ રાજમહેલનાજ એક ભાગમાં વસતા હતા. એક દિવસ શિયાળાની ઋતુમાં મોડી રાતે પોતે સૂવા સારૂ ગયા, ત્યારે જોયું કે એમનો એક જૂનો વિશ્વાસુ નોકર એમનીજ પથારીમાં પાંગત આગળ સૂઇ ગયો છે. એ પોતે ચૂપચાપ ભોંય ઉપર ચટાઇ પાથરીને સૂઇ ગયા અને એક ચાદર ઓઢીને આખી રાત કાઢી.

એ વખતના રાજાઓ કાંઇ પણ નવા સમાચાર સાંભળીને ઘણા ખુશી થતા. પરોઢિયે બહુ વહેલી રાજાને કોઇએ એ વાતની ખબર આપી, એટલે રાજા તરતજ રાય મહાશય તારાકાન્તજીના ઓરડા તરફ ગયા. રાજાજીના પધારવાથી એમની ઉંઘ ઉડી ગઇ અને સફાળા ઉઠીને રાજાજીની સામા ગયા તથા નોકર પણ બેબાકળો થઇને પથારીમાંથી ઉઠીને નાસવા લાગ્યો. રાજાએ કારણ પૂછ્યું, ત્યારે તારાકાન્તે જણાવ્યું કેઃ—“ બિછાનું બિછાવતી વખતે તબિયત સહેજ નરમ હોવાથી એ બિચારો સૂઇ ગયો છે એમ મને લાગ્યું અને જગાડ્યાથી એની તબિયત વધારે બગડશે એમ ધારીને મેં એને જગાડ્યો નહિ. મને એથી કાંઈ અડચણ પડી નથી.”

એ વખતના ગૃહસ્થો વિલાસી નહોતા, નોકરચાકરો અને આશ્રિતોને સંતાનની પેઠે પાળતા અને તેમના સુખદુઃખમાં ભાગ લેતા. એને લીધેજ શેઠપ્રત્યે નોકરોની લાગણી પણ હાલના કરતાં વધારે હતી.

## २९९—भारतवासीओप्रत्ये द्वेष

ઇ૦ સ૦ ૧૮૫૭ માં બળવો થયો હતો. એ બળવાની વાતો, હિંદુસ્તાની સિપાઇઓએ અંગ્રેજ સ્ત્રીપુરુષોને કેવાં કેવાં દુઃખ દીધાં હતાં તેની કહાણીઓ વિલાયતનાં અંગ્રેજબાળકોને ભણાવવામાં આવે છે. એનું પરિણામ એ આવે છે કે, નાનપણથીજ અંગ્રેજબાળકોના ચિત્તમાં એવા વિચાર ઠસી જાય છે કે, હિંદુસ્તાની લોકો ઘાતકી અને ગોરાઓનો દ્વષ કરનારા છે. ભાઈ પરમાનંદ નામના એક નામીચા પંજાબી વિદ્વાન અને દેશભક્ત એકવાર વિલાયત ગયા હતા. લંડનમાં જે ઘરમાં એ રહેતા હતા, તે ઘરમાં એક છોકરી હતી. છોકરી નિશાળે ભણતી હતી. એક દિવસ એ ઘેર આવીને ભાઈ પરમાનંદજીને કહેવા લાગીઃ–" આજથી હું તમારી સાથે નહિ બોલું." ભાઇ પરમાનંદે પૂછ્યું:–" કેમ ?" છોકરીએ ઉત્તર આપ્યોઃ–" તમે અમારી વિરુદ્ધ બળવો કર્યો હતો." ભાઇ સાહેબે ઉત્તર આપ્યોઃ–" મારો તો એ વખતે જન્મ પણ નહોતો." છોકરીએ કહ્યું:–"તમે નહિ હો, પણ તમારા લોકોએ તો બળવો કર્યો હતો ને ?" વિલાયતમાં શાંત પણ સચોટ રીતે ભારતવાસીઓપ્રત્યે કેવી રીતે અણગમો ઉત્પન્ન કરાવાય છે તેનો આ નમુનો છે.

## ३००--खरी प्रार्थना सदा ताजी छे.

બંગાળામાં ભક્તકવિ નરોત્તમદાસ થઇ ગયા છે.એમની પ્રાર્થનાઓ ઘણી હૃદયગ્રાહી છે. એક દિવસ એ સંબંધી વાતચીત નીકળતાં કોઈ એક ભક્તે બ્રાહ્મસમાજના આચાર્ય કેશવચંદ્રસેનને પૂછ્યું કે:–" નરોત્તમદાસની પ્રાર્થના હજારો વાર વાંચી છે,છતાં એ જૂની ન લાગતાં સદા તાજી ને તાજીજ કેમ લાગે છે ?" કેશવચંદ્રે ઉત્તર આપ્યોઃ–"એ પ્રાર્થના ભગવાને સાંભળી હતી, માટેજ તે પુરાણી નથી થઇ ગઇ." વાત ખરી છે. ભક્તોની ખરા હૃદયની અનુભવસિદ્ધ વાણી સદા તાજીજ રહે છે. આપણા નરસિંહ, અખો વગેરે ભક્તકવિઓની વાણી વાંચવામાં હજુ પણ કેટલો બધો આનંદ આવે છે ! જે સત્ય છે, તે નિત્ય છે; તેનો નાશ કદાપિ નથી.

## ૨૦૧—મિજાજ ઠંડો રાખવાની એક પ્રધાનની કાળજી

'ડયુક ડી પારસિગની' નામનો એક પુરુષ ફ્રાન્સના બાદશાહ ત્રીજા નેપોલિયનનો પ્રધાન હતો. એક દિવસ કોઇ એક આબરૂદાર સદ્ગૃહસ્થ તેમને મળવા આવ્યા, તેમની સાથે કોઇ વિષય ઉપર જોરથી વાદવિવાદ ચાલવા માંડયો, પારસિગનીનો મિજાજ ખસવા લાગ્યો અને તે જોરથી હાથ પછાડી પછાડીને બોલવા લાગ્યો. એટલામાં પટાવાળાએ આવીને તેના હાથમાં એક કાગળ મૂકયો. પારસિગનીએ કવર ઉઘાડીને કાગળ જોઈને પાછો ટેબલ ઉપર મૂકી દીધો અને પછી શાંતચિત્તે તથા વધારે સભ્યતાથી મળવા આવનાર સાથે વાતચીત પૂરી કરી. એ મળવા આવનાર સદ્ગૃહસ્થ જોઇ શકયા કે પટાવાળો જે કાગળ આપી ગયો હતો, તેમાં એક કાળો અક્ષર પણ લખ્યો ન હતો.પારસિગનીનો ઉકળેલો પિત્તો એ કોરો કાગળ જોતાંવારજ કેવી રીતે શાંત થઇ ગયો એ જાણવાની જિજ્ઞાસા થવાથી એણે પાછા ફરતી વખતે પટાવાળાને એકાંતમાં બોલાવીને એનો ભેદ પૂછયો. એ પોતે પણ એક વખતે રાજમંત્રી હતો અને એ પટાવાળો તેની પાસે પણ નોકર રહી ચૂકયો હતો, એટલે બહુ શરમાવ્યાથી પટાવાળાએ કહ્યું:—"હજુર! આપ તો મારા મુરબ્બી છો તેથી એ ભેદ આપને જણાવું છું; પણ બધાને એ વાત કહી દેશો નહિ. મારા હાલના સાહેબ જાણે છે કે પોતાનો સ્વભાવ આકરો છે અને ગુસ્સો આવ્યા પછી એ મોટે સાદે બોલવા મંડી જાય છે. એટલા માટે એમણે મને કહી રાખ્યું છે કે, હું જ્યારે જોરથી બોલવા માંડું ત્યારે તારે સરકારી કામનો કાગળ આપવા આવ્યો છે એવો ડોળ ઘાલીને આવવું અને એક કવર આપી જવું એથી મને મારો મિજાજ ઠંડો કરવાનું સાંભરી આવશે.

---

## ૨૦૨—રાંકા અને બાંકાની નિષ્કામભક્તિ

રાંકા અને તેની પત્ની બાંકા જંગલમાંથી લાકડાં ચીરી લાવીને જે ઉપજે તેમાંથી પોતાનું ગુજરાન ચલાવતાં. એક દિવસે નારદે ભગવાનને કહ્યું:—"આ બિચારાંનું દુઃખ દૂર કરી દો." ભક્તવત્સલે કહ્યું:—"એમને કાંઇ આપવાનો ઉપાય નથી." નારદે કહ્યું:—"ઉપાય કેમ નથી?" ભગવાને એ ઉપરથી એ પતિપત્નીના જવાના રસ્તામાં મહોરની એક કોથળી મૂકી દીધી.

પતિ આગળ હતો. એણે જોયું કે રખે આ મહોરોની કોથળી જોઇને પત્નીને લોભ થાય, એ ભયથી એણે એના ઉપર ધૂળ ઢાંકી દીધી. બાંકાએ એ દીઠું અને પતિને પૂછયું:–"ધૂળ શા સારૂ નાખી? ધૂળપર ધૂળ નાખવાની શી જરૂર હતી? ધૂળમાં અને સોનામાં તમને હજી ભેદભાવ જણાય છે?" રાંકાએ પત્નીને ઘણો ધન્યવાદ આપ્યો કે, તું ખરેખરી જ્ઞાની છે.

એ જોઇને નારદે ભગવાનને કહ્યું:–"ત્યારે તમે એમને સારૂ લાકડાં એકઠાં કરી રાખો કે જેથી એમને ઝાઝી મહેનત ન કરવી પડે." ભગવાને કહ્યું:–"એથી પણ કાંઇ વળવાનું નથી." પછી નારદે પોતેજ એ જગ્યાએ લાકડાં એકઠાં કરી રાખ્યાં. પતિપત્નીએ જાણ્યું કે આ લાકડાં કોઈ મહેનત કરીને અહીં મૂકતું ગયું છે, તેથી એમણે તો તેને હાથસરખોએ લગાડયો નહિ; એટલુંજ નહિ પણ જ્યાં જ્યાં એ લાકડાં પણ પાસે પાસે પડેલાં દીઠાં તેને પણ કોઇનાં એકઠાં કરેલાં ધારીને એ દિવસે ઉપાડયાં નહિ; અને તેથી એ દિવસે તો ઉલટી એમને વધારે મહેનત થઇ. નારદે આ પ્રમાણે થએલું જોઇને ભગવાનને કહ્યું કે:–"આપ એમને દર્શન દઈને કાંઈ માગવાનું કહો." ભગવાને એમ પણ કર્યું, પરંતુ એ દંપતીએ જણાવ્યું કે, અમે તો આપનાંજ ભકત છીએ. આપ અને આપની ભક્તિ એના કરતાં બીજી કયી વસ્તુ ચઢીઆતી છે કે અમે તેની ઇચ્છા કરીએ?"

## ૩૦૨—મધુસૂદન પાલની કાળજી

હાઉડા મ્યુનિસિપાલિટીની હદમાં બાંટેરા નામના ગામમાં સાઠસિત્તેર વર્ષપૂર્વે મધુસૂદન પાલ નામના એક પુરુષે આવીને વાસ કર્યો.તેઓ બાલ્યાવસ્થામાં કલકત્તામાં બડાબજારમાં લોખંડની એક દુકાનમાં ઉમેદવારી કરતા હતા. પાછળથી સન્માર્ગે ચાલીને, મહેનત, ઉદ્યમ અને કરકસર વગેરે ગુણોને લીધે ત્રીસચાળીસ વર્ષમાં તો એ બડાબજારમાં લોખંડના મોટા વેપારી થઇ પડયા. એમના વંશજોએ શિવકૃષ્ણ કંપનીનું લોખંડનું સુપ્રસિદ્ધ કારખાનું વેચાતું લીધું.

મધુસૂદન પાલ બહુ કરકસરવાળા હોવા છતાં સારા કામમાં ખર્ચ કરતાં સંકોચાતા નહિ. એમણે પોતાના ગામમાં નિશાળ તથા ધર્માદા દવાખાનું ઉઘાડયું હતું. એક દિવસ ત્યાંની બંગાળી નિશાળના સેક્રેટરી માસિક ફાળો

ઉઘરાવવા મધુસૂદનને ઘેર ગયા, તો એ વખતે પાલ મહાશય પોતાને હાથે ખેતરમાંથી વેંગણુ તોડી રહ્યા હતા, સાથે એક નોકર હતો.સૅક્રેટરીએ કહ્યું:– "આ નોકરજ આ કામ તો કરી શકશે, આપ શામાટે તસ્દી લો છો ?" મધુસૂદને કહ્યું:–" સાહેબ! આપને શી ખબર છે. એ નવો માણસ છે. એ નાનાં નાનાં વેંગણુ પણુ તોડી નાખશે. હું જોઇ તપાસીને એવાંજ વેંગણુ તોડું છું કે જે પૂરેપૂરાં તૈયાર થયાં હોય અને જે વધારે મોટાં થનારાં ન હોય. ઘણીએ વાર મેં અનુભવ્યું છે કે, જે કામમાં પંડે કાળજી ન રાખીએ તે કામ ખરાબ થાય છે, જે કામ જાતે ઉભા રહીને નોકરોને ન બતાવીએ તે કામમાં બગાડો થાય છે અને ખોટું નુકસાન થવા દઈએ તો લક્ષ્મી માતા અસંતુષ્ટ થાય." ત્યારપછી એમણે તરતજ માસિક ફાળાના રૂપિયા આપી દીધા. નિશાળના ફંડમાં એ સૌથી વધારે ફાળો આપતા અને તે પણુ નિયમસર આપતા.

ખરેખર કાળજીવિનાના માણસોથી લક્ષ્મી નારાજજ થાય છે અને લક્ષ્મીને બદલે પ્રભુની પ્રીતિમાટે નિષ્કામ કર્મ કરનાર જો પોતાનું કામ કાળજીથી ન બજાવે તો પ્રભુ નારાજ થાય છે.

---

## ૨૦૪–कृष्णदास पालनी पितृभक्ति

કૃષ્ણુદાસ પાલ એ બંગાળાના એક મહાન દેશભક્ત હતા. અંગ્રેજી ભાષામાં તથા વર્તમાનપત્ર ચલાવવામાં એ ઘણુાજ કુશળ હતા. 'હિંદુ પેટ્રિ-ચોટ' નામના પત્રના એ માલિક અને અધિપતિ હતા.એ પત્રદ્વારા તેઓ ભારત-વાસીઓના હક્કમાટે ચળવળ ચલાવતા. એ ઉપરાંત તેઓ બ્રિટિશ ઇંડિયન એસોસિયેશનના સેક્રેટરી પણુ હતા. એમને આવક પણુ સારી હતી તથા દેશી અને અંગ્રેજ સદગૃહસ્થોમાં એમની પ્રતિષ્ઠા પણુ ઘણી હતી.

એઓ જાતના ઘાંચી હતા અને ગરીબ નિરક્ષર માબાપના સંતાન હતા. જે વખતે પોતે એક આગેવાન વર્તમાનપત્રના અધિપતિ અને વિખ્યાત સભાના સેક્રેટરીનું ગૌરવભર્યું પદ શોભાવતા હતા, તે વખતે તેમના પિતાજી જીવતા હતા. તેઓ પોતે મહાન વિદ્વાન, દેશપૂજ્ય તથા સમાજના આગેવાન હોવા છતાં પણુ પોતાના નિરક્ષર પિતાપ્રત્યે એમની શ્રદ્ધા અને ભક્તિ પારવિનાનાં હતાં.

એક દિવસ એવું બન્યું કે કૃષ્ણદાસ પોતાની હવેલીના દિવાનખાનામાં બેસીને 'હિંદુ પેટ્રિયોટ'નાં પ્રૂફ સુધારી રહ્યા હતા. એમના વૃદ્ધ પિતા એક સાધારણ મેલું પંચીઉં પહેરીને, ઉઘાડે પગે, ઉઘાડે શરીરે બહારના આંગણામાંથી ઘાસ તોડી રહ્યા હતા. એટલામાં કૃષ્ણદાસને મળવા સારૂ કોઇ એક મોટા દરજ્જાનો અંગ્રેજ અમલદાર ઘોડા ઉપર બેસીને તેમને ઘેર આવ્યો. સાહેબે ઘોડા ઉપરથી ઉતરતાંવાર જોયું કે, ચાકર જેવો જણાતો એક ડોસો ઘાસ કાપી રહ્યો છે. તેણે તેને નોકર સમજીને હાથમાં ઘોડાની લગામ રાખીને કહ્યું:–' પકડો. '

કૃષ્ણદાસની નજર એ તરફ પડતાંવારજ એ ઝટપટ બહાર નીકળી આવ્યા અને કહ્યું:–"સાહેબ ! એમને ચાકર સમજતા નહિ. એ મારા પરમ-પૂજ્ય ભક્તિપાત્ર પિતાજી છે. લાવો આપના ઘોડાની લગામ હું પકડું."

એ શબ્દ સાંભળતાંજ સાહેબ તો છોભો પડી ગયો અને કૃષ્ણદાસની આશ્ચર્યકારક પિતૃભક્તિ જોઈને સેંકડો ધન્યવાદ આપવા લાગ્યો.

# ३०५–हिंदना एक मोटा राजानी सादाइ

હિંદુસ્તાનમાં સૌથી મોટું દેશી રાજ્ય હૈદ્રાબાદનું છે. તેના હાલના રાજકર્તા ઘણાજ સાદા છે. સાદા પોશાકમાં રહેવું એમને ઘણુંજ પસંદ છે. એમના સ્વર્ગસ્થ પિતાજીમાં પણ એ ગુણ હતો.

એમના એક ખુશામતીઆ દરબારીએ એક વાર એમને સૂચવ્યું પણ હતું કે:–"હજુર, ખુદાવંદ ! આપ આવી મોટી રિયાસતના માલિક છો. ખુદાની કૃપાથી હજુરને ત્યાં શી વાતની કમી છે ! હજુરે તો કિંમતી પોશાક ધારણ કરવો જોઈએ." એના ઉત્તરમાં નિરભિમાની નિઝામે જણાવ્યું હતું કે:—"હું શું હઝરત મહમદ સાહેબ કરતાં પણ વધારે મોટો છું ? એ તો મારા કરતાં ઘણાજ મહાન હતા, છતાં પણ પોતે ઘણોજ સાદો, ગરીબ માણસના જેવો પોશાક ધારણ કરતા હતા."

કેટલી સાદાઇ ! કેવી અહંકારશૂન્યતા ! જે ભારતવર્ષમાં જનક જેવા હાથે ખેતી કરનારા રાજાઓ અને ટોપીઓ સીવીને અથવા તો કુરાને શરીફની નકલો કરીને પોતાનો નિર્વાહ કરનારા બાદશાહ થઈ ગયા છે, તે પુણ્ય-ભૂમિના રાજાઓને મુખે તો આવાંજ વચનો શોભે ! આપણા ઘણા ફેશને-બલ શેઠીઆઓ અને વકીલ–બેરીસ્ટરો એમના ઉપરથી ધડો લઇ શકશે.

## ૩૦૬—ધ્રુવજીને સકામ ભક્તિમાંથી મળેલી સાચી ભક્તિ

ભક્તિ બે જાતની હોય છે. એક સ્વાર્થવગરની અને બીજી અમુક સ્વાર્થ પાર પાડવા ખાતર કરેલી. પહેલા પ્રકારની ભક્તિ ઉંચા પ્રકારની છે અને સ્વાર્થમય ભક્તિ ગૌણ છે; પરંતુ ઘણી વખત સ્વાર્થમાટે ભક્તિ કરવા જતાં પણ નિઃસ્વાર્થ ભક્તિનો ભાવ ઉદય પામે છે. રાજકુમાર ધ્રુવનું દૃષ્ટાંત એ બાબતમાં જાણવાયોગ્ય છે. સાવકી માતાનાં મેણાંથી દુઃખ પામીને એણે રાજ્યપ્રાપ્તિની ખાતરજ જંગલમાં જઇને ઇશ્વરની ભક્તિ શરૂ કરી હતી.'સાચા હૃદયથી ભક્તિ કરનારની લૌકિક મનોકામના પણ પ્રભુ પૂર્ણ કરે છે;' એવા વિશ્વાસથી ધ્રુવે ભક્તિનો આરંભ કર્યો હતો.ઘણા સમયના પ્રયત્ન પછી જ્યારે ભગવાન પ્રસન્ન થયા અને વરદાન માગવાનું કહ્યું,તે સમયે ધ્રુવનું હૃદય પ્રભુપ્રેમમાં એટલું બધું લીન થઇ ગયું કે, એને પોતાને આશ્ચર્ય થયું. રાજપાટ પામવાની ઇચ્છા તો એની કયાંય જતી રહી હતી. જ્યારે ભગવાને એને ફરીથી ચેતાવીને વરદાન માગવાનું કહ્યું, ત્યારે એણે કહ્યું કેઃ-" હે ભગવન્! એ વાત સાચી છે કે મેં રાજ્યની પ્રાપ્તિને સારૂજ ભક્તિ કરવા માંડી હતી; પરંતુ મોટા મોટા મુનિઓને પણ અપ્રાપ્ય એવાં આપનાં દર્શન કર્યા પછી હવે હું એ વરદાનની ઈચ્છા નથી રાખતો.ભગવન્! મારા બધા મનોરથ પાર પડી ગયા છે. કાચનો ટુકડો ખોળવા નીકળતાં મને રત્ન મળી ગયું છે." ભક્તિનો કેવો સુંદર પરિપાક!

## ૩૦૭—સેંટ્રલ હિંદુ કૉલેજના સ્વયંસેવકોનો ઉત્સાહ

ઇ૦ સ૦ ૧૯૧૬ ના ફેબ્રુઆરીમાં કાશીના હિંદુ વિશ્વવિદ્યાલયનો પાયો નાખવાની ક્રિયા વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજને હાથે ઘણી ધામધૂમસાથે થઇ હતી. અનેક રાજામહારાજાઓ હીરા, મોતી અને માણેકના કિંમતી દાગીનાઓ તથા જરીના ઝગસગતા પોશાકો પહેરીને ત્યાં આવ્યા હતા. વિદ્વાનો પણ ઘણા એકઠા થયા હતા અને તમાશો જોનારા પણ પારવગરના હતા. એ વખતે વ્યવસ્થા રાખવા તથા શોભામાં વધારો કરવા સારૂ ૫૦ ગોરા સોલ્જરો અને એટલાજ દેશી સિપાઈઓ બંદુક લઈને એ દિવસે ખરા બપોરે તાપમાં ઉભા હતા. સેંટ્રલ હિંદુ કૉલેજના પણ એટલાજ વિદ્યાર્થીઓ વૉલન્ટિયર થઈને ખાલી હાથે વાસ્તુના પથ્થરની આસપાસ

સખ્ત તાપમાં ઉભા હતા. થોડીવારમાં કપ્તાન તરફથી હુકમ મળ્યોઃ—'સ્ટેન્ડ એટ ઈઝ' સુખથી ઉભા રહો; પણ ત્યાં સુખ કયાં ? તાપથી તો બળી જવાતું હતું. જોતજોતામાં એકે એકે પાંચ ગોરાઓ અને ચાર દેશી સિપાઇઓ ગરમી સહન ન થઈ શકયાથી ચક્કર ખાઇને પડયા અને તેમને ઉંચકીને લઇ જવામાં આવ્યા. એ લોકો જ્યાં ઉભા હતા તેની પાછળ છાયા હોવાથી એ લોકોને તો ત્યાં સરકાવી દેવામાં આવ્યા; પરંતુ કૉલેજના સ્વયંસેવકોને તો સરકવાનો પણ માર્ગ નહોતો. તેઓ છેલ્લી ઘડીસુધી નિશ્ચલ ભાવે ઉકળતા તાપમાંજ ઉભા રહ્યા. એમનામાંનો ફકત એકજ વિદ્યાર્થી ઢળી પડવાથી તેને આઘે લઇ ગયા હતા.

આમ થવાનું કારણ શું હતું? ભારતવર્ષના પ્રખર સૂર્યદેવે બન્ને વર્ગના સેવકો ઉપર જૂદી જૂદી જાતની અસર કેમ કરી તેનો વિચાર કરવા જેવો છે. પેલા ગોરા અને દેશી સિપાઇઓ તો ભાડુતી હતા. એમના દિલમાં હિંદુ વિશ્વવિદ્યાલયમાટે કાંઈ પણ ઉત્સાહ કે ઉમંગ નહોતો; પરંતુ કાશીની સેંટ્રલ હિંદુ કૉલેજના વિદ્યાર્થીઓ તો જાણુતા હતા કે, અમારી આ કૉલેજ હિંદુ વિશ્વવિદ્યાલયનું બીજ છે. અમારી કૉલેજમાંથી આજે વિશ્વવિદ્યાલય થઇ રહ્યું છે. હિંદુધર્મનું માહાત્મ્ય વધારવા સારૂ આ વિદ્યાપીઠની સ્થાપના છે. યજ્ઞ સમાપ્ત થયો, સંસ્કૃત શ્લોકોવડે સરસ્વતીની સ્તુતિ થઇ અને વેદમંત્રોનો ઉચ્ચાર થયો. વાઇસરૉય વગેરેનાં ભાષણ થયાં તે તેમણે સાંભળ્યાં અને હિપ હિપ હુરરેના અવાજની સાથે 'સનાતન ધર્મ કી જય'ના પોકાર સાંભળીને તેઓ તૃપ્ત થયા. એમનામાંના ઘણા વિદ્યાર્થીઓ સારા ખાનદાન હતા. એવા ઉંચા કુટુંબના વિદ્યાર્થીઓમાંથીજ બીજા દેશોમાં અમલદારો ચુંટાય છે અને આપણા દેશમાં પણ નિમાતા. એ બધાં કારણોને લીધે દેશસેવાના ઉચ્ચ ભાવથી પ્રેરાયલા એ યુવકોમાં પૂર્ણ ઉત્સાહ હતો. એ ઉત્સાહને લીધે તાપની જ્વાળા એમને અસર કરી શકી નહિ. બીજી તરફ પેલા સિપાઇઓ તો ભાડુતીજ હતા, એટલે એમના ઉપર આ સુંદર અનુષ્ઠાનની કાંઇજ અસર થઇ નહિ.

## ૩૦૮–શાંતિપ્રિયનું રક્ષણ–સૅકસનીનો પાદરી

એક સમયે સૅકસનીના ડ્યુકની સાથે એક પાદરીને સત્તાની બાબતમાં ઝઘડો ઉભો થયો. પાદરીનો અધિકાર પણ ઘણો મોટો હતો અને એની પાસે પુષ્કળ માણસો હતાં. ડ્યુકે પોતાના સૈન્યને એકઠું કરવા માંડયું અને વિરુદ્ધ પક્ષનો પાદરી શી તૈયારી કરે છે તેની તપાસ કરવા સારૂ એક બાતમીદારને મોકલ્યો. બાતમીદારે તપાસ કરીને રાજાને ખબર આપી કે, પાદરી તો વ્રતપાલન, ધર્મનાં વ્યાખ્યાન, રોગીઓની સેવા, ગરીબોની સહાયતા વગેરે સત્કર્મો કરવામાંજ ગુંથાયલો છે. યુદ્ધને સારૂ એ તો કાંઇજ તૈયારી કરતો નથી. બધાને એ સમજાવી રહ્યો છે કે, હું સરહદ ઉપર જઇને ખાત્રી કરી આવ્યો છું, કે મારા માણસોએ ડ્યુકની જમીનને પચાવી પાડી નથી અને આ ઝઘડો ડ્યુકનીજ ખોટી હઠને લીધે ઉભો થયો છે; માટે યુદ્ધનો ભાર ભગવાન ઉપરજ છોડી દઇને હું તો નિશ્ચિંત બન્યો છું. એ ખબર સાંભ-ળ્યાથી ડ્યુકના મનનો ભાવ બદલાઇ ગયો, તેણે યુદ્ધની તૈયારીઓ કરવી છોડી દીધી અને બોલી ઉઠયો કેઃ–" સારા માણસો અને ભગવાનની સાથે યુદ્ધ કરવું એ સેતાનસિવાય બીજા કોઇને પાલવે નહિ."

---

## ૩૦૯–પ્રભુને પ્રેમજ પ્રિય છે––નિષાદરાજ ગુહ

નિષાદ લોકોનો રાજા ગુહ રામચંદ્રજીનો પરમ ભક્ત હતો. બહુ ભણ્યો-ગણ્યો નહિ હોવાથી દિલમાં ગમે તેવો ખોટો વિચાર હોય તોપણ મોંએ મીઠા મીઠા માનના બોલ બોલવાની સુધરેલી ઢબ એનામાં નહોતી આવી. વળી એને તો રામચંદ્રજી બહુજ પ્યારા હતા, એટલે એ લાડમાં કોઇ કોઇ વખત એમને 'તું' કહીને બોલાવતો હતો. એની એ અસભ્ય વર્ત-ણુકથી એક વાર લક્ષ્મણને ઘણો ગુસ્સો ઉપજ્યો અને એ એને મારવા ઉઠયો. એ સમયે રામચંદ્રજીએ તેને વારીને કહ્યું:–"લક્ષ્મણ! તું કોને મારવા-ને તૈયાર થયો છે? શુદ્ધ અને ગાઢ પ્રેમને લીધેજ એ મને તુંકારાથી બોલાવે છે, એટલા માટે તું એનો વાંક ન કાઢીશ. એની એ વર્તણુકથી તો એના ઉપર મારો પ્રેમ ઉલટો વધી પડયો છે. પ્રેમને લીધે ચંડાળ પણ મને પોતાનો બનાવી શકે છે, પણ પ્રેમવગરનો બ્રાહ્મણ પણ મારે કાંઇ કામનો

નથી. મારા ઉપર જેની ભક્તિ નથી તેનું લાવેલું અમૃત પણ મને ઝેર જેવું લાગે છે અને જેનો મારા ઉપર અનન્ય પ્રેમ છે, જે મને હૃદયથી ચહાય છે તેનું લાવેલું વિષ પણ મને માન્ય છે."

## ૩૧૦--વૃદ્ધાવસ્થાની ભક્તિ કેવી કહેવાય?

ઘણા લોકોને જ્યારે ઇશ્વરભક્તિ કરવાનું કહેવામાં આવે છે ત્યારે તેઓ કહે છે કે, બાલ્યાવસ્થા જ્ઞાન મેળવવા સારૂ છે, યુવાવસ્થા ધન કમાવા અને મોજશોખ કરવા સારૂ છે; માટે ઘરડા થઇશું ત્યારે ભક્તિ કરીશું. એ વિચાર કેવો છે એ બાબત બાબુ અશ્વિનીકુમાર દત્તને એમના એક મિત્ર સાથે વાતચીત થઈ રહી હતી. એ મિત્રે જણાવ્યું હતું કેઃ-" વૃદ્ધાવસ્થામાં ભક્તિ શરૂ કરવી એ તો સેતાનનું એઠું ભોજન ઇશ્વરને ધરવા બરોબર છે."

## ૩૧૧--પાપમાંથી છૂટવાનો ઉપાય

સુબુદ્ધિરાય નામના એક ભક્તે શ્રી ચૈતન્યદેવને એક વાર પૂછ્યું કેઃ- 'મહારાજ ! પાપમાંથી છૂટવાનો ઉપાય શો છે ?' ચૈતન્ય પ્રભુએ ઉત્તર આપ્યો કે:-"એકજ વાર પ્રભુનું નામ લીધાથી બધાં પાપ બળી જાય છે અને બીજી વાર ભગવાનનું નામ લેવાથી શ્રીકૃષ્ણ પોતાને શરણ થઇ જાય છે." પરંતુ આ એકજ વાર પ્રભુનું જે નામ લેવામાં આવે તે સાચા દિલથી હોવું જોઇએ. 'મુખમાં રામ અને બગલમાં છુરી' એવી બગલાભક્તિવડે તો હજારો માળા જપ્યાનું પણ કાંઈ ફળ નથી.

## ૩૧૨-દેવેંદ્રનાથ ઠાકુરની સર્વ ધર્મમાં સમદૃષ્ટિ

જેમના પવિત્ર હૃદયમાં જ્ઞાનરૂપી સૂર્ય પ્રકાશી રહ્યો હોય છે, તેવા માણસોને વાદવિવાદ કરવો ગમતો નથી. એ તો હમેશાં બધાની તરફ સમ-દૃષ્ટિ રાખે છે. જે મનુષ્ય પર્વતના ઉંચામાં ઉંચા શિખર ઉપર ઉભો છે, તેને તો નીચેનાં બધાં ઝાડ સરખાંજ જણાય છે, બધાં ખેતરો એકસરખી સપાટી ઉપર જણાય છે. એક દિવસ બ્રાહ્મસમાજના પ્રસિદ્ધ ઉપદેશક

પ્રતાપચંદ્ર મજુમદાર વગેરે મહર્ષિં દેવેંદ્રનાથ ઠાકુરને મળવા સારૂ ગયા. એમના ટેબલ ઉપર એમણે ખ્રિસ્તીધર્મના પણ કેટલાક ગ્રંથ જોયા. પ્રતાપચંદ્ર મજુમદારને ખબર હતી કે, મહર્ષિને ખ્રિસ્તીધર્મ ઉપર તિરસ્કાર છે, એટલે એમના ઘરમાં એ ધર્મનાં પુસ્તકો જોઇને એમને ઘણુંજ આશ્ચર્ય થયું અને તેમણે મહર્ષિને પૂછયું:–" આ પુસ્તકો આપના ટેબલ ઉપર કેવી રીતે આવ્યાં ?" મહર્ષિએ ઉત્તર આપ્યો:–" જયારે હું નીચેના પ્રદેશમાં ફરતો હતો ત્યારે ઠેકાણે ઠેકાણે આવતી ટેકરીઓ અને જમીનનું ઉંચાનીચાપણું મને જણાઇ આવતું હતું; પણ હવે હુ જરા ઉંચો ચઢી ગયો છું, એટલે નીચેનો પ્રદેશ મને એક સમતલ મેદાન જેવોજ દેખાય છે અને એકજ માલિકની બક્ષીસ જેવો દેખાય છે." આધ્યાત્મિક જીવનમાં ઉંચી અવસ્થા પ્રાપ્ત થયા પછી, એમનું હૃદય એટલું વિશાળ થઇ ગયું હતું કે, બધા પ્રકારના મતમતાંતરો એમાં ડૂબી ગયા હતા.

## ૨૧૨–धन ए सर्व दोषोनुं मूळ छे–कलि अने परीक्षित

પરીક્ષિત રાજા ઘણા ન્યાયી અને પવિત્ર હતા. એમના રાજ્યમાં કલિને કંઈ પણ રહેવાનું ઠેકાણું ન જડયું, ત્યારે તેણે રાજાની સમીપ જઈને પ્રાર્થના કરી કે:–'મહારાજ! મને કંઇ સ્થાન તો બતાવો.' રાજાએ કહ્યું:–"મારા રાજ્યમાં તારે રહેવાયોગ્ય કોઇજ સ્થાન નથી." કલિએ ફરીથી કરગરીને વિનતિ કરી. ત્યારે રાજાએ દયા લાવીને કહ્યું કે:–" જા, જુગારખાનું, દારૂનું પીઠું, વેશ્યાનું ઘર અને પલંગનો પાયો એ ચાર સ્થાન તારે રહેવામાટે છે." કલિએ વિચાર કર્યો કે, એ ચારે જગ્યાએ એકજ વખતમાં રહેવું તો બહુ અઘરૂં છે. એમ વિચારીને એણે રાજાને પ્રાર્થના કરી કે મને એવું સ્થાન બતાવો કે, જ્યાં એ ચારે પદાર્થ મળી આવે. રાજાએ એ સાંભળીને તેને એક સોનાનો ગોળો બતાવીને કહ્યું કે, આ વસ્તુમાં એ ચારે વાનાં રહેલાં છે, બલ્કે એમાં વેર નામનો એક વિશેષ ગુણ પણ રહેલો છે.

વાત ખરી છે. ધન અનેક દુર્ગુણોનું અને કજીઆંકંકાસનું મૂળ છે. ધનનો ઉપયોગ કેવળ સારા માર્ગમાંજ કરનારા ઘણા થોડા હોય છે. બાકી તો દારૂ, વ્યભિચાર, મુકદ્દમાબાજી વગેરે તો સાધારણ રીતે ધનવાનોના શોખ થઈ પડે છે. ધનવૈભવ પામ્યા છતાં જે લોકો પ્રભુભક્તિ અને સદાચારમાં લીન

રહે છે તેમને ધન્ય છે. જાતકમાળામાં કહ્યું છે કેઃ—"લક્ષ્મી એક નિમાલ્ય વસ્તુ છે.જો તે બીજાઓના કલ્યાણને માટે ખર્ચવામાં આવે તોજ તેની કિંમત છે."

## ૩૧૪--પુંડરીકની વૈભવવચ્ચે ભક્તિ

પુંડરીક કરીને એક શ્રી ચૈતન્યદેવનો પરમ ભક્ત હતો. એક વખત મુકુંદ નામનો શ્રી ચૈતન્યનો બીજો ભક્ત ગદાધર ભક્તની સાથે પુંડરીકને મળવા સારૂ ગયો. ગદાધરે ઘરમાં પેસતાંવારજ જોયું કે પુંડરીક મોજશોખ-માં જીવન ગાળી રહ્યો છે. ઉજળી દૂધ જેવી ચાદર પાથરેલી અને એક હાથ ઉંચી એવી ગાદી ઉપર તે પડયો છે અને તેનું દિવાનખાનું સુગંધિત પદાર્થો-થી મહેકી રહ્યું છે. એ ઉપરાંત ત્યાં આગળ જાત જાતની વિલાસસામગ્રી-ઓ પણ પડી હતી. ગદાધર એ બધી ઉલટી વાતો જોઈને વિસ્મયમાં પડી ગયો; કેમકે એ વખતે પુંડરીકની ગણત્રી સારા ભક્તોમાં થતી હતી. ગદાધરના મનમાં એને માટે ઉલટોજ ભાવ ઉત્પન્ન થઈ રહ્યો હતો. મુકુંદે એના હૃદય-નો ભાવ સમજી જઇને તરતજ ઇશ્વરના નામનું ઉચ્ચારણ શરૂ કરી દીધું. પ્રભુનામના ઉચ્ચાર કાને પડતાંજ પુંડરીક સમાધિમાં લીન થઈ ગયા અને ગાદી ઉપરથી નીચે ઉતરી આવ્યા. ગદાધર તો એ બધું જોઇને છકજ થઈ ગયો અને જતી વખતે એણે પુંડરીકની માફી માગી.

## ૩૧૫—સ્વામી દયાનંદ સરસ્વતી અને કામવિકારથી બચવાનો ઉપાય

સ્વામી દયાનંદ સરસ્વતીને કોઈએ પૂછયું:—"મહારાજ! આપને પણ કામ-વિકાર કદિ સતાવે છે ?"સ્વામીજીએ ઉત્તર આપ્યો:—'હું હમેશાં કોઇ ને કોઇ કાર્યમાં નિમગ્ન રહું છું, એટલે મને કામવિકાર કેવી રીતે સતાવી શકે ?"

## ૩૧૬—કામવિકાર અને એક બંગાળી વૈજ્ઞાનિક

વિજ્ઞાન અથવા તત્ત્વજ્ઞાનના ગૂઢ અભ્યાસમાં મનને લિપ્ત રાખ્યાથી પણ કામને સહેલાઇથી જીતી શકાય છે. એક મહાન વનસ્પતિશાસ્ત્રીએ શ્રીયુત

અક્ષયકુમાર દત્તને એક વાર કહ્યું હતું કે:–"મને અત્યારસુધી આસંબંધી વિચાર કરવાની ફુરસદજ નથી મળી." ક્યાંથી મળે ? એમને પોતાનું કાર્ય બહુજ એકાગ્ર ચિત્તથી કરવાની ટેવ હતી. બંગાળાના એક લૅફ્ટેનન્ટ ગવર્નર એમની પાસે ભણવા જતા હતા. ઘણી વખત એવું બનતું કે, જ્યારે ગવર્નર સાહેબ એમને ત્યાં પહોંચતા ત્યારે એ ધ્યાનમાં એટલા તલ્લીન જણાતા કે, જ્યાંસુધી એમનું શરીર પકડીને ઢંઢાળે નહિ, ત્યાંસુધી એમને ખબરજ પડતી નહિ કે ગવર્નર આવ્યા છે. એવા મનુષ્યના હૃદયમાં કામવિકાર કેવી રીતે પ્રવેશ કરી શકે ?

## ३१७–अहंकार अने ईश्वर एकसाथे नथी रही शकता.

એક મુસલમાન ભક્ત કહેતા હતા કે:–"જ્યારે ઇશ્વર મારા હૃદયમાં પધારે છે, ત્યારે મારો અહંકાર ચાલ્યો જાય છે; અને જ્યારે અહંકારનો પ્રવેશ થાય છે, ત્યારે ઇશ્વર બહાર નીકળી જાય છે. એ પ્રમાણે બત્રીસ વર્ષથી બરોબર જોતો આવ્યો છું. જેમ જેમ હું ઇશ્વરને જોરથી પોકારૂં છું, તેમ તેમ એ મને વધારે જોરથી ઉત્તર આપે છે કે, અમારા બંનેને માટે એકજ સ્થળે સ્થાન નથી. અમારા બંનેમાંથી એક જણે તો બહાર નીકળી જવુંજ પડશે; કાં તો અહંકાર નહિ કે હું નહિ."

## ३१८–कोण श्रेष्ठ ? कूतरो के माणस ?

એક સમયે એક માણસે એક કૂતરાની તરફ ઇશારો કરીને પરમ ભક્ત હુસેનને પૂછ્યું:–"તમારા બંનેમાંથી શ્રેષ્ઠ કોણ?" હુસેને જવાબ આપ્યો:–"જ્યાં-સુધી હું મારા જીવનને પુણ્યનાં કામોમાં ગાળી રહ્યો હોઉં છું,ત્યાંસુધી તો હું કૂતરાના કરતાં ઉંચોજ હોઉં છું; પરંતુ જ્યારે પાપમય જીવન ગાળવામાં હોઉં ત્યારે તો એ કૂતરો મારા જેવા સો હુસેન કરતાં પણ ચઢીઆતો છે."

## ३१९–स्वर्गस्थ जगन्नाथ तर्कपंचानन

ત્રિવેણી ગામમાં રુદ્રદેવ તર્કવાગીશની બીજી પત્ની અંબિકાદેવીના ગર્ભમાં બંગાળી સંવત ૧૧૦૧ માં પંડિત જગન્નાથ તર્કપંચાનનનો જન્મ

થયો હતો. ૬૪ વર્ષની વયે રુદ્રદેવે ફરીથી લગ્ન કર્યું હતું. ત્યારપછી કેટલેક વર્ષે જગન્નાથનો જન્મ થયો હતો. એ જગન્નાથે ૧૧૩ વર્ષની વયે દેહત્યાગ કર્યો હતો. સો વર્ષપૂર્વે પણ આપણા દેશના લોકો કેટલા દીર્ઘાયુષી અને બળવાન હતા ! અજ્ઞાન, નિર્ધનતા, વ્યાધિ, બાળલગ્ન વગેરેને લીધે હાલના લોકો તવાઇ જઈને નાની ઉંમરમાંજ મૃત્યુશરણ થાય છે તેમ એ લોકો થતા નહિ.

ઘડપણના પુત્ર હોવાથી જગન્નનાથ ઘણા લાડમાં ઉછર્યા હતા. ભણવા-ગણવામાં એમનું ચિત્ત બિલકુલ ચોંટતું નહિ. એક દિવસ રુદ્રદેવ તેને મારવા ગયા,ત્યારે બાળક બોલી ઉઠયો:–'પાઠ થઇ ગયો છે.' રુદ્રદેવે પરીક્ષા કરીને જોયું તો બાળક વ્યાકરણનાં સૂત્ર બરોબર કડકડાટ બોલી ગયો. કોઈ વખત પુસ્તકમાં એક વાર નજર કરી હશે એટલામાંજ બધો પાઠ એને મોઢે થઈ ગયો હતો.

૨૪ વર્ષની ઉંમરે આ જગન્નાથના પિતાનું મૃત્યુ થયું. એ વખતે જગન્નાથે અભ્યાસ સમાપ્ત કરીને પોતે પાઠશાળા ઉઘાડી હતી. દિવસે દિવસે એ પાઠશાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા વધવા માંડી અને પાઠશાળાનો યશ પણ ફેલાવા માંડયો. જગન્નાથની સ્મરણશકિત અને વિદ્વત્તાની વાત વર્ધમાનના રાજાને કાને પણ પહોંચી અને તેમને મોટા માન સાથે આમંત્રણ આપીને રાજદરબારમાં બોલાવ્યા તથા એકદમ પ્રશ્ન કર્યો કે:– "ભટ્ટાચાર્ય મહાશય! આપ રસ્તામાં બે તરફ ઝાડ, ઘર, દુકાન, મંદિર વગેરે શું શું જોતા આવ્યા ?" જગન્નાથે ક્રમપૂર્વક બધું વર્ણન કરવા માંડયું અને મહારાજા બધી હકિકત પોતાને હાથે લખી લેવા લાગ્યા. ત્યારપછી એ વિષયની તપાસ કરવામાં આવી તો બધો વૃત્તાંત ખરો પડયો. મહારાજા વિસ્મય પામ્યા અને જગન્નાથને એક ગામ જાગીરમાં આપ્યું તથા એક ૩૦૦ વીઘાંની પુષ્કરિણી દાન કરી.

મુર્શિદાબાદના નવાબના દિવાન રાયનંદ કુમાર તેમના ગુણ ઉપર મુગ્ધ હતા. તેમણે પંડિતજીનો પરિચય નવાબ સાથે કરાવી આપ્યો, એટલે નવાબ સાહેબની સહાયતાથી એમની હવેલી પણ બંધાઇ. નવદ્વીપના રાજા કૃષ્ણચંદ્ર કોઇ કારણથી જગન્નાથને દાંભિક ધારતા હતા અને તેમનાપ્રત્યે નાખુશ હતા. એક વખતે એમણે એક મોટો યજ્ઞ કર્યો અને બધા મુખ્ય પંડિતોને બોલાવ્યા; પણ જગન્નાથને આમંત્રણ ન મોકલ્યું. જગન્નાથ વગર-

નિમંત્રણે ત્યાં પહોંચ્યા અને યજ્ઞસભામાં જઈને શાસ્ત્રની ચર્ચા કરીને બધાને એવા આશ્ચર્યચકિત કરી નાખ્યા કે રાજાને પણ શરમાવું પડ્યું.

અંગ્રેજોએ આ દેશમાં આવીને દિવાની અમલ હાથમાં લીધો તે વખતે હિંદુઓના કાયદાનો સંગ્રહ કરવાનું કામ જગન્નાથનેજ સોંપવામાં આવ્યું હતું. એમણે સ્મૃતિશાસ્ત્રનું મંથન કરીને "વિવાદ ભંગાર્ણવ સેતુ" નામનું પુસ્તક રચ્યું. અંગ્રેજો તેમને પુષ્કળ માન આપતા. કલાઈવ, હેસ્ટિંગ્સ, કૉલબ્રૂક્સ, જોન્સ વગેરે મોટા અધિકારીઓ વખતોવખત એમને ઘેર જતા. ૧૭૭૨ માં સુપ્રીમ કૉર્ટની સ્થાપના થઈ ત્યારે સરકારે પ્રધાનપંડિતની જગ્યા એમને આપવા માંડી હતી, પણ એમણે એ જગ્યા ઉપર પોતાના જ્યેષ્ઠ પૌત્ર ઘનશ્યામને મોકલી આપ્યો હતો અને પોતે એ કામ કરવાની ના પાડી હતી.

એમ કહેવાય છે કે ત્રિવેણીના ઘાટ ઉપર એક વખતે બે યૂરોપિયન સોલ્જરો મારામારી કરતા હતા, એમાંથી બન્ને લોહીલવાણ પણ થયા. લશ્કરના મોટા અમલદાર આગળ તેની તપાસ ચાલી. સોલ્જરો પાસે સાક્ષી માગતાં એમણે જણાવ્યું કે, એ વખતે ઘાટ ઉપર કોઈ નહોતું. ફક્ત એક વૃદ્ધ બ્રાહ્મણ ઘાટ ઉપર બેસીને એમની મારામારી જોઈ રહ્યો હતો. તપાસ કરતાં ખબર પડી કે એ વૃદ્ધ બ્રાહ્મણ તો જગન્નાથજ હતા. એમને બોલાવ્યા અને દુભાષિયાની મારફતે સવાલ કર્યો કે તમે જે કાંઈ જોયું હોય તે જણાવો. એમણે બંને સિપાઈઓએ શું શું કર્યું હતું તેનું ચોક્કસ વર્ણન આપ્યું; એટલુંજ નહિ પણ તેઓ શું શું બોલ્યા હતા તે પણ શુદ્ધ ઉચ્ચારણપૂર્વક બોલી ગયા, જો કે અંગ્રેજી ભાષા તેમને બિલકુલ આવડતી નહોતી.

જગન્નાથ કરકસરીઆ પણ હતા. દક્ષિણા એમને બહુ મોટી મળતી. મૃત્યુકાળે પૌત્રને એક લાખ રૂપિયા તથા દૌહિત્રોને આપવા અને શ્રાદ્ધમાં ખર્ચવા સારૂ ૩૬ હજાર રૂપિયા બીજા મૂકી ગયા હતા.

અનેક સંસ્કૃત પુસ્તકો ઉપર તેમણે ટીકા રચી છે. આ પ્રમાણે જૂના પંડિતોમાં અથાગ વિદ્વત્તા અને સાદાઈ એકસાથે દીઠામાં આવતાં.



## ૩૨૦—ભોગો ભોગવ્યાથી વાસનાઓ તૃપ્ત નથી થતી પણ વધે છે.

પૂર્વકાળમાં યયાતિ નામનો એક રાજા થઇ ગયો છે. જ્યારે એ વૃદ્ધ અને શિથિલ થયો, ત્યારે પણ એના મનમાંથી કામવાસના ગઇ નહિ. સર્વ કોઇની પેઠે એને પણ વિષયો ભોગવવાથીજ કામવાસના શાંત થશે એમ લાગતું હતું. આથી એણે વિષયભોગો ભોગવવાનું સામર્થ્ય મેળવવા સારૂ ભગવાનની પ્રાર્થના કરી કે:–'હે પ્રભુ! મને ફરીથી જુવાની દે.' એના પુત્ર પુરુને પિતાની અભિલાષાની ખબર પડી અને તેણે પોતાની યુવાવસ્થા પિતાને આપી દીધી તથા તેમની વૃદ્ધાવસ્થા પોતે લીધી. યયાતિ રાજાએ તે પછી આ પ્રમાણે નવયુવાન બનીને સંસારના અનેક પ્રકારના ભોગ ભોગવવા માંડયા. ભોગવિલાસમાં એણે અનેક વર્ષ ગુજારી નાખ્યાં તોપણ પરિણામે એજ આવ્યું કે, એની લાલસાઓ ઓછી થઇ નહિ. એટલે એને ખાત્રી થઇ ગઈ કે કામનાઓ કાંઇ ભોગ ભોગવ્યાથી તૃપ્ત થતી નથી. આખરે લાંબા કાળ પછી એણે પુત્રને બોલાવીને કહ્યું:–"પ્રિય પુત્ર! તારી યુવાવસ્થા લઈને મેં પુષ્કળ ભોગ ભોગવ્યા; પણ આશાઓ અને અભિલાષોની તૃપ્તિ ભોગ ભોગવ્યાથી કદિ થતી નથી. ઉલટું જેમ અગ્નિમાં ઘી હોમ્યાથી આગ વધારે જોરથી સળગે છે, તેમ ભોગ ભોગવ્યાથી કામતૃષ્ણા વધારે વધે છે. ગમે તો આખી દુનિયાનાં ધન, ધાન્ય, પશુ, પક્ષી અને સુંદર યુવતીઓ ભેગાં કરવામાં આવે તો તે પણ માણસની વાસનાઓ તૃપ્ત કરવાને સમર્થ થતાં નથી, એટલા માટે મનને સર્વ સુખોના અમાપ સાગરરૂપ શ્રીહરિનાં ચરણોમાં વાળીને સર્વ વિષયવાસનાઓનો ત્યાગ કરવો એજ લાભદાયક છે. ખરો સુખી એજ છે કે, જેણે વાસનાઓ ઉપર વિજય મેળવ્યો છે. એક પ્રાણઘાતક રોગની પેઠે વાસના વિકારી પુરુષના મનમાંથી કદિ ખસતી નથી અને વૃદ્ધાવસ્થાની નિર્બળતામાં પણ એ તો જેવી ને તેવી સળગતીજ રહે છે; એટલા માટે હવે હું એ બધાનો ત્યાગ કરીને, ઈશ્વરમાં ચિત્ત પરોવીને, નિર્દ્વંદ્વ, સુખ અને દુઃખને સરખી નજરે જોતો, ઉદાસીન અને નિર્મળ ચિત્તથી આ સંસારરૂપી બગીચામાં વિચરીશ, હું હવે આ દુનિયાના કોઇપણ પદાર્થને મારો પોતાનો નહિ ગણું અને સ્તુતિનિંદા તથા સુખદુઃખને સરખાંજ સમજીશ!"

---

## ૩૨૧—ભરણપોષણની ચિંતા ન કર્યા કરવી

માણુસે ભરણુપોષણુને માટે ઉદ્યોગ કરવો એ તો વાજબી છે; પણુ રાતદિવસ ચિંતા તો નજ કરવી ઘટે. એ સંબંધમાં ઇસુખ્રિસ્તે પોતાના શિષ્યોને ઉપદેશ આપ્યો છે કેઃ—"તમે પોતાના જીવનમાં હું શું ખાઇશ, શું પીશ, શું પહેરીશ વગેરે બાબતોની ચિંતા ન કરો. જીવન અને કપડાં કરતાં પણુ શરીર શું વધારે કિંમતી નથી ?"

"વાયુમાં ઉડતાં પક્ષીઓને જુઓ. એ નથી વાવવા જતાં, નથી ફસલ કાપતાં કે નથી અનાજના ભંડાર ભરી રાખતાં; તોપણુ પરમ પિતા પરમાત્મા એમનું પાલન કરે છે, તોપછી તમે તો એ પક્ષીઓ કરતાં ઘણા ચઢીઆતા છો, ઈશ્વર તમારૂં પોષણુ કેમ નહિ કરે ?"

---

## ૩૨૨—સુખી રહેવાનો ઉપાય ? ઈશ્વરપ્રત્યે વિશ્વાસ

શ્રીરામકૃષ્ણુ પરમહંસદેવ પોતાના શિષ્યોને કહેતા કેઃ—"બાબુ સંસારના કામકાજને માટે તો તમે વિશ્વાસુ માણુસને મુખ્ત્યારનામું આપી દઇ નચિંત બનો છો, તો પછી ઈશ્વરને પોતાનેજ સદાને માટે એવું મુખ્ત્યારનામું લખી આપીને સંસારમાં સુખચેનથી કેમ નથી રહેતા ?"

---

## ૩૨૩—તૈલંગ સ્વામી અને બાળકોનો સહવાસ

શ્રી તૈલંગ સ્વામી એક મહાત્મા હતા. એ બાળકોને બહુજ ચાહતા અને એમની સાથે જાત જાતની રમતો રમતા. એમની પાસે એક નાનીસરખી ગાડી હતી. કદિ એમાં પોતે બેસતા અને બાળકો ખેંચતાં અને કદિ બાળકો બેસતાં અને પોતે ખેંચતા. યોગી લોકો એવી રીતે નિર્દોષ બાળકોના સહવાસમાં આવીને એમના જેવા નિર્દોષ બનતા ચાલે છે. વિલાયતના મુખ્ય પ્રધાન મિસ્ટર ગ્લૅડસ્ટન પણુ એવીજ રીતે બાળકો સાથે રમીને નિર્દોષ આનંદ મેળવતા હતા. તંત્રશાસ્ત્રમાં કહ્યું છે કે, બાળકની પેઠે સરળ સ્વભાવના અને બધી જાતની ચિંતાઓથી વિરક્ત રહેવું એજ સાચો યોગ છે. ઇસુખ્રિસ્તે પણુ કહ્યું છે કેઃ—'નાનાં નાનાં બાળકોને મારી પાસે આવવા દો; કેમકે તેઓ

સ્વર્ગનાં આધકારી છે. '

જીવન્મુકતોને પણ જીવન્મુકિતનો વિલક્ષણ આનંદ વધુ ભોગવવા માટે ચાર વસ્તુઓના જેવા બનવાનું શ્રુતિ ભગવતી કહે છે, તેમાં સર્વથી પ્રથમ બાળકનું નામ આવે છે કે:-

बालवत्, जडवत, उन्मत्तवत्, पिशाचवत समाचरेत्

## ३२४—अभिमाननो नाश

એક સમયે એક મુસલમાન ભકતે વાએઝિદ નામના એક ફકિરની પાસે જઇને પૂછયું કે:-" બત્રીસ વર્ષસુધી મેં રોજા અને ઉજાગરા કરીને ખુદાની બંદગી કરી છે તોપણ મને ઈશ્વરનું જ્ઞાન કેમ નથી થતું ?" એ સાંભળીને વાએઝિદે કહ્યું કે:-"તું એ પ્રમાણે ત્રણસેં વર્ષસુધી કરશે તોપણ છે એવો ને એવોજ રહીશ."

તેણે પૂછયું:-" એમ શામાટે ?"

વાએઝિદ:-" કેમકે તેં તારૂં જીવન એક પડદાની પાછળ સંતાડી રાખ્યું છે."

ભકત:-"તો હવે મારે શું કરવું જોઇએ ?"

વાએઝિદ:-" જા, તારૂં માથું તદ્દન મુંડાવી નાખ, શરીરને શણગારનારી બધી વસ્તુઓનો ત્યાગ કરી દે અને ફક્ત એક કામળી રાખી લઇને જે મહોલ્લામાં લોકો તને બહુ સારી પેઠે ઓળખતા હોય ત્યાં જા અને થોડાંક રમકડાં પણ સાથે લેતો જા. નાનાં બાળકો પણ તારી મશ્કરી કરે અને તને મારવા આવે, તોપણ તું કાંઇ બોલતો નહિ; બલ્કે એમને રમકડાં આપતો જજે. આ પ્રમાણે ધક્કા ખાતો ખાતો આખા શહેરમાં ફરજે અને જે જગ્યાએ તારૂં સૌથી વધારે અપમાન થાય ત્યાંજ વાસો કરજે. આમ કરવાથી અવશ્ય તારૂં ભલું થશે." ખરેખર ! અભિમાન એ પ્રભુઆડો જબરો પડદો છે. એને તોડવાનો આથી સારો બીજો કોઇ ઉપાય નથી.

# ૩૨૫—કુમાર સિદ્ધાર્થની દયા

કપિલવસ્તુના રાજકુમાર સિદ્ધાર્થ બાલ્યાવસ્થાથીજ ઘણા દયાળુ હતા. એક દિવસ એ રાજાના બગીચામાં કાંઇ વિચાર કરી રહ્યા હતા, એવામાં ઉડતા હંસ પક્ષીઓના ટોળા તરફ એમના કાકાના પુત્ર દેવદત્તે તીર ફેંક્યું. એ તીરથી એક હંસની પાંખમાંથી લોહી વહેવા લાગ્યું અને તે નીચે પડ્યું. સિદ્ધાર્થની દૃષ્ટિ તે તરફ જતાંજ તેમણે તે પક્ષીને ઉંચકી લીધું અને પોતાના ખોળામાં પ્રેમપૂર્વક બેસાડ્યું. પ્રથમ તો તેને પંપાળીને તેની ધાસ્તી ઓછી કરી, પછી તેને પોતાના પ્રેમથી ધડકતા હૃદય સાથે ચાંપ્યું અને પછી ધીમે રહીને પેલું તીર ખેંચી કાઢીને ઘા ઉપર બગીચામાંનાં ઠંડાં પાંદડાં બાંધ્યાં.

એટલામાં દેવદત્તના નોકરે આવીને કહ્યું:—"મારા સ્વામીએ એક પક્ષીને તીરથી મારીને નીચે પાડ્યું છે. એ પક્ષી આપના કબજામાં છે તો કૃપા કરી મને સોંપી દેશો?"

સિદ્ધાર્થે કહ્યું:—" હું તેમ કરી શકીશ નહિ. જો તે પક્ષી મરી ગયું હોત તો કદાચ મારનારનો હક્ક તેના ઉપર પહોંચત; પણ તે તો હજી જીવતું છે, માત્ર તેની પાંખોનેજ ઇજા થઇ છે."

એટલામાં દેવદત્ત પણ ત્યાં આવ્યો અને તેણે પણ એ પક્ષી ઉપર દાવો કર્યો; પરંતુ સિદ્ધાર્થે જણાવ્યું કે એ પક્ષી તમારૂં નજ કહેવાય. આખરે એ તકરાર રાજસભામાં ગઇ. કોઇએ દેવદત્તનો પક્ષ લીધો તો કોઇએ સિદ્ધાર્થનો હક્ક સાબિત કર્યો. છેવટે એક વૃદ્ધ ઋષિએ સભામાં પધારીને ફેંસલો આપ્યો કે:—"જો જીંદગીની કાંઇ પણ કિંમત હોય તો જેણે મારવાનો પ્રયત્ન કર્યો તેના કરતાં બચાવવાનો પ્રયત્ન કરનારનો તે જીવતા પ્રાણી ઉપર વધારે હક્ક ગણાવો જોઇએ." એ વૃદ્ધ પુરુષનું કહેવું બધાને વાજબી લાગ્યું અને પક્ષી સિદ્ધાર્થને સોંપી દેવામાં આવ્યું. એ દયાળુ રાજકુમાર સિદ્ધાર્થ ભવિષ્યમાં બુદ્ધદેવ થયા.

# ૩૨૬—બુદ્ધદેવની પશુઓપ્રત્યે દયા

રાજકુમાર સિદ્ધાર્થ રાજપાટનો ત્યાગ કરીને પરમ સત્યની શોધમાં જંગલમાં જઈ રહ્યા હતા, એવામાં એક દિવસ એમણે એક ભરવાડને કેટલાંક ઘેટાં અને બકરાંને હાંકી જતો જોયો.એમાંના એક ઘેટાનું બચ્ચું પગમાં ઈજા થયાથી ઘણું પીડાતું હતું. શ્રમણ સિદ્ધાર્થને તેના ઉપર દયા ઉપજી અને તેને ઉંચકીને પોતાના ખભા ઉપર મૂકતાં મૂકતાં બોલ્યા:—" હે નિરાધાર પશુ ! તું શાંત થા ! જ્યાં ભરવાડ બધાં ઘેટાંને લઈ જશે, ત્યાં હું પણ તને ઉંચકીને આવીશ.

તપાસ કરતાં ખબર પડી કે,રાજા બિંબિસાર એક મોટો યજ્ઞ કરવાના છે અને તેમાં હોમવા સારૂ ભરવાડ પાંચ કોડી ઘેટાં અને પાંચ કોડી બકરાંને લઈ જાય છે. મહાયોગી સિદ્ધાર્થ પણ તે ઘેટાને ખભા ઉપર લઇને તપેલી રેતીમાં અને સખત તાપમાં તે ભરવાડો સાથે શાંતિથી તેમની પાછળ પાછળ ગયા.

રાજા બિંબિસાર એ વખતે યજ્ઞ કરવા બેઠા હતા. એક બાજુએ પશુઓનાં ટોળાં ગોઠવાયલાં હતાં, જેમાંથી એક ડાઘવાળા બકરાનું મુખ મુંજ નામના ઘાસથી સીવી લેવામાં આવ્યું હતું. એકાએક,એક વૃદ્ધ બ્રાહ્મણ ઉભો થયો અને તે નિર્દોષ બકરાના ગળાની સમીપમાં છરો લઇને મંત્રોચ્ચાર કરવા લાગ્યો. એટલામાં શાક્યમુનિ–સિદ્ધાર્થ એ બકરા પાસે જઈ પહોંચ્યા. તેમણે તેના બંધ છોડયા અને પેલા બ્રાહ્મણને કહેવા લાગ્યા:—"એ પરમાત્માના અંશ ! ખુશીથી તારો આ છરો મારી આ ખુલ્લી છાતી કે ગરદનપર વાપર ! પ્રભુના દરબારમાં તો હું અને આ બકરો એકજ છીએ."

બ્રાહ્મણ તો સ્તબ્ધજ બની ગયો ! તેનો ઉગામેલો હાથ એવીજ સ્થિતિમાં સ્થિર રહ્યો. તેમની ભવ્ય મુખમુદ્રા જોઈને સભામાંથી કોઈ કાંઇ ચૂં કે ચાં કરી શકયુંજ નહિ.પછી તેમણે રાજા તરફ જોઇને મોટે સાદે ઉપદેશ આપ્યો:—" હે રાજન્ ! હે બ્રાહ્મણો ! શું તમે જાણતા નથી કે, આ જીવનની કિંમત આંકવા કોઇજ સમર્થ નથી? એ એક એવી ચીજ છે કે, જે છીનવવાની શકિત હરકોઇ ધરાવે છે, પણ જે બક્ષવાની શક્તિ ચક્રવર્તી રાજામાં પણ નથી. આ દુનિયામાં જેઓ જીવે છે તેઓ દયાથીજ જીવે છે અને દયામાટેજ જીવે છે. દયાળુ પરમાત્માની દયાસિવાય એક ક્ષણ પણ જીવવું અશકય

છે; એ વિચારની જેઓ કદર કરી શકતા હોય તેઓ એજ પરમાત્માની પ્રજાને રીબાવવાની હિંમત કરી શકેજ નહિ; કારણ કે આ દુનિયામાંથી દયાનું તત્ત્વ જતાં દુનિયા વસવા જેવીજ રહેતી નથી. ”

આ ઉપરાંત પ્રેમ અને દયાધર્મનું રહસ્ય ઘણી સારીરીતે સમજાવીને શાક્યમુનિ પેલા બકરાને પોતાના ખભા ઉપર ઉંચકીને ચાલવા લાગ્યા. રાજાના ઉપર એમના ઉપદેશની એટલી બધી અસર થઈ હતી કે,તેમણે ઉઠીને તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને રસ્તો રોકયો;તથા પોતાનાં કર્મોમાટે માફી માગી. પછી એજ બુદ્ધ ભગવાનના ઉપદેશથી રાજાએ આખા દેશમાં એવો કાયદો કર્યો કે, કોઇએ પ્રાણીઓનો વધ કરવો નહિ. એ આજ્ઞા તેમણે નીચેના શબ્દોમાં શિલા ઉપર કોતરાવીને પ્રકટ કરીઃ—

“મગધ દેશના રાજા બિંબિસારની એવી ઈચ્છા છે કે, અત્યારસુધી યજ્ઞનિમિત્તે પશુવધ કરવામાં આવતો હતો અને ખોરાકનિમિત્ત પશુંઓને કતલ કરવામાં આવતાં હતાં;પણ હવે દિવસે દિવસે જ્ઞાન વધતું જાય છે, સર્વ જીવો સરખા છે અને દયા કરનારનેજ દયા મળે છે; માટે આ સિદ્ધાંતોનેલીધે હવેથી કોઈએ યજ્ઞનિમિત્તે પશુનો વધ કરવો નહિ, તેમજ ભોજનનિમિત્તે પણ પશુ કે પક્ષીનો સંહાર કરવો નહિ. ”

## ૩૨૭–एक अंग्रेज छोकरानुं धर्मपालन

એક વખતે બે અંગ્રેજ છોકરાઓની વચ્ચે લડાઇ થઇ હતી. છેવટે તેઓ ગુસ્સે થઇને એકબીજાથી છૂટા પડી ગયા. થોડાક કલાક પછી સાંજ પડી. સૂર્યને આથમતો જોઈને એક છોકરો બીજાને ઘેર ગયો અને એનું બારણું ખખડાવવા લાગ્યો. અંદરથી બીજા છોકરાએ આવીને બારણું ઉઘાડયું, એટલે પહેલા છોકરાએ બીજાનો હાથ પકડીને કહ્યું:–“દોસ્ત ! સૂર્યાસ્ત થવા આવ્યો છે, હવે કેટલી વારસુધી આમ રીસાયલો રહીશ ? ” એટલું સાંભળતાંવારજ બંનેએ એકબીજા સાથે શેકહેન્ડ કર્યા અને એકબીજાના કુશળસમાચાર પૂછવા લાગ્યા. આનું કારણ એ હતું કે એમના ધર્મગ્રંથ બાઈબલમાં કહ્યું છે કેઃ–“તમારી ક્રોધાવસ્થામાં કદિ સૂર્યને આથમવા દેશો નહિ. ”

## ૩૨૮–ક્રોધની શાંતિમાટેનો પ્લૅટોનો નિયમ

ગ્રીસના મહાન તત્ત્વવેત્તા પ્લૅટોને જ્યારે ક્રોધ આવતો, ત્યારે એ શાંત થઇને બેસી રહેતો હતો. એને કોઈ અપરાધીને સજા કરવાની હોય તો તે ક્રોધ શાંત થયા પછીજ કરતો. એક સમયે એ એવીજ રીતે શાંત થઈને બેઠો હતો, એટલામાં એક મિત્રે આવીને એને પૂછ્યું:–" કેમ, મિત્ર ! બેઠા બેઠા શું કરો છો ? "

પ્લૅટો:–" હું અત્યારે એક ક્રોધી મનુષ્યને ( પોતાની જાતને ) શિક્ષા આપી રહ્યો છું. "

ક્રોધના આવેશમાં હદ ઉપરાંત સજા અપાઈ જવાનો સંભવ છે, માટે ક્રોધ શમી જતાં સુધી સજા કરનારે રોકાઇ જવાની જરૂર છે.

---

## ૩૨૯–રામતનુ લાહિડીની સંકટમાં શાંતિ

બંગાળામાં શ્રીયુત રામતનુ લાહિડી નામના એક વિદ્વાન સુધારક થઇ ગયા છે. એમના જીવનમાં સાદાઈ અને સચ્ચાઇના ગુણો ખાસ વખાણુવા-લાયક હતા. એમનું આંતરજીવન પણ બાહ્યજીવનના જેટલુંજ શુદ્ધ હતું. એમનો સૌથી મોટો છોકરો એમ. એ.ની છેલ્લી પરીક્ષાને માટે ભણતો હતો. એ ઘણો બુદ્ધિમાન અને મહેનતુ હતો તથા દર વર્ષે પરીક્ષામાં ઇનામ અને સ્કૉલરશીપ મેળવતો હતો.નિર્દય કાળે એકાએક એ યુવકને હરી લીધો. એ દિવસે રામતનુબાબુના કેટલાક મિત્રોએ એમને ઘેર એકઠા થવાનો નિશ્ચય કર્યો હતો. એક મિત્ર સંધ્યાકાળ થતાંજ ત્યાં પહોંચ્યો. એને આ શોકજનક બનાવની જરાયે ખબર નહોતી પડી, એટલે જે જગ્યાએ બધા એકઠા થવાના હતા, ત્યાં આગળ એ જવા લાગ્યો.એ જોઇ રામતનુએ તેને પૂછ્યું:–" તમે ક્યાં જાઓ છો ? " પેલા મિત્રે કહ્યું:–" પેલા ઓરડામાં વર્તમાનપત્ર લેવા સારૂ જાઉં છું. " રામતનુએ શાંતચિત્તે કહ્યું:–" ત્યાં ન જશો, ત્યાં છોકરાનું શબ પડયું છે. " આટલું સાંભળતાં પેલા મિત્રના તો હોશકોશ ઉડી ગયા અને એ પાછો ફરીથી પોતાની જગ્યાએ આવીને બેઠો.

એ પછી જાણે કાંઈ બન્યુંજ ન હોય એમ રામતનુ એની પાસે શાંતિપૂર્વક જઈને બેઠા અને બોલ્યાઃ—" ચાલો, આજે આપણે આપણી સભા દિવાનખાનામાં કરીશું. "

દુઃખના સમયમાં પણ કેટલી નિશ્ચલતા ! ખરી પ્રભુભકિતવિના માણસમાં આટલું ધૈર્ય રહી શકે ? આ તો ઘોર કળિયુગની હાલનાજ જમાનાની વાત છે તો પછી સતયુગમાં જનક જેવા રાજા વિદેહીપદ પામ્યા હોય તેમાં શું આશ્ચર્ય છે !

ઉપલા બનાવ પછી થોડે દિવસે રામતનુ બાબુનો બીજો છોકરો પણ મરી ગયો. એમના મિત્રોએ પૂછયું:—"શું આપને આ પુત્રોના મરણથી શોક નથી થતો ? " એમણે ઉત્તર આપ્યોઃ—"ઇશ્વરે આપેલી વસ્તુ ઉપર મારો શો અધિકાર છે ? " ત્યારપછી એમની એક છોકરી ભાગલપુરમાં મરી ગઈ. એ વખતે એના શોકમાં એમની સ્ત્રી રડવા લાગી,ત્યારે એને ધીરજ આપીને તેઓ સમજાવવા લાગ્યા કે, તું રડે છે શા સારૂ? કલ્પના કર કે, અત્યારે પણ આપણી પુત્રી ભાગલપુરમાંજ છે; પણ એમ કર્યાથી તું એને મળવાની ઈચ્છા કરીશ; પરંતુ જરા વાટ જોવાનું રાખજે,કેમકે વહેલેમોડે (દેહ પડતાં) તું એને જરૂર મળી શકીશ અને ફરી કદિ વિયોગ નહિ થાય. " ધન્ય છે રામતનુબાબુને ! સાચી ઇશ્વરભકિત સિવાય આવી શાંતિ આવી શકેજ નહિ.

## ૩૩૦–एक युवकनी सत्य उपर दृढता

એક બંગાળી યુવક સરકારી નોકરીનો ઉમેદવાર હતો. એને ખબર હતી કે, પચીસ વર્ષ પછી સરકારી નોકરીમાં દાખલ કરતા નથી. એની ઉંમર ફકત એકજ વર્ષ મોટી હતી, છતાં પણ જ્યારે પૂછવામાં આવ્યું,ત્યારે એણે સાચેસાચું કહી દીધું કે, મારી ઉંમર છવ્વીસ વર્ષની છે. આ સત્ય કથનને માટે એના મિત્રોએ એને ગાંડો ને દોઢડાહ્યો ગણી કાઢયો; પણ એણે એમની જરાએ પરવા ન કરી. જે લોકો દુનિયા કરતાં ઈશ્વરથી વધારે ડરે છે તેમને લોકો ગાંડાજ કહે છે; પરંતુ સમજુ પુરુષો સંસારમાં સારૂં દેખાશે કે ખોટું તેનો વિચાર ન કરતાં ઈશ્વરને શું ગમશે તેનોજ વિચાર કરીને વર્તે છે.

## ૩૩૧—પ્રભુભક્તિનો ઉપાય--સત્સંગ

નારદ મુનિ તેમના પૂર્વજન્મમાં દાસીપુત્ર હતા.એમના શેઠે એમને સાધુઓની સેવા કરવાના કામ ઉપર નિમ્યા હતા. સાધુઓના સમાગમની એમના ઉપર શી અસર થઈ તે એમણે વ્યાસદેવને નીચેના શબ્દોમાં જણાવ્યું છે:-

"હું એ સાધુઓની રજાથી એમનું એઠું ભોજન ખાતો હતો કે જેથી મારાં બધાં પાપ નાશ પામી જાય. એ પ્રકારે મારૂં હૃદય પવિત્ર થયા પછી મને પ્રભુભકિતની ઇચ્છા થઇ, એમની કૃપાથી મને શ્રીકૃષ્ણનાં ગુણગાન સાંભળવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું અને તેથી હૃદયમાં પ્રભુપ્રત્યે ભકિતભાવ ઉત્પન્ન થયો.એ પ્રમાણે શરદ,ગ્રીષ્મ અને વર્ષા–બધી ઋતુઓમાં અને સવાર-સાંજ હમેશાં હું મહાત્માઓના મુખેથી હરિનું ભજનકીર્તન સાંભળતો રહ્યો, જેથી મારા ચિત્તમાં ભક્તિ ઉત્પન્ન થઈ ગઈ."

---

## ૩૩૨—સાધુદર્શનનો પ્રભાવ-શ્રી હરિદાસ અને વેશ્યા

શ્રી ચૈતન્યના શિષ્ય શ્રી હરિદાસ જંગલમાં જઈને હરિભક્તિ કરી રહ્યા હતા.એમની ભકિતમાં ભંગ પડાવવાસાટે'રામચંદ્રખાં'એ એક વેશ્યાને નોકરીએ રાખી. એ વેશ્યા દરરોજ સાંજે હરિદાસની ઝુંપડી આગળ જઇને બેસતી અને મનમાં વિચારતી કે,જે સમયે હરિદાસ પૂજા અને ભજન કરીને ઉઠશે તે વખતે એમના ધર્મને હું ડગાવી દઇશ; પણ હરિદાસ આખી રાત ભજનમાંજ ગાળતા હતા અને એ સ્ત્રીને હારીને પાછું જવું પડતું હતું. એ પ્રમાણે બે રાત વીતી ગઇ અને ત્રીજી રાતે તો પ્રાતઃકાળ થવા પૂર્વેજ એ સ્ત્રી પૂરેપૂરી હારી ગઇ. એ હરિદાસનાં ચરણોમાં પડી ગઈ અને પોતાનાં અસંખ્ય પાપોમાંથી છૂટકારો પામવાને માટે પ્રાર્થના કરવા લાગી. એ પ્રાતઃકાળે એમની ભકિતની અને એમના મહિમાની અસર એ વેશ્યાના ચરિત્ર ઉપર એટલી બધી પડી કે એક વખત જે જનસમાજમાં ઘણીજ ઘૃણાની નજરથી જોવામાં આવતી હતી, તે હવે સત્સંગની અસરથી પરમ વૈષ્ણવ ભકત બની ગઇ; એટલુંજ નહિ પણ એનું નામ પણ પવિત્ર સાધુઓની સાથે ગણાવા લાગ્યું અને મોટા મોટા વૈષ્ણવો દૂર દેશાવરથી એનાં દર્શન કરવાને આવવા લાગ્યા.

## ૩૩૩-ધર્મના ઋણમાટે ચીનાઓની કાળજી

હાલમાં (૧૯૨૩)માં રા.રા.વલ્લભભાઇ મહાસભાને માટે ફાળો ઉઘરાવવા સારૂ રંગુન ગયા હતા.ત્યાં તેઓ એક ચીનાને ત્યાં ગયા અને તેને હિંદુસ્તાનની સ્થિતિ, રચનાત્મક કાર્યનું રહસ્ય તથા રાષ્ટ્રીય શિક્ષણનું મહત્ત્વ સમજાવ્યું, એટલે તરતજ એ ચીના ગૃહસ્થ નાણાં આપવાને પ્રેરાયા. વલ્લભભાઇએ તેમને ટીપમાં નામ લખાવવાનું કહ્યું. તે ટીપ હાથમાં ન ધરતાં લાગલાજ તેઓ ઘરમાં ગયા અને એક હજારનો ચેક લાવીને વલ્લભભાઇ આગળ ધર્યો. ત્યાંથી આગળ ચાલીને તેઓ બીજા ચીનાને ત્યાં ગયા, ત્રીજાને ત્યાં ગયા. સર્વત્ર એકનો એક અનુભવ. આખરે છેલ્લા ચીના ગૃહસ્થને વલ્લભભાઇએ પૂછયું કે, તમે પહેલેથી લખવાની કેમ ના પાડો છો ? બધાજ ચીનાઓ આમ કેમ કરે છે ? તેણે તરતજ કહ્યું:—"અમારે ત્યાં ધર્મનું ઋણ એક ઘડી પણ રાખવાની મનાઇ છે. ટીપમાં નામ લખું અને ઘરમાં પૈસા ન હોય તો જેટલા દહાડા પૈસા આપતાં લાગે તેટલા દહાડાનું ઋણજ રહે. એ ઋણ આકરામાં આકરૂં છે." વલ્લભભાઈ ચકિત થઈ ગયા. આપણા દેશમાં તો ટીપમાં ભરી આપ્યા પછી સ્વયંસેવકોને પોતાને ઘેર ધક્કા ખવડાવનાર દાન દેનારાઓ પારવિનાના છે અને મોટા મોટા આંકડા ભરી કોડી નહિ આપનારા પણ પડયા છે. ધર્મને માટે આટલી લાગણી, ધર્મઋણને માટે આટલી ઉંડી ભાવના શીખીને એવા માણસો ભાવી નરકમાંથી પોતાનો ઉદ્ધાર કરે તો ઠીક, નહિ તો પછી કોમળ કાયા ઉપર નરકયાતના ખમાશે ? અને શું અનેક અનર્થથી રૂપિયો કમાઇને બેચાર પૈસા ધર્મદાન કરી દેવાથી પણ પ્રભુ છેતરાઇ જશે ? એ સર્વજ્ઞને તુચ્છ માનવો જેટલો પણ હિસાબ ગણતાં નહિ આવડતો હોય ?

---

## ૩૩૪—વૉશિંગ્ટનની કર્તવ્ય વજાવ્યા પછી પ્રભુપરાયણતા

વૉશિંગ્ટને સ્વદેશની ખાતર યુદ્ધ કર્યું હતું. તેમના ગુણ અને શક્તિથી મુગ્ધ થઇ જઇને અમેરિકાનિવાસીઓએ તેમને પોતાના મુખ્ય સેનાપતિ અને સંયુક્ત રાજ્યના પ્રથમ પ્રમુખ નિમ્યા હતા. અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યની વ્યવસ્થા નક્કી કર્યા પછી થોડાકજ વખતમાં તેમણે રાજીનામું

આપ્યું અને સાધારણ સદ્‌ગૃહસ્થની પેઠે પોતે એક બંગલો તથા બગીચો બંધાવીને અને થોડીક જમીન લઇને સુખ અને શાંતિમાં પરમેશ્વરનું ભજન કરવામાં જીવન ગાળવા માંડયું. પૃથ્વીમાં કોઈના ઉપર એમને વ્યકિતગત દ્વેષ નહોતો. આજ પૃથ્વીમાં એવો કોણ છે કે જે તેમનું સ્મરણ થતાં શ્રદ્ધા પ્રગટ કરતો ન હોય? એ સદાચારી, વિશાળ હૃદયવાળા, સન્માર્ગે ચાલનારા, સ્વદેશભકત, સ્વાર્થશૂન્ય અને ઈશ્વરના ઉપર વિશ્વાસ રાખનારા શ્રેષ્ઠ પુરુષ હતા. એમનું જીવન બીજાઓને માટે ઉદાહરણરૂપ હતું. જેમની સાથે તેમણે યુદ્ધ કર્યું હતું, તે અંગ્રેજો આજ તેમના મુખ્ય ભકત છે.

---

# ૩૩૫--શંકર મિશ્રની માતાનું પ્રતિજ્ઞાપાલન

વિક્રમના સોળમા સકાના અંતમાં મિથિલાદેશમાં શંકર મિશ્ર નામના એક વિદ્વાન કવિ થઈ ગયા છે. સંસ્કૃત ભાષામાં એમણે ઘણી પ્રાસાદિક કવિતાઓ લખી છે. એમના પિતાજી પણ સાત્ત્વિક વૃત્તિના અને વિદ્યાના વ્યસની પરંતુ નિર્ધન અવસ્થાવાળા બ્રાહ્મણ હતા.

શંકર મિશ્રની બુદ્ધિ નાનપણથીજ બહુ તીવ્ર હતી. એક વખત એવું બન્યું કે, એ દેશના રાજાની સ્વારી એ ગામ આગળ થઇને જઇ રહી હતી. રાત પડી જવાથી રાજાએ ગામની ભાગોળે મુકામ કર્યો. રાજાનાં દર્શન કરવાની ઇચ્છા ભારતવર્ષમાં સર્વને હોય છે અને તેમાંએ બાળકોના કુતુહલનું તો પૂછવુંજ શું? રાજા પોતાના ગામ આગળ પધાર્યા છે એવા સમાચાર મળતાંવારજ ગામનાં બાળકોનાં ટોળે ટોળાં ઉમંગભેર ત્યાં જઇ પહોંચ્યાં. શંકર મિશ્ર પણ કૌતુકવશ ત્યાં ગયા હતા. એમની ઉંમર એ વખતે કેવળ પાંચ વર્ષની હતી. એમનું રૂપ પણ આકર્ષક હતું. રાજાની દૃષ્ટિ બાળકોના ટોળામાંથી એમની ઉપર પડી અને એમણે સંસ્કૃત ભાષા ( જે એ વખતે પ્રચલિત હતી ) માં પ્રેમપૂર્વક એ બાળકને પૂછયું:–"વત્સ ! કેમ, એકાદ કવિતા સંભળાવી શકીશ કે?" બાળકે ઉત્તર આપ્યો કે:–"રાજન્! મારી પોતાની રચેલી સંભળાવું કે પારકાની રચેલી?" રાજાએ કહ્યું:–" તને કવિતા રચતાં પણ આવડે છે? " એટલું સાંભળતાંવારજ બાળકે તરત ઉત્તર આપ્યો:–

" बालोऽहं जगदानंद न मे बाला सरस्वती ।
अपूर्णे पंचमे वर्षे वर्णयामि जगतत्रयम् " ॥

અર્થાત્ હે જગતને આનંદ આપનાર નરેશ ! હું બાળક છું; પણ મારી વિદ્યા કાંઈ બાળક નથી. હજુ તો મને પાંચમું વર્ષ પણ પૂરૂં થયું નથી પરંતુ હું ત્રણે લોકનું વર્ણન કરી શકું છું.

એ શ્લોક સાંભળીને રાજા ઘણો પ્રસન્ન થયો અને તેણે બીજા કોઇનું રચેલું પદ સંભળાવવા આજ્ઞા આપી. તે ઉપરથી બાળક શંકર મિશ્ર વેદનું सहस्र शीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् એ સુપ્રસિદ્ધ પદ લઇને તેના પૂર્વાર્ધતરિકે પોતે એક સુંદર પદ રચીને રાજાની સ્તુતિ કરી. રાજાએ ઘણા પ્રસન્ન થઈને, પોતાના ખજાનાની પેટી તેની આગળ ઉઘાડી મૂકીને કહ્યું:– " બેટા ! આમાંથી તારાથી લેવાય એટલું સોનું લઈ જા." શંકર મિશ્ર બન્ને હાથમાં સોનામહોરો ભરીને રાજાની રજા લઈ હર્ષભેર ઘરભણી ચાલ્યા. એમના ઘેર પહોંચતાં પહેલાંજ એ શુભ સમાચાર એમને ઘેર પહોંચી ગયા હતા. બાળક શંકર મિશ્રે મનમાં ધાર્યું હશે કે, આ સોનામહોરો જોઇને માતાના હર્ષનો પાર નહિ રહે અને એ મને બહુ પ્રેમથી વધાવી લેશે; પણ ઘેર પહોંચ્યા પછી એમને ઉલટોજ અનુભવ થયો. એમની માતાએ પુત્રને ખોબા ભરીને સોનું લઇને આવતો જોયો, એટલે એ તરતજ બહારના ઉમરા ઉપર આવીને બોલી:–" ખબરદાર ! બહારજ ઉભો રહેજે, અંદર આવીશ નહિ. સુવર્ણને ઘરમાં આણીશ નહિ."

પુત્રને આ પ્રમાણે કહીને એ પોતાની સુવાવડમાં સારવાર કરનાર દાઇની પાસે ગઇ અને કહ્યું:–"આજ મારા પુત્રે પ્રથમ કમાણી કરી છે.મેં તને આપેલા વચન પ્રમાણે એ બધું ધન સ્વીકારીને મને કૃતાર્થ કર. " વાત એ હતી કે,શંકર મિશ્રના જન્મ વખતે એમનાં માતપિતાની સ્થિતિ એટલી બધી ગરીબ હતી કે, દાઈને સુવાવડના બદલામાં આપવા જેટલા પૈસા પણ તેમની પાસે નહોતા; એથી એમની માતાએ દાઇને વાયદો કર્યો હતો કે:–"આ બાળક જે કાંઇ પહેલી કમાણી કરશે એ હું તને આપી દઈશ. " દાઇ તો એ પ્રતિજ્ઞા ક્યારનીએ ભૂલી ગઈ હતી. તેને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે, એક સાધારણ સેવાના બદલામાં આટલું બધું ધન આપનાર કોઈ મળશે. એણે એટલું બધું ધન લેવાને ઘણીજ આનાકાની કરી; પણ ગરીબ બ્રાહ્મણી પોતાની પ્રતિજ્ઞામાં દૃઢ રહી, એટલે દાઈએ લાચારીથી એ સુવર્ણનો સ્વીકાર

કર્યો. દાઈ પણ સત્પાત્ર હતી.એણે એ ધનનો ઉપયોગ પોતાના સુખ ખાતર ન કરતાં એક તળાવ ખોદાવવામાં કર્યો. એ તળાવ હજુ પણ દરભંગામાં શ્રી સિદ્ધેશ્વરીદેવીના મંદિરની ઉત્તર દિશામાં છે અને 'દાઈનું તળાવ' કહેવાય છે. ધન્ય છે ! શંકર મિશ્રની નિર્ધન માતાના પ્રતિજ્ઞાપાલનને !

## ૩૩૬--साहित्यसभाने उपदेश

" બંગીય સાહિત્ય પરિષદ્ " નામની કલકત્તાની પ્રસિદ્ધ સાહિત્યસભાની સ્થાપના વખતે યૂરોપના પ્રસિદ્ધ આર્યભાષાવિશારદ પંડિત મેક્સમૂલરને કાંઇક ઉપદેશ મોકલી આપવાની આગ્રહપૂર્વક પ્રાર્થના કરવામાં આવી હતી. એ પત્રના ઉત્તરમાં મેક્સમૂલરે એ નવી સંસ્થાને જે ઉપદેશ આપ્યો હતો તેનો સાર નીચે મુજબ છેઃ–

બંગાળાના દરેક ગામ અને દરેક નદી તથા ખાળ અને વહેળીઆનાં નામનો સંગ્રહ કરીને એ નામોની ઉત્પત્તિનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરવો એ પરિષદનું એક કર્તવ્ય ગણાવું જોઈએ.

આ કાર્ય દેખીતું ઘણું નાનું છે અને એને નાનું ગણીને કોઇ સાહિત્ય-સભાએ તેના ઉપર ધ્યાન આપ્યું નથી; પરંતુ ભારતનો પ્રાચીન ઈતિહાસ રચવાને એ અમૂલ્ય સામગ્રી છે. રોમના રાજ્યનો ઇતિહાસ લખનાર કોઈ ન નીકળ્યો હોત તોપણ હાલના ઈંગ્લેંડનાં ગામોનાં અને શહેરોનાં નામની તપાસ કર્યાથીજ એ બાબત સાબીત થઇ શકત કે, અહીંઆં કોઈ દિવસ રોમનલોકોનું સામ્રાજ્ય રહી ચૂક્યું છે.

## ૩૩૭--संत मारूफनी साधुता

### ૧–પારકા દોષ ન જોવા

મારૂફ નામના એક પ્રસિદ્ધ મુસલમાન સાધુ બગદાદ શહેરમાં થઈ ગયા છે. એ ઘણા જ્ઞાની તથા ઇશ્વરભક્ત હતા. એક વખતે એમની ઝુંપડીમાં એક અભ્યાગત આવીને નમાઝ પડવા લાગ્યો. કાબાની મસ્જીદ કયી તરફ છે, તેનું ભાન નહિ હોવાથી તે બિચારો બીજી દિશાભણી મોં રાખીને

નમાઝ ભણતો હતો. પાછળથી એને પોતાની ભૂલ જણાઇ, ત્યારે એ ઘણો શરમાયો અને મારૂફને કહ્યું:–"આપે મારી ભૂલ કેમ બતાવી નહિ?" મારૂફે કહ્યું:–"અમે તો ફકિર છીએ. ફકિરને પારકા દોષની ચર્ચા કરવાની શી જરૂર?" પછી તેમણે એ અભ્યાગતપ્રત્યે એટલો બધો આદરસત્કાર બતાવ્યો કે, જેથી એના મનમાં જરા પણ ઓછું આવવા ન પામે.

### ૨–ત્યાગ અને અનાસક્તિ

સાધુ મારૂફ જ્યારે મરવા પડયા, ત્યારે એમના એક ભકતે પૂછયું:– "મારે માટે શી આજ્ઞા છે?" મારૂફે કહ્યું:–"જ્યારે મારૂં મૃત્યુ થાય ત્યારે તું મારા અંગ ઉપરનાં વસ્ત્ર કોઇ ગરીબને આપી દેજે અને હું જેવી રીતે નવસ્ત્રો માતાના ગર્ભમાંથી આવ્યો હતો તેવીજ રીતે નવસ્ત્રો આ દુનિયામાંથી ચાલ્યો જાઉં, એવી મારી ઈચ્છા છે."

### ૩–આહાર

એક દિવસ મારૂફ કાંઇ સ્વાદિષ્ટ ભોજન કરી રહ્યા હતા.કોઈએ પૂછયું:– "આ શું ખાઓ છો?" એમણે કહ્યું:–"હું તો અભ્યાગત છું. મને જે કાંઇ આવી મળે છે તે ખુદાનો આભાર માનીને જેવું હોય તેવું ખાઇ લઉં છું."

# ૩૩૮–સાધુ સરૂરિની સાધુતા

### એક વચન

બગદાદ શહેરના એ સાધુ પહેલાં વેપારધંધો કરતા હતા; પણ એમણે એવો સંકલ્પ કર્યો હતો કે, ખરીદી અને વેચાણમાં દશ રૂપિયે અડધા રૂપિયા કરતાં વધારે નફો ખાવો નહિ. એક વખત એમણે સાઠ રૂપિયાની બદામ ખરીદી. પાછળથી બદામનો ભાવ વધી ગયો.દલાલે આવીને કહ્યું:–"આપની બદામ વેચો." તેમણે પૂછયું:–"શા ભાવે વેચીશું?" દલાલ બોલ્યો:–'નેવું રૂપિયા અપાવીશ.' સાધુ સરૂરિએ કહ્યું:–"મેં તો સંકલ્પ કર્યો છે કે, દશ મુદ્રાના માલ ઉપર અડધી મુદ્રા નફો ખાઇશ." દલાલે કહ્યું:–"હું બજારભાવથી ઓછે ભાવે વેચીને, દેખીતો ખોટનો સોદો નહિ કરાવી શકું." પવિત્ર મનના વેપારીએ કહ્યું:–"તો હું પણ નફાની ખાતર મારા સંકલ્પનો ભંગ કરીશ નહિ."

એ સરૂરિ પાછળથી મહાન સાધુતરિકે પ્રસિદ્ધિ પામ્યા. જીવનના આરંભમાં એ ભોંય ઉપર પડેલાં ફળ વીણીને વેચવાનો ધંધો કરતા. એવાં ફળને અરબી ભાષામાં 'સકત' કહે છે; એ ઉપરથી સાધુ સરૂરિ ' સકતી ' ના નામથી પ્રસિદ્ધ થયા છે.

## જીવોને સુખી કરવાની ભાવના

કોઇએ એમને પૂછ્યું:-" સાંઇ સાહેબ! આપ દરરોજ આઇનામાં મુખ શા સારૂ જુઓ છો ? " સાધુએ ઉત્તર આપ્યો:-" પાપની શ્યામતાને લીધે મુખ કંઈ મલિન તો નથી થયું? એ શંકાથી હું દરરોજ દર્પણમાં મુખ જોઉં છું. મારી ઇચ્છા છે કે, બધા જીવોનાં શોકદુઃખ મારામાં પ્રવેશ કરે અને તેઓ શોક અને દુઃખથી મુકત થાય. "

## ધૈર્યની પરીક્ષા

એજ મુસલમાનસાધુ એક વાર ધર્મોપદેશ આપી રહ્યા હતા અને ધીરજનો પ્રસંગ ચાલી રહ્યો હતો; એવામાં એક વિંછીએ તેમને કેટલીએ વાર ડંખ માર્યો, પણ સાધુ કાંઈ બોલ્યા નહિ. જે લોકોએ એ બનાવ જોયો હતો તેમણે પૂછ્યું:-'મહારાજ ! આપે એ ઝેરી જીવને દૂર કેમ ન ફેંકી દીધો?" સરૂરિએ ઉત્તર આપ્યો:-"શરમ આવી; કેમકે એ વખતે હું ધીરજનો ઉપદેશ આપી રહ્યો હતોને ! "

## પ્રભુને ધન્યવાદ આપવા માટે પશ્ચાત્તાપ

સાધુ સરૂરિ કહેતા કે, એક વખત પ્રભુને આપેલા ધન્યવાદની કસુરમાં હું ત્રીસ વર્ષ થયાં માફી માગી રહ્યો છું. એક જણે પૂછ્યું:-'એ શી રીતે ?' સાધુએ કહ્યું:-"એક દિવસ બગદાદ શહેરના બજારમાં આગ લાગી. એક માણસે આવીને મને ખબર આપી કે, આખું બજાર સળગી ગયું. પણ આપની દુકાન સહિસલામત છે. મેં એ વખતે ખુદાનો ઉપકાર માન્યો અને એ કૃપામાટે એ વખતે એને ધન્યવાદ આપ્યો; પણ પાછળથી મને એ માટે ઘણીજ શરમ આવી અને પશ્ચાત્તાપ થયો કે, મારા બીજા ભાઇઓની સંપત્તિ બળી ગઇ તેને માટે મેં જરાએ શોક ન કર્યો અને પોતાની મિલ્કત સહિસલામત રહી તેને માટે પ્રભુને ધન્યવાદ આપ્યો !"

## ३३९—एक जरथोस्ती वेपारीनो दुःखमां संतोष

પ્રાચીનકાળમાં નેશાપુર શહેરમાં બહેરામ નામનો એક જરથોસ્તી વેપારી રહેતો હતો. દેશવિદેશમાં એનો ઘણો માલ વેચાવા જતો. એક વખત લૂંટારાઓએ રસ્તામાં એનો ઘણો મૂલ્યવાન માલ લૂંટી લીધો. એ વાતની ખબર પડતાં એના ઓળખાણુપીછાનવાળા તથા પાડાપડોશી ખબર પૂછવા અને દિલાસો આપવા સારૂ ગયા. બહેરામે એમનો ઘણો આદરસત્કાર કર્યો. એ વખત દુકાળનો હતો, એટલે એને એવો પણ વિચાર આવ્યો કે, દુકાળથી પીડાઈને આ લોકો મારી પાસે આવ્યા હશે;પણ મળવા આવનારામાંના આગેવાન મહર્ષિ એહસદે કહ્યું:-"અમે ભોજન કરવા નથી આવ્યા. અમે તો ખબર પૂછવા આવ્યા છીએ. શું ખરેખર આપનો માલ લૂંટાઇ ગયો ?" બહેરામે કહ્યું:-"હા, થયું છે તો એમજ; પણ એમાં મારે દિલગીર કે નિરાશ થવા જેવું કાંઇ નથી. ઉલટું ત્રણ કારણસર મારે ઇશ્વરનો ઉપકાર માનવો ઘટે છે. (૧) બીજાઓ મારૂં લઇ ગયા છે, મેં કોઇનું લીધું નથી. (૨) લૂંટારાઓએ અડધું ધન લૂંટયું છે અને અડધી મિલકત હજુ મારા કબજામાં છે. (૩) મારૂં ધર્મરૂપી ધન તો પૂરેપૂરૂં મારી પાસે છેજ, ફકત સાંસારિક ધનજ લૂંટાયું છે."

મળવા આવનાર સાધુને ઘણો આનંદ થયો અને પોતાના સાથીઓને કહ્યું:-"જુઓ, આના શબ્દોમાંથી ધર્મપ્રેમની કેવી સુગંધ બહેકી રહી છે !"

## ३४०--शिष्य क्यारे बनाय ? वांदराना बगदादी पीर

'માહઆલમ' કરીને દિલ્હીના બાદશાહ શાહઆલમનો એક દૌહિત્ર હતો. ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજ સરકારના કોપને લીધે એને નાસવું પડયું હતું. અનેક કષ્ટ ભોગવીને એણે આખરે એક બગદાદી ફકિરનું શરણ લીધું. આપત્તિમાંજ પ્રભુ સાંભરે છે અને અશરણુનો શરણ પણ પ્રભુ છે. સાધુસંતોનો સહવાસ એવા સમયમાં ઘણું આશ્વાસન આપે છે. માહઆલમે જે બગદાદી પીરસાહેબનો આશ્રય લીધો હતો, તે મુંબઇની પાસે વાંદરામાં રહેતા હતા. માહઆલમે ત્યાં આગળ એમની પાસે રહીને કુરાન તથા અન્ય ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ કર્યો અને નિમાઝ તથા રોજાનું

પણ સારૂં જ્ઞાન મેળવ્યું.

માહઆલમની ચિંતાઓ જ્યારે ઓછી થઈ ગઇ અને ધર્મશાસ્ત્રમાં પ્રવીણ થયો, ત્યારે એણે એક દિવસ શાહસાહેબને પ્રાર્થના કરી કે, મને આપનો મુરીદ(શિષ્ય) બનાવો.શાહસાહેબે કહ્યું:-"તું તો મુરીદ જેવોજ છે." માહઆલમે નિવેદન કર્યું:-"પૂજ્યવર ! આપ કૃપા કરી મને વિધિપૂર્વક મુરીદ બનાવો." એ સાંભળીને શાહસાહેબે આંખોમાં આંસુ આણીને કહ્યું:- "મુરીદ બનવું એ ઘણું વસમું છે. ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું છે." લોકોએ એ વાતને મશ્કરીસમાન ગણી લીધી છે અને જો કે તેઓ વિધિ-પૂર્વક મુરીદ બને છે ખરા; પરંતુ જાણતા નથી કે શિષ્યોનાં કર્તવ્યકર્મ શાં છે. આજસુધી દુનિયામાં તેં જેટલી ઠોકરો ખાધી છે, તેના કરતાં હજાર-ગણી કઠોર કસોટીમાં કસાવું પડે છે. એ માર્ગ ઘણો વિકટ છે. ફકિરીના માર્ગમાં હજારો ઠોકરો છે."

"આજકાલના લોકો સાંસારિક ઇચ્છાઓ પાર પાડવા સારૂ શિષ્ય થાય છે, પણ મુરીદ તો એનું નામ છે કે,બધી ઇચ્છાઓ તથા વાસનાઓનો નાશ કરીને પીરનો છેડો પકડે. જો પોતાની મેળે ઇચ્છાઓનો નાશ કરવામાં અસમર્થ નીવડે તો પીરને કહે કે.પહેલાં મારી સાંસારિક વાસનાઓનો નાશ કરો.મિયાં સાહેબ ! ફકિરી પણ એક પ્રકારનું રાજ્ય છે. જેવી રીતે બાદશાહને દેશના પ્રબંધને સારૂ યોગ્ય અમલદારોની જરૂર પડે છે, તેવીજ રીતે ફકિરો પણ હૃદયરૂપી રાજ્યનું શાસન બુદ્ધિમાન મનુષ્યોને સોંપે છે. બહાદુરશાહનો પરાજય અંગ્રેજોને હાથે એટલા સારૂ થયો કે, એમની પાસે કામ કરી શકે એવા યોગ્ય માણસો નહોતા; નહિ તો આખા દેશની લાગણી જ્યારે એમની તરફ હતી, ત્યારે મુઠ્ઠીભર અંગ્રેજો શું કરી શકવાના હતા ? પરંતુ અંગ્રેજોની યોગ્યતા તથા રાજપ્રબંધની કુશળતાએ તેમને વિજય અપાવ્યો અને બાદ-શાહ હારી ગયા. ફકિરીની પણ એવીજ દશા છે. વાસનારૂપી દુશ્મન રાત-દિવસ મનુષ્યની ધર્મરૂપી સંપત્તિ લૂંટવાને સારૂ તૈયાર રહે છે. ફકિર ચિત્તા-વરોધદ્વારા એ દુશ્મનોને હરાવીને પોતાને વશ કરી લે છે. ફકિરોમાંથી જ્યારે ચિત્તાવરોધનો ગુણ લુપ્ત થઈ જશે, ત્યારે વાસનાઓ સુગમતાથી ધર્મરૂપી મુગટ અને સિંહાસન ઉપર પોતાનો અધિકાર જમાવશે. આજ-કાલના સાધુફકિરો પોતાના માર્ગથી વિચલિત થઇ ગયા છે, એટલે એમના અનુયાયીઓની દશા પણ વિચિત્રજ થઈ ગઇ છે. તારૂં કર્તવ્ય છે કે, પહેલાં

ગુરુશિષ્યોનાં કર્તવ્યકર્મ શાં છે તે બરોબર સમજી લે, ત્યારપછી શિષ્ય બનવાનો વિચાર કરજે."

## ૩૪૧—एक वंगाळी वेपारीनुं वचनपालन

પાબના જીલ્લાના રાઉતોડા ગામમાં રાજકિશોર ચોધરી નામના એક જમીનદાર હતા. ઘણી જગ્યાએ એનો વેપાર ચાલતો હતો. એક વખતે તંબાકુનો ભાવ ઘણો સસ્તો હતો. જયગંજ દુકાનના મુનીમ પંચાનન સેનગુપ્તે એ વખતે ત્રણ વહાણભરેલી તંબાકુનો સોદો કરીને શેઠને ખબર આપી. શેઠે ગુસ્સે થઈને પત્ર લખ્યો:—"તંબાકુનું આજકાલ વેચાણ બિલકુલ નથી એ જાણ્યા છતાં તમે આંખ મીંચીને ખરીદ કરો છો તો નફાનુકસાનના જવાબદાર તમે છો." મુનીમો હમેશાં જાણતા હોય છે કે, શેઠ લોકો તો એવો ઠપકો આપ્યાજ કરે છે અને નફો થાય ત્યારે ખુશીથી તીજોરીમાં મૂકીને શાબાશી આપે છે. એવું વિચારીને પંચાનન બાબુએ તંબાકુ ખરીદ કરી. થોડા દિવસ પછી તંબાકુનો ભાવ ચઢી ગયો; અને હજારો રૂપિયાનો ફાયદો થયો. ચૌધરી બાબુએ નફાના એ બધા રૂપિયા પોતાના મુનીમ પંચાનનને આપ્યા.મુનીમે કહ્યું:—" શેઠ સાહેબ! એ તો આપનીજ પુંજીથી આપનેજ સારૂ માલ લીધો હતો અને નફાના હકકદાર આપજ છો." પણ શેઠે એ વાત ઉપર ધ્યાન આપ્યું નહિ અને એકજ જવાબ આપ્યો કે:—" નફો તમારો એવું કહી ચૂકયો છું એટલે એજ વખતથી લાભ તમારો થઈ ચૂકયો. નુકસાનના તમે જવાબદાર છો એવું લખ્યું હતું ખરૂં, પણ નુકસાન આવ્યું હોત તો તમે ઘણાં વર્ષથી વિશ્વાસપાત્ર બનીને નોકરી કરો છો, એ ધ્યાનમાં લઈને નુકસાન માફ કરવાનો અધિકાર મને હતો. હું નફાના રૂપિયા લઇ વચનભ્રષ્ટ નહિ થાઉં.

## ૩૪૨—एक ब्राह्मणकुमारनुं सत्याचरण

એક ગરીબ બ્રાહ્મણને એક પુત્ર હતો. એણે કોઇ ઓળખીતાની દુકાને એ છોકરાને કામ શીખવા સારૂ મૂકયો હતો. એક દિવસ ઘરાક એ દુકાનેથી કાપડ ખરીદીને પૈસા ચૂકવતો હતો એ વખતે પેલા છોકરાએ કહ્યું:—"સાહેબ!

કાપડ ખરેખર તપાસી જોજો." ઘરાકે કાપડને ફરીથી તપાસ્યું, તો એમાં એક જગ્યાએ નુકસાની હતી. એણે એ લીધું નહિ. કાપડીઓ પેલા બ્રાહ્મણ-કુમાર ઉપર ઘણો ગુસ્સે થયો અને તેના પિતાને કહ્યું:–" આ પ્રમાણે સાચું બોલે તો અમારો ધંધો ન ચાલે. હું હવે એને મારી દુકાને બેસાડીશ નહિ." બ્રાહ્મણે હસીને કહ્યું:–" ભાઇ ! મારો પુત્ર સત્યની મર્યાદાનું રક્ષણ કરી શકયો છે, એ તો પ્રભુની મોટી કૃપા છે.તેણે એને એ પાપમાંથી બચાવ્યો છે, તો અન્નના કષ્ટથી પણ તે બચાવશેજ."

## ૩૪૩—एक बाळकनो सरळ विश्वास

એક ભણેલીગણેલી પતિવ્રતા સ્ત્રી તેનો પતિ અચાનક મરી જવાથી એક નાના બાળકસહિત ઘણા દુઃખ અને દારિદ્રયમાં પોતાનો નિર્વાહ ચલાવી રહી હતી. સરસામાન વેચીને જે કાંઇ આવ્યું તેમાંથી તથા સીવણભરત-કામમાંથી કાંઇક ઉપાર્જન કરીને તેણે બે વર્ષ મહાકષ્ટમાં ગાળ્યાં. એ પોતેજ પુત્રને વિદ્યા અને ધર્મનું શિક્ષણ આપતી અને દરરોજ તેને સમજાવતી કે, પરમ પિતા પરમેશ્વરજ આપણા એકમાત્ર બંધુ છે; એ દીનાનાથસિવાય બીજા કોઇની આગળ આપણું દુઃખ રડવું એ નકામું છે. એ બાળકની ઉંમર છ વર્ષની થઇ ત્યારે એક દિવસ એવો પ્રસંગ આવ્યો કે, વિધવા માતા એવી માંદી પડી કે બન્ને જણાંને ભૂખ્યાં રહેવાવારો આવ્યો. ભૂખને લીધે બાળકને ઘણું દુઃખ થઇ રહ્યું હતું, પણ કોણ ખવરાવે ! આખરે બાળક એક પત્ર લખીને ટપાલની પેટીમાં નાખવા ગયો. પેટી જરા ઉંચી હતી અને નાના બાળકનો હાથ ત્યાંસુધી પહોંચતો નહિ. એક સજ્જન પુરુષ ત્યાં થઇને જતો હતો, તેને બાળક ઉપર દયા આવી અને તે તેની મદદે ગયો. બાળકે પત્ર હાથમાં આપ્યો અને નાખવાને વિનતિ કરી. પેલા સજ્જને જિજ્ઞાસા ખાતર શિરનામું જોયું તો ત્યાં લખ્યું હતું:–

"પરમ પૂજનીય ભકિતભાજન
પરમ પિતા પરમેશ્વરના શ્રીચરણકમળમાં પહોંચે"
મુ. સ્વર્ગધામ.

પત્રના શિરનામાથી એ ગૃહસ્થનું કૌતુક વધ્યું અને તેણે એ મોટા અક્ષરે

લખેલો પત્ર વાંચવા માંડયો. એમાં લખ્યું હતું:–"પરમ પિતા પરમેશ્વર ! મેં સાંભળ્યું છે કે તમે અમારા પરમ મિત્ર છો. તમારી પાસે જે માગીએ તે મળે છે. અમે ઘણાં ગરીબ છીએ, તેમાં વળી મારી માને તાવ આવ્યો છે. તમે દયા કરીને થોડા પૈસા મોકલાવી આપો તો અમને આજ ખાવાનું મળે."

એ સજ્જન બાળકનો સરળ વિશ્વાસ જોઈને રડવા લાગ્યા. એમણે તરતજ ગજવામાંથી થોડાક રૂપિયા કાઢીને બાળકના હાથમાં મૂકયા અને કહ્યું:–" હું ઈશ્વરના નોકરનો નોકર છું. હમણાં આ રૂપિયા એમની તરફથી લઈ જા. તારા પત્રને હું પોતેજ એમના દરબારમાં પહોંચાડીશ અને ત્યાંથી જે હુકમ મળશે તે પાછળથી તારા જાણ્યામાં આવશે." સદ્‌ગૃહસ્થે એ બાળકનું શિરનામું પૂછી લીધું અને ભકતમંડળીમાં જઇને એ બાળકનો પત્ર વાંચી સંભળાવ્યો. એ પત્ર સાંભળતાં ઘણા ભકતોની આંખમાં આંસુ આવ્યાં. તેમણે પોતાની પાસે જે કાંઇ હતું તે બાળકની સહાયતા સારૂ આપ્યું અને કહ્યું કે:–" હે ઈશ્વર ! અમને પણ તારી કૃપા ઉપર એ બાળકના જેટલોજ વિશ્વાસ કાયમ રહે એવું કરજે ! "

એ પછી બાળકના ભણવાગણવાનો તથા ઉદરપોષણનો બંદોબસ્ત ભકતજનોની સહાયતાથી સ્થાયીરૂપે થવા લાગ્યો.

---

## ૩૪૪–મનની ઇચ્છા પૂરવાનો સાધુ સહલે કાઢેલો રસ્તો

સહલ તસ્તરી નામના એક મુસલમાન સાધુ થઈ ગયા છે. એક વખત એમને સંસાર ઉપર એવો વૈરાગ્ય આવ્યો કે, પોતાની પાસે સોનારૂપાના દાગીના, તાંબાપિત્તળનાં વાસણ, કપડાંલત્તાં જે કાંઇ વસ્તુ હતી, તે બધી દાન કરવા કાઢી. દરેક પદાર્થની એક એક ચીઠ્ઠી બનાવી અને પુષ્કળ લોકોને એકઠા કરીને એમના ઉપર હવામાં એ ચીઠ્ઠીઓ ઉરાડી. જેની પાસે ચીઠ્ઠી આવી તેને એમાં લખેલી વસ્તુનું દાન કર્યું. આ પ્રમાણે આખી સંપત્તિ એમણે વહેંચી દીધી. પોતાની પાસે ફૂટી બદામ પણ રાખી નહિ. ત્યાર પછી પોતે યાત્રા કરવા નીકળ્યા,એ વખતે એમણે મનને ચેતવણી આપી કે, મનડા! હવે હું તદ્દન ગરીબ બન્યો છું. પાસે કાંઇ નથી માટે હવેથી કોઇ વસ્તુની ઇચ્છા કરતો નહિ. અભિલાષા રાખીશ તો તારૂં કાંઇ વળશે પણ નહિ. એ વખતે તો મને એનું કહ્યું માન્યું કે કાંઇ નહિ માગું, પણ મનની ચંચળતા

કેટલા વખતસુધી રોકાઇ શકે! સાધુજી કુફા નગરમાં પહોંચ્યા એટલે મને કહ્યું કે,આજ તો રોટીની સાથે માછલી આપો તો ઠીક પડે. બસ,એથી વધારે કોઈ વાતની ઇચ્છા નહિ કરૂં અને આપને તકલીફ નહિ દઉં. એવામાં સહલે કુફામાં એક જગ્યાએ ઉંટને ગાડી ખેંચતાં જોયું. તેણે ગાડીવાનને પૂછયું:- "આ ઉંટને ભાડે આપો તો દરરોજ શું ભાડું આવે?" તેણે ઉત્તર આપ્યો:- "બે દરહમ" ( દરહમ એ ત્રાંબાનો સિક્કો હતો. ) સાધુએ કહ્યું:-" તું ઉંટને છોડીને એની જગ્યાએ મને જોડ. સાંજે નમાઝના વખતસુધી મને જોડજે અને મજુરીના બદલામાં એક દરહમ મને આપજે." ગાડીવાન રાજી. થયો અને ઉંટની જગ્યાએ સહલ તપસ્વીને જોડીને ગાડી ચલાવવા લાગ્યો. સાંજે એક ત્રાંબાનો સિક્કો તેમના હાથમાં મૂક્યો. સાધુએ એ પૈસામાંથી રોટી અને માછલી આણ્યાં અને તેમને સન્મુખ રાખીને કહેવા લાગ્યા:-" હે મન! યાદ રાખજે કે કોરી રોટલી ગળે નહિ ઉતારે અને માછલીની સાથે રોટલી ખાવાની ઇચ્છા રાખીશ તો રોજ તારે સવારથી સાંજસુધી ઢોરની પેઠે ગાડીમાં જોડાવું પડશે."

## ૩૪૫–प्रार्थना क्यारे फळे ?

એક દિવસ બાદશાહ ઉમર લયસ ગંભીર રોગથી પીડાવા લાગ્યો. ઘણા હકીમોએ દવાદારૂ કર્યાં, પણ જરાએ ફાયદો જણાયો નહિ. લોકો કહેવા લાગ્યા કે:-"રોગ અસાધ્ય છે.હકીમોએ તો હાથ છોડાવ્યા છે, તો એવી વખતે સાધુપુરુષોને બોલાવીને એમની પાસે પ્રાર્થના કરાવવી જોઇએ. એનાથી શુભ પરિણામ આવવા સંભવ છે. સહલ મહાન પવિત્ર ઓલિયા છે.પરમેશ્વર કરશે તો એમની દુવાથી જરૂર બાદશાહને આરામ થશે." બાદશાહે તરતજ ઓલિયા સહલને બોલાવવા નોકરો મોકલ્યા. રાજાની આજ્ઞા સાથે ચઢાવીને સહલ ત્યાં ગયા. રાજા તેમને માન આપવા સારૂ ઉભો થયો. તપસ્વીએ માંદા રાજાની સામે બેસીને કહ્યું:-" જે માણસે મનના ખરાબ વિચારો કાઢી નાખ્યા હોય, જેણે પરમેશ્વરનો આશ્રય લીધો હોય તેના સંબધમાંજ કરેલી પ્રાર્થના સફળ થાય છે; માટે તમારા ચિત્તમાં ફેરફાર કરવાની અને પ્રાયશ્ચિત્તની બંનેની જરૂર છે.તમારા કેદખાનામાં જેટલા નિર્દોષ કેદીઓ અન્યાયપૂર્વક સજા ભોગવી રહ્યા છે તે બધાને છોડી મૂકવાની

જરૂર છે. ” બાદશાહે સહલની આજ્ઞા માથે ચઢાવી અને નિર્દોષ કેદીઓને છોડી મૂકયા;એટલે સહલે પ્રાર્થના કરીઃ–“ હે પ્રભો ! આપે પાપનું ફળ આ બાદશાહને બતાવ્યું. હવે મારી સાધનાનું ગૌરવ એને બતાવો. હમણાં એના અંતરને તમે જેવું પુણ્યનું વસ્ત્ર પહેરાવ્યું તેવીજ રીતે એના દેહને પણ આરોગ્યરૂપી વસ્ત્ર પહેરાવો. ” સહલ ખરો તપસ્વી હતો. સંસારની બધી મોહમાયા ત્યજી દઇને, સદ્‌ગુરુનું શરણુ લઇને, ઘણાં વર્ષસુધી એણે હઠયોગીઓના જેવી કઠણ તપશ્ચર્યા કરી હતી. એવા સાધુની પ્રાર્થના પરમાત્મા સાંભળે એમાં આશ્ચર્યજ શું! કહેવાય છે કે,એ પ્રાર્થના કર્યા પછી બાદશાહની તબિયત સુધરવા લાગી અને થોડા દિવસમાં એ તદ્દન સાજો થઇ ગયો. સહલને એણે પુષ્કળ ધન આપવા માંડયું પણ એ તો એક પાઇ પણ લીધા વગર ત્યાંથી બીજે ગામ ચાલ્યા ગયા.

## ૩૪૬–પૈસાદારનાં છોકરાં કેમ બગડે છે ?

પટનાના નવાબી ખાનદાનના એક યુવકે એક વખત વાતચીતમાં કહ્યું હતું કેઃ–“હુ ખરાબ થઈ ગયો હતો તેનું કારણ મારાં માતપિતાનાં લાડ હતાં. સોળસત્તર વર્ષનો થયો ત્યારથી તેઓ મને ગજવાખર્ચ સારૂ ત્રણુસો રૂપિયા માસિક આપતાં અને હું એને કેવે માર્ગે વાપરૂં છું એ સંબંધી તેઓ કદિપણ પૂછતાં કે ખબર રાખતાં નહિ.”

વિલાયતના રાજકુટુંબમાં એ બાબત ઉપર વિશેષ કાળજી રખાય છે. બાદશાહ પાંચમાં જ્યોર્જના વડા શાહજાદાને ૧૫ વર્ષની વયસુધી ઘણી નજીવી રકમ ગજવાખર્ચતરીકે મળતી અને તેનો પણ હિસાબ આપવો પડતો.

## ૩૪૭–પ્રિન્સ ઑફ વેલ્સ અને ઉપરીની આજ્ઞાનું પાલન

કેટલાંક વર્ષ ઉપર પ્રિન્સ ઑફ વેલ્સ–બાદશાહના જયેષ્ઠ કુમાર–એમણે પોતાના પિતા પાંચમા જ્યોર્જ બાદશાહને પત્ર લખ્યો હતો કેઃ–“ કૉલેજના અધ્યક્ષ સાંજે એક ગાર્ડનપાર્ટીમાં જવાની રજા આપતા નથી. આપ એમને લખીને મને રજા અપાવો. ” ઉત્તરમાં પિતાએ લખ્યુંઃ–“ પ્રિય પુત્ર! અધ્યક્ષના હુકમને કેવી રીતે આનંદપૂર્વક માથે ચઢાવવો એ વાત બધા છોકરા-

ઓને પોતાના દાખલાથી શીખવવા સારૂજ તને સાધારણ નિશાળમાં મોકલવામાં આવ્યો છે અને એ પ્રમાણે દેશપ્રત્યે રાજવંશનું એ કર્તવ્ય તારા હાથમાં સોંપાયું છે."

વિલાયતના રાજકુમાર સાધારણ કૅાલેજમાં જવામાં હીણુપત નથી સમજતા; બલ્કે તેમનાં માબાપો પોતાના કુંવરોને સાધારણ નિશાળોમાં કેળવવામાંજ રાજા અને પ્રજા બન્નેનું કલ્યાણ સમજે છે; પણ એના એજ રાજકર્તાઓ દેશીરાજાઓના કુંવરોના શિક્ષણનો જૂદો બંદોબસ્ત કરવા સારૂ ગરીબ રૈયતને ખર્ચે મોટી મોટી રાજકુમાર કૅાલેજો સ્થાપે છે અને નિભાવે છે ! કેટલું બધું આશ્ચર્ય ! !

## ૩૪૮--બેન્જામિન ફ્રેંક્લીન અને સમયનું મૂલ્ય

બેન્જામિન ફ્રેંકલીન પહેલાં ચોપડીઓ વેચવાની દુકાન કરતા હતા. દુકાનની સાથે એક નાનુંસરખું છાપખાનું પણ રાખ્યું હતું. એક દિવસ કોઈ એક સદ્‌ગૃહસ્થ એમની દુકાને ચોપડી ખરીદવા આવ્યો અને અનેક પુસ્તકોને ફેંદવા તથા તેથી કિંમત પૂછવા લાગ્યો.દુકાન ઉપર એક જુવાન ગુમાસ્તો ઉભો હતો અને ફ્રેંકલીન છાપખાનામાં બેઠા હતા. ઘરાકે એક પુસ્તકનું મૂલ્ય પૂછયું. ગુમાસ્તાએ કહ્યુ:-"એક ડૅાલર." ઘરાકે કહ્યું:-"દુકાનના ધણીને બોલાવી લાવ." બોલાવતાંવારજ ફ્રેંકલીન હાજર થયા અને ઘરાકને વિનયપૂર્વક સલામ કરી. ઘરાકે એ પુસ્તકનું મૂલ્ય પૂછયું. ફ્રેંકલીને કહ્યુ:-" સવા ડૅાલર." ઘરાકે કહ્યુ:-" આપના ગુમાસ્તાએ તો એક ડૅાલર મૂલ્ય કહ્યું હતું." ફ્રેંકલીને કહ્યું:-"હા,એ વખતે એ મૂલ્યે ચોપડી વેચવામાંજ લાભ હતો." ઘરાકે કહ્યું:-" હવે વાજબી વાત કહી દો, કેટલી કિંમતે આ પુસ્તક આપશો ?" ફ્રેંકલીને હસ્તે ચહેરે, છતાં વિનયપૂર્વક ઉત્તર દીધો:-"હવે એનું મૂલ્ય દોઢ ડૅાલર છે." ઘરાકને હવે સમજ પડી કે આટલો બધો વખત મેં નકામો ગુમાવ્યો તે બદલજ ફ્રેંકલીન કિંમત વધારી રહ્યા છે. પછી તે શરમાઇ જઇને દોઢ ડૅાલર આપીને પુસ્તક લઇને ઘેર ગયો.

બીજાના સમયનું પણ મૂલ્ય છે, એ વાત ઘણા લોકો વિસરી જાય છે.

## ३४९—हझरत महमद साहेबनुं इमान अने साहस

મહાત્મા મહમદ પેગંબર સાહેબ મદિના ચાલ્યા ગયા પછી મદિના-વાસીઓનાં ટોળેટોળાં તેમનો ધર્મ સ્વીકારી રહ્યાં હતાં. એ વખતે એમના-પ્રત્યે દ્વેષ રાખનારા એમના જ્ઞાતિબંધુ કોરેશી લોકો મોટા જથામાં એમના ઉપર આક્રમણ કરવા સારૂ મદિના ગયા હતા. એમાંના એક જણે એક દિવસ મહમદ સાહેબને એકાંતસ્થાનમાં હથિયારવગર જતા જોયા અને એમની સામે તલવાર ઉગામીને કહ્યું:-“ અહીંઆં તમારૂં રક્ષણ કોણ કરી શકે એમ છે ?” મહમદ સાહેબે તરતજ બે હાથ ઉંચા કરીને કહ્યું:-“અલ્લાહો” તેમના મુખ ઉપર ઇશ્વર ઉપરના વિશ્વાસની એવી જયોતિ ઝળકી ઉઠી તથા એમના સ્વરમાં એવી ગંભીરતા જણાઈ કે, પેલા શત્રુના હાથ ઢીલા પડી ગયા અને તેની તલવાર નીચે પડી ગઈ. મહાત્માએ તલવાર ઉપાડી લીધી અને પૂછયું:-“અત્યારે તને બચાવનાર કોણ છે ? ” ભયભીત થયેલા શત્રુએ કહ્યું:-“કોઇજ નહિ.” મહાત્માએ કહ્યું:-“ ના, અત્યારે પણ એજ અલ્લાહ તારૂં રક્ષણ કરે છે. તને વધ કરવાની મારી ઈચ્છા થાત પણ તેણે તેમ કરવા દીધું નથી. ” એ પુરુષ આ બનાવથી બહુજ વિસ્મય પામ્યો અને મહમદ સાહેબનો શિષ્ય બન્યો.

---

## ३५०—एक अमेरिकन युवकनो संयम अने स्वावलंबन

અમેરિકામાં એક યુવક એક શેઠીઆની પાસે પોતાના શિક્ષક ઉપર મદદ-ની ભલામણનો પત્ર માગવા સારૂ ગયો. “ છોકરો સારો છે, એની મા એને ભણાવી શકતી નથી, માટે થોડીક સહાયતા મળ્યાથી ભણી શકશે.” એવી મતલબની ભલામણની એને જરૂર હતી. પેલા શેઠે પૂછયું:-“ તમે ચા કે બિસ્કિટ ખાઓ છો? ચીરૂટ પીઓ છો ?” યુવકે કહ્યું:-“હાજી,એ વસ્તુઓનો થોડો ઘણો ઉપયોગ કરૂં છું.” શેઠે કહ્યું:-“એ બંધ કરીને એક વર્ષ પછી મારી પાસે આવજો.” યુવકે ઘેર જઇને માતાને એ બધી વાત કહી અને બન્ને જણાંએ વિચાર કરીને પહેલાં કરતાં કરકસર અને ત્રેવડથી ઘર ચલાવવા માંડયું તથા મોજશોખની વસ્તુ તદ્દન છોડી દીધી. એમ કર્યાથી તેમનું મન દૃઢ થયું અને કામ કરવાની શકિત તથા એકાગ્રતા પણ વધ્યાં. પછી મોટી નિશાળમાં

ભણવાની ઇચ્છા છોડી દઇને ઘર આગળજ તેણે અભ્યાસ કરવા માંડયો તથા એક નાની દુકાનમાં ટુંકા પગારે નોકરી પણ લીધી. એક વર્ષ પછી તેણે જોયું કે, ઘરસંસાર ચલાવવામાં હવે પહેલાંના જેવી અગવડ નડતી નથી અને પોતાનો ચાલુ અભ્યાસ પણ પહેલાં કરતાં વધારે સારો ચાલે છે. **આ પ્રમાણે નકામી જરૂરિયાતો ઓછી કર્યાથી ખર્ચ પૂરૂં નહિ પડવાની ફરિયાદ ઓછી થાય છે.**

એ પછી યુવકે પેલા શેઠની પાસે જઇને ઉપકાર માન્યો અને કહ્યું કેઃ—"એ દિવસે આપે આપેલા ઉપદેશ પ્રમાણે ચાલ્યાથી મારે હવે પૈસાની જરૂર રહી નથી." શેઠે ખુલાસો પૂછયો,ત્યારે યુવકે જણાવ્યું કેઃ—"આપના ઉપદેશથી હું સમજી ગયો કે, મોજશોખ કે વિલાસની વસ્તુમાં **એક પાઇ પણ ખર્ચાતી હોય ત્યાંસુધી બીજાની મદદ માગવા જવું એજ ગેર-વાજબી છે.** એ બધું છોડી દેવું જોઇએ અને હવાઇ કિલ્લા બાંધવાનો ત્યાગ કરીને, વ્યવહારૂ બુદ્ધિથી કામ લેવું જોઇએ તથા જે નાનુંસરખું પણ કામ મળી આવે તે સંતોષપૂર્વક એકાગ્રચિત્તે કરવું જોઇએ. એમ કર્યાથી કોઇપણ વાતની તંગી જણાતી નથી."

પોતાના ઉપદેશનો ખરો મર્મ યુવક સમજી ગયો, તે જાણીને એ શેઠને ઘણો આનંદ થયો અને પોતાના કારખાનાના મેનેજર ઉપર એક પત્ર લખી આપ્યો. કૃતજ્ઞ યુવક એ કારખાનામાં દાખલ થયો અને ચડતે ચડતે એના મેનેજરના પદ ઉપર પહોંચ્યો.

## ૩૫૧—इब्राहीम लिंकननी सहानुभूति

અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ ઈબ્રાહીમ લિંકન જ્યારે એક નાનીસરખી દુકાનમાં નોકરી કરતા હતા અને બીજા કોઇ પાસેથી પુસ્તક માગી લાવી રાતે અભ્યાસ કરતા હતા,તે વખતે તેમણે એક દિવસે એબટેંટ નામના એક પુરુષને દારુણ ટાઢમાં ધ્રૂજતો અને લાકડાં કાપતાં જોયો. એને તદ્દન થાકી ગયેલો જોઇને દયાળુ અને સબળ શરીરના ઈબ્રાહીમને દયા ઉપજી. તેમણે એના હાથમાંથી કુહાડી લઇ લીધી અને તેનાં લાકડાં પોતાને હાથે કાપી આપ્યાં. એમની મહેનતને લીધે એ ગરીબ મજુરને બે દિવસની મજુરી જેટલા પૈસા મળ્યા અને કૃતજ્ઞહૃદયે તેણે યુવક લિંકનને આશીર્વાદ આપ્યો.

## ३५२--एक जापानी स्त्रीनी देशभक्ति

રૂશિયા અને જાપાનવચ્ચે યુદ્ધ ચાલી રહ્યું હતું. એ અરસામાં વહાન-સાન નામની એક જાપાની યુવતીની સાથે લગ્ન કરીને એક રૂશિયાનિવાસી જાપાનના યોકોહામા નગરમાં રહેતો હતો. રૂશિયન પોતાની સ્ત્રીથી કોઇ વાત ગુપ્ત રાખતો નહોતો. કેવળ એક નાનીસરખી પેટી એનાથી સંતાડીને રાખતો હતો. એ પેટી પત્ની કોઇપણ રીતે જોઇ જવા ન પામે એ બાબત એ ખાસ કાળજી રાખતો હતો. સ્ત્રીને શક પડયો કે મારો પતિ રૂશિયાનો ગુપ્તચર છે અને જાપાન દેશના ભેદ જાણીને એ પેટીમાં એકઠો કરતો જાય છે. પ્રિય પતિના પ્રેમ કરતાં સ્વદેશપ્રત્યેનો પ્રેમ એ રમણીના હૃદયમાં વધારે જોરથી ઉછળવા લાગ્યો. આખરે એક દિવસ એણે પતિને દારૂ પીવરાવીને બેભાન કર્યો અને એ પેટીમાંના બધા કાગળપત્ર લઈને પોલીસની પાસે ગઇ. નિશો ઉતરી જતાં પતિએ પેટીની તપાસ કરી તો ન જડી. એ સમજી ગયો કે મારી સ્ત્રીને મારો ભેદ જણાઇ ગયો છે. તરતજ એ ત્યાંથી નાસી ગયો અને સદાને માટે જાપાનનો ત્યાગ કર્યો.

સ્વદેશપ્રેમની પ્રબળ ભાવનાથી પ્રેરાઇને એ સ્ત્રીએ પોતાના સાંસારિક સુખને પણ તિલાંજલી આપી !

---

## ३५३—एक फ्रेंच युवकनो स्वातंत्र्यप्रेम

જે સમયે અમેરિકાએ સ્વતંત્રતાનો ઢંઢેરો બહાર પાડીને ઇંગ્લૅંડની સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો, એ સમયે ફ્રાન્સ દેશમાં માર્કિવસ લાફાયત નામનો ૧૯ વર્ષનો ફ્રેંચ યુવક રહેતો હતો. એના હૃદયમાં સ્વતંત્રતામાટે પુષ્કળ પ્રેમ હતો. કોઇપણ જાતિ પરાધીનતાની બેડીમાં સદાને માટે પડી રહે એ એને રુચતું નહિ; એટલે આ યુદ્ધના સમાચાર સાંભળતાંવારજ એણે અમેરિકાના પક્ષમાં યુદ્ધ કરવા જવાનો દૃઢ સંકલ્પ કર્યો. તેણે કાઉન્ટ ડી બ્રેલીની સલાહ લીધી. તેમણે કહ્યું:—"મેં તારા પિતાને મિંડેનના યુદ્ધમાં અને કાકાને ઇટલીના યુદ્ધમાં હર્ષપૂર્વક પ્રાણત્યાગ કરતાં મારી આંખે જોયા છે. એમના વંશનો આધાર હવે એકલો તારા ઉપર છે, એટલે એ વંશના મૂળનો ઉચ્છેદ કરવાની સલાહ કદાપિ નહિ આપું;" પણ યુવક

લાફાયતને ગળે એ સલાહ ઉતરી નહિ. એણે પોતાનો સંકલ્પ ઢીલો પડવા દીધો નહિ. એ અરસામાં અમેરિકાવાળાના ઘોર પરાજયના સમાચાર મળ્યા. બીજેજ દિવસે એ લોકોએ ન્યુયૉર્ક ત્યાગ કર્યાના ખબર મળ્યા; પણ યુવક એ ખબરોથી ગભરાયો નહિ. તેના હૃદયમાંનો વિશ્વપ્રેમ વધારે જોરથી વહેવા લાગ્યો. અમેરિકામાં રહેનારા ફ્રાન્સના એલચીઓએ પણ એને યુદ્ધમાં જતાં રોકયો કે, ભલા આદમી ! તારે શું લાગેવળગે છે કે નાહકનો જીવ જોખમમાં નાખે છે ? ફ્રાન્સના રાજાએ પણ એને પાછા ફરવાનું કહ્યું; પણ એ કોઈ પણ ઉપાયથી લડાઇમાં જતાં અટકયો નહિ. અનેક પ્રકારની વિપત્તિઓને સહન કરીને એ અમેરિકા પહોંચ્યો અને રણમાં જોડાઇને અનેક સંગ્રામોમાં પોતાની વીરતા, ધીરતા તથા વિશાળ અને ઉદાર હૃદયનો પરિચય આપ્યો.

ફ્રાન્સની રાજ્યક્રાંતિમાં સામિલ થઇને એણે જે યશ પ્રાપ્ત કર્યો હતો તેના કરતાં હજારગણો યશ પણ અમેરિકા જેવા પારકા દેશની સ્વતંત્રતા ખાતર યુદ્ધ કરવા જવાથી એણે પ્રાપ્ત કર્યો.



## ૨૫૪--राजा चंद्रापीड अने गरीब प्रजानुं रक्षण

કાશ્મીરમાં ચંદ્રાપીડ નામનો એક રાજા થઈ ગયો. એ ઘણો સદ્ગુણી, ધાર્મિક અને ન્યાયપરાયણ હતો.કાશ્મીરના ઇતિહાસ રાજતરંગિણીમાં લખ્યું છે કે, એ રાજા સત્યયુગના રાજાઓસમાન હતો.

એ રાજા એક અગ્રહાર–મઠ બનાવવા માગતો હતો.એને માટે એક સ્થાન પસંદ કરવામાં આવ્યું. એ સ્થાનની પાસેજ એક ચમારની ઝુંપડી હતી. રાજાના અમલદારોએ ચમારને ઘણુંએ સમજાવ્યો કે, મોંમાગ્યું મૂલ્ય લઇ લે અને આ ઝુંપડી અમને આપી દે; પણ ચમારે માન્યું નહિ. અમલદારોએ ચમારની વિરુદ્ધ રાજાને લખાણ કર્યું. એ ચમાર ઉપર ઈચ્છાવિરુદ્ધ ઝુંપડી વેચવાનું દબાણ કરવા માટે રાજાએ પોતાના અમલદારોને ઘણો ઠપકો આપ્યો. આખરે ચમારે કહ્યું કે, મહારાજ જાતે આવીને માગે તો હું ઝુંપડું આપું. રાજા ચંદ્રાપીડ પોતે ચમારને ઘેર પધાર્યા અને એની પાસે ઝુંપડીની માગણી કરી તથા પૂરતી કિંમત આપી.

હાલની પેઠે પૂર્વકાળના સારા રાજાઓ કાયદાને બહાને ગરીબ પ્રજાના અધિકાર ઉપર ત્રાપ મારતા નહોતા.

## ३५५–कर्तव्यनिष्ठाथी हलकुं काम करनार पण पूजवायोग्य छे.

બારિસાલમાં ગોપાળ મેહતર નામનો એક ભંગી રહેતો હતો. એ એટલો બધો કર્તવ્યનિષ્ઠ હતો કે, ત્યાંના ઘણા લોકો એને આદરની દૃષ્ટિથી જોતા. બંગાળાના પ્રખ્યાત સાધુ શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી જ્યારે બહારગામ જતા ત્યારે જતી વખતે મહેતરાણીને બોલાવતા અને તેને ઇનામ આપીને પ્રણામ કરીને કહેતાઃ–"મા ! જનેતાની પેઠે અમારાં મળમૂત્ર સાફ કરીને તું અમારા ઉપર ઉપકાર કરે છે.એ ઉપકારનો બદલો વાળવો તો મારા હાથમાં નથી. અમે સદા તારા ઋણી છીએ અને જન્મારાસુધી રહીશું." કેવો ઉદાર ભાવ ! ઉંડો વિચાર કરી જોવાથી ખબર પડશે કે, સ્વામીજીનું કથન બિલકુલ સાચું છે.માતાઓએ બાલ્યાવસ્થામાં જે સેવા અમારી કરી છે, તેવાજ પ્રકારની એક સેવા જુવાની અને વૃદ્ધાવસ્થામાં ભંગીઓ અને ભંગણો અમારી કરે છે, અમને ગંદકીથી દૂર રાખે છે અને અમારૂં આરોગ્ય વધારવામાં મદદ કરે છે. એ ભંગીને પણ જો એ વાત માલૂમ પડે કે, ઇશ્વરે એને એવું મહાન કાર્ય કરવાને સંસારમાં મોકલ્યો છે કે,જેથી દેશની તંદુરસ્તીમાં વધારો થાય તો એ પણ પોતાના કામને કદિયે હલકું ન ગણે.

બીજી વર્ણોએ પણ એના કામની ઉપયોગિતા સમજી એને પૂરતો બદલો આપવો જોઇએ તથા સ્વચ્છતા અને નીતિના નિયમોનો બોધ આપી જનસમાજનું ઉપયોગી અંગ થતાં શીખવવું જોઇએ. તેનો તિરસ્કાર કરવો એ કદિ વાજબી નથી.

## ३५६–एक ख्रिस्ती साधुनी खरी तपस्या

વિખ્યાત ખ્રિસ્તી સાધુ એન્ટોનીએ ઘણાં વર્ષોસુધી તપસ્યા કર્યાને પરિણામે દેવવાણી સાંભળી કે, અલેકઝાન્ડ્રિયા નગરમાં એક ચમાર રહે છે. એ ભક્તોમાં શ્રેષ્ઠ છે. એ દેવવાણી સાંભળતાંજ એ ઉભો થયો અને એ ચમારનાં

દર્શન કરવા સારૂ નીકળી પડયો. એમણે એની પાસે જઇને જોયું તો એ રાતદિવસ ભગવાનમાં ચિત્ત પરોવીને પોતાનો ધંધો કરી રહ્યો છે; અને પોતાને બધાનો દાસ તથા બધાથી હીન સમજે છે. એને કોઈ પ્રકારની અઘરી તપશ્ચર્યા કરવાની જરૂર નથી જણાતી. એણે ભગવાનને પોતાનું સર્વસ્વ માની લીધા છે, એટલાથીજ એની વાસનાઓનાં બંધન છિન્નભિન્ન થઇ ગયાં છે અને એને લીધેજ એણે આવો ઉચ્ચ અધિકાર ભક્તમંડળીમાં પ્રાપ્ત કર્યો છે.

આપણા દેશમાં પણ રોહિદાસ વગેરે સાધુઓ નીચ ગણાતી જાતિમાં થઈ ગયા છે અને પ્રભુભક્તિને લીધે પૂજ્ય બન્યા છે.

## ३५७-एडमिरल टोगोनुं निरभिमानित्व

શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

अभिमानं सुरापानं गौरवं रौरवस्तथा।
प्रतिष्ठा शूकरीविष्ठा त्रीणि त्यक्त्वा सुखी भवेत् ॥

અભિમાન કરવું એ મદિરા પીવા બરોબર છે અને ગૌરવની ઈચ્છા કરવી એ રૌરવ નરકમાં જવા બરોબર છે. પ્રતિષ્ઠાની પરવા કરવી એ સુવરના મળને સંગ્રહવા જેવું છે. એ ત્રણેના ત્યાગથી સુખ થાય છે. સારાંશ એ કે માણસે ગમે તેવો મોટો અધિકાર મળ્યા છતાં અભિમાન ન કરવું, ફુલાઈ ન જવું અને કર્તવ્યપરાયણતાથી નિષ્કામભાવે પોતાનું કાર્ય કર્યા કરવું જોઈએ.

જાપાનના નૌકાસેનાપતિ ટોગોમહાશયે એ ભાવને પોતાના હૃદયમાં પૂરેપૂરો ઠસાવ્યો હતો. એક દિવસ એ બજારમાં ગયા. ત્યાં એમણે જોયું કે, એક ચિત્ર વેચનાર એમની છબી વેચી રહ્યો છે. એ એની પાસે ગયા અને દુકાનદારને ઘણો ઠપકો દીધો કે, 'મારા જેવા તુચ્છ મનુષ્યની છબી તું શા માટે વેચે છે ? એટલું કહીને એમણે એની પાસેથી બધી છબીઓ યોગ્ય મૂલ્ય આપીને લઇ લીધી. એમને મનથી પ્રતિષ્ઠા સુવરની વિષ્ઠાબરોબર હતી.

## ३५८-दारा शिकोहनी उदारता

શાહજહાં બાદશાહનો વડો શાહજાદો ઘણો વિદ્વાન,ઉદાર મનવાળો અને પ્રજાવત્સલ હતો.સંસ્કૃત ભાષાનો એણે અભ્યાસ કરીને ઉપનિષદ્નો ફારસીમાં અનુવાદ કર્યો હતો.એના પિતાની પણ એના ઉપર અધિક કૃપા હતી. ઔરંગ-

ઝેબના ગુણ અને રુચિ એથી ભિન્ન પ્રકારનાં હોવાથી એ બન્નેને બનતું નહિ. ઔરંગઝેબ એને કાફિર ગણતો અને એનાપ્રત્યે બહુજ દ્વેષ રાખતો. આખરે રાજ્યતંત્ર ઔરંગઝેબના હાથમાં આવ્યું ત્યારે એણે દારાને તથા એના પુત્રને પકડી મંગાવ્યા અને ઇસ્લામના સિદ્ધાંતની વિરુદ્ધ હિંદુધર્મને સહાયતા પહોંચાડવાનો આરોપ ઘડી કાઢી, ન્યાયનો દેખાવ રચીને તેને ફાંસીની સજા કરી હતી.

એ ઢોંગ કરતાં પહેલાં જે દિલ્હીમાં એણે શાહજાદાનું માનવંત પદ ભોગવ્યું હતું, જે દિલ્હીમાં પોતાના સખાવતી સ્વભાવને લીધે દરેક દરિદ્રનો એ માનીતો થયો હતો, તેજ નગરના રસ્તાઓમાં હોદ્દાવગરના હાથી ઉપર બેસાડીને એને ફેરવવામાં આવ્યો હતો. સુશીલ દારા નીચું જોઇને હાથી ઉપર ચાલ્યો જતો હતો; તથા કાળચક્ર મનુષ્યની સ્થિતિ એકદમ કેવી બદલી દે છે તેનો વિચાર કરી રહ્યો હતો. એવામાં એક ફકિર કે જેને દારાએ પહેલાં ઘણીવાર કિંમતી દાન આપ્યાં હતાં, તે બોલી ઉઠયોઃ-" દારા ! તેં મને પૂર્વે ઘણાં દાન આપ્યાં છે,તારા જેવા દાનશીલ બહુ થોડાજ હશે; પણ આજ તારી આ દશા છે કે તું કાંઇપણ આપવાયોગ્ય નથી."દારાને કાને આ શબ્દો પડયા. દાન કરવામાં, ગરીબોનું દુઃખ ફેડવામાંજ જેણે આખું જીવન ગાળ્યું હતું, તે છેલ્લે વખતે પણ પોતાનો સિદ્ધાંત કેવી રીતે છોડે ! એણે તરતજ પોતાના ખભા ઉપરનો દુપટ્ટો ઉતારીને ફકિરના ઉપર ફેંકી દીધો અને જીવનની છેલ્લી ઘડીએ પણ પોતાના સખાવતી સ્વભાવની સાક્ષી આપી. ધન્ય દારા !

## ३५९–साचा ईश्वरभक्तोनी सर्वत्र परमात्मदृष्टि

દારા જે જ્ઞાની અને ઉદારચરિત સાધુઓના સમાગમમાં આવ્યો હતો, તેમાંના એક સર્મદશાહ હતા. એ સુફીસંપ્રદાયના હતા. ઇરાનમાં યાહુદી કુટુંબમાં એનો જન્મ થયો હતો અને પાછળથી ઇસ્લામધર્મ અંગીકાર કરીને મહમદ સઇદ નામ ધારણ કર્યું હતું. એ ઘણા વિદ્વાન તત્ત્વદર્શી અને ભકત હતા.ભકિતના આવેશમાં એમણે ઘણી સુંદર કવિતાઓ લખી છે.ઇરાન છોડીને એ ભારતવર્ષમાં સિંધના ઠઠ્ઠા નગરમાં આવી વસ્યા હતા. ત્યાંથી હૈદ્રાબાદ દક્ષિણમાં થઇને દિલ્હી પહોંચ્યા હતા. ફકિરી લીધા પછી એ નગ્નાવસ્થામાં રહેલા. એમના ઉપર શાહજહાંની પણ ઘણી કૃપા હતી અને દારા

તો એમનો ભક્ત બન્યો હતો તથા વારંવાર ઉપદેશ સાંભળવા પણ જતો. એમના ઉપદેશમાં કોઇ પણ ધર્મપ્રત્યે દ્વેષ નહોતો. "જ્યાં જ્યાં નઝર મારી ફરે યાદી ભરી ત્યાં આપની " એવી એમની સ્થિતિ હતી. પોતાના એક શિષ્ય અભયચંદને એમણે એક ગીત ગાતાં શીખવ્યું હતું. તેનો ભાવાર્થ એવો છે કેઃ–"હું ફુરકનનો શિષ્ય છું કે જેઓ ઉપદેશક અને સાધુ હતા."

"હું યહુદીઓનો રબ્બી છું, મૂર્તિપૂજક પણ છું અને મુસ્લિમ પણ છું."

વળી એ કહે છે કેઃ–

"કાબાની મસ્જીદમાં અને હિંદુઓનાં મંદિરોમાં લોકો એના (પ્રભુના)જ પથ્થર અને એનાજ લાકડાનું રક્ષણ કરે છે."

"એક સ્થળે એજ પ્રભુ કાળા પથ્થરનું રૂપ ધારણ કરે છે જે કાબામાં પૂજાય છે અને બીજે સ્થળે એ હિંદુઓની મૂર્તિનું રૂપ ધારણ કરે છે."

દારાપ્રત્યેનો એનો પક્ષપાત તથા હિંદુધર્મપ્રત્યેની સહાનુભૂતિ વગેરેને લીધે ઔરંગઝેબ તેના ઉપર બહુ દાઝ રાખતો હતો, તેથી રાજ્યની લગામ પોતાના હાથમાં આવ્યા પછી એણે મુલ્લાંઓને હાથે એ પવિત્ર સાધુનો ન્યાય કરાવ્યો. તેમણે ફેંસલો આપ્યો કેઃ–"એ ફકિર નાગો ફરે છે,એ ધર્મ-વિરુદ્ધ છે; માટે એને શૂળીએ ચઢાવવો જોઇએ."

સર્મદશાહ સુફીધર્મનાં ગીત જે એ વખતે આપોઆપ એમને સ્ફૂરી આવ્યાં તે આનંદપૂર્વક ગાતાં ગાતાં શૂળી ઉપર ચઢયા. શૂળીના લાકડા ઉપર માથું મૂકતી વખતે એ વિચારવા લાગ્યા કે. **આજનો દિવસ કેવો ધન્ય છે! જે દેહ આત્માને એના પ્રિયતમનો મેળાપ કરવામાં વિઘ્નરૂપ હતો, તે આજે શૂળી કૃપાથી છૂટી જશે.** અંતસમયે તેમણે નીચેનું ગીત ગાયુંઃ–

" મારા મિત્ર ! આજ તું શૂળીરૂપે આવ્યો છે. તું ગમે તે રૂપે આવે તોપણ હું તને (ખુદાને) ઓળખું છું."

કેવું શાંત મૃત્યુ ! આવા ખરા ઇશ્વરભક્તો દરેક ધર્મમાં દીઠામાં આવે છે.

## ૩૬૦—एक याहुदी बाइनी पुत्रशोकमां शांति

પ્રાચીન સમયમાં બિરવરિયા નામની એક અતિ સચ્ચરિત્રા અને ઉચ્ચ વિચારની યાહુદી સ્ત્રી થઇ ગઈ છે. એ રબ્બી મીરની પત્ની હતી. એનો પતિ પણ ઘણો વિદ્વાન અને જ્ઞાની હતો. પરમાત્માએ એને બે સુંદર અને હોશિયાર પુત્ર આપ્યા હતા. દૈવસંયોગે એક દિવસ એ બંને છોકરાઓ એક ઉંડા કૂવામાં પડીને મરી ગયા. માતાને એથી ઘણોજ શોક થયો, પરંતુ પતિના હૃદય ઉપર એથી કેવી અસર થશે એની એને ચિંતા થઇ અને એ લાશોને એણે એક અંધારી જગ્યામાં સંતાડી મૂકી. પતિ એ વખતે બહાર ગયો હતો. કામથી પરવારીને પતિ ઘેર આવ્યો અને બાળકોના સમાચાર પૂછયા. પત્નીએ બીજી વાત કાઢીને એ વખતે તો એ વિષયને ઉડાવી દીધો; અને થોડીવાર પછી પૂછયું:—" હે વિદ્વાન સ્વામિ ! કેટલાક વખત પહેલાં એક માણસ મને એની થાપણ અનામતતરીકે સોંપી ગયો હતો, તે હવે એનો ખજાનો પાછો માગે છે. હું આપી દઉં ? " પતિએ ઉત્તર આપ્યો:—" હમણાં ને હમણાંજ આપી દો. " એ ઉપરથી એ વિદુષી સ્ત્રી પોતાના પતિને જ્યાં એનાં સુંદર બાળકોની લાશો પડેલી હતી, ત્યાં લઇ ગઇ. તે જોતાંજ પતિનું બધું ધર્મ-જ્ઞાન એ વખતે જતું રહ્યું.સંસારમાં પુત્રવિરહસમાન શોક નથી. મીર રબ્બીનું હૃદય એ દૃશ્ય જોઇને કાબૂમાં રહ્યું નહિ અને એ ચીસ પાડી ઉઠયો. એ વખતે પત્નીએ કહ્યું:—"આ એજ થાપણ છે કે, જે ખુદાતાલાએ આપણને અનામત-તરીકે સોંપી હતી. હવે એણે પોતાની થાપણ પાછી લીધી છે. મીર રબ્બીના હૃદય ઉપર વિદુષી અને તત્ત્વજ્ઞાની પત્નીના ઉપદેશની અસર થઇ, એને આશ્વાસન મળ્યું અને એણે બહુજ ધીરજ તથા શાંતિપૂર્વક કહ્યું:—" પરમેશ્વરે આપ્યા હતા અને પરમેશ્વરેજ લઇ લીધા. પ્રભુનું નામ મુબારક રહો !! "

## ૩૬૧—बधा दोष ढांके एवा बे गुण

રાજા કુમારપાળે એક દિવસ પોતાના મંત્રીઓને પૂછયું કે, સિદ્ધરાજ મારા જેવાજ હતા કે વધારે ગુણવાન ? મંત્રીએ ઉત્તર આપ્યો:—"મહારાજ ! સિદ્ધરાજમાં ૯૮ ગુણ હતા, પણ પરસ્ત્રીલંપટતા અને યુદ્ધમાં કાયરતા એ બે દોષ હતા; જ્યારે આપનામાં બીજા ૯૮ દોષ છતાં સંગ્રામમાં બહાદુરી

અને પરસ્ત્રીને સગી બહેન ગણવાનો જે ગુણ છે તેને લીધે બધા દોષ ઢંકાઈ ગયા છે. સિદ્ધરાજ કરતાં આપની કીર્તિ બહુ ફેલાશે."

## ૨૬૨--લાખોનું દાન કરનાર ધનવાન કરતાં સર્વસ્વનું દાન કરનાર ગરીબ વધારે મોટો છે.

ઉદયન મંત્રીના પુત્ર બાહડે પિતાની અધુરી રહેલી ઇચ્છા પૂરી કરવા સારૂ જૈનોના શત્રુંજય તીર્થનો પુનરુદ્ધાર કરાવ્યો હતો. તીર્થોદ્ધારનો આરંભ થયો તે વખતે એ પુણ્યકાર્યમાં પોતાનું ધન કામે લગાડવાના વિચારથી અનેક લોકો આસપાસથી ત્યાં જઈ પહોંચ્યા અને હાથ જોડીને મંત્રીને કહેવા લાગ્યાઃ-" મંત્રી મહારાજ! આપ ધર્માત્મા અને પુણ્યવાન છો. આપ એકલે હાથે તીર્થનો ઉદ્ધાર કરવાને સમર્થ છો; પણ અમારી પ્રાર્થના છે કે, અમને પણ એ પુણ્યના કાર્યમાં સામિલ કરીને એ ધર્મલાભના ભાગીદાર બનાવો." એટલું કહીને શાહુકારોએ પોતાના ગજા પ્રમાણે રૂપિયા આપ્યા. મંત્રીએ એ બધાનાં નામ ટીપમાં દાખલ કરાવ્યાં. એક ગરીબ શ્રાવક જેનું નામ 'ભીમ' હતું તેની પાસે કેવળ સાત દમડી હતી. તેણે એ રજૂ કરીને કહ્યુંઃ- "મંત્રી મહારાજ! હું ગરીબ છું, પણ પુણ્યકાર્યમાં ભાગ લેવા માગું છું. મારી પાસે આ નજીવી રકમ છે, એજ મારૂં સર્વસ્વ છે. એને સ્વીકારીને મને ઉપકૃત કરો." મંત્રીએ ખુશી થઈને એનું દાન સ્વીકાર્યું; એટલુંજ નહિ પણ એનું નામ સૌથી ઉપર લખ્યું. એ જોઇને ઘણા લોકોએ મોં મરડયું ત્યારે મંત્રીએ સમજાવ્યું કેઃ-"જુઓ, તમારી પાસે જેટલું ધન હતું તેટલામાંથી કોઈએ દશમા ભાગનું, કોઇએ વીસમા ભાગનું અને કોઇએ ચાળીસમા ભાગનું ધર્મકાર્યમાં આપ્યું છે; પણ આ બિચારા ભીમજીએ તો પોતાની પાસે જે કાંઈ હતું તે બધું ધર્મના કામમાં આપી દીધું છે; એટલા સારૂ એ મારા અને તમારા બંનેના કરતાં ભાગ્યશાળી છે ને એની શ્રદ્ધા વધારે વખાણવાયોગ્ય છે. મંત્રીનાં એ વચન સાંભળીને બધા પ્રસન્ન થયા અને ભીમજી શ્રાવકનાં વખાણ કરવા લાગ્યા.

ભીમજીના સર્વસ્વત્યાગનો બદલો પણ પરમાત્માએ આપ્યો. એક દિવસ ગાય બાંધવા સારૂ ખીલો ઠોકવાને એ જમીન ખોદતો હતો, ત્યાંથી ચાર

હજાર સોનામહોરોવાળો એક ચરૂ એને જડયો. એણે એ ચાર હજાર સોનામહોર પણ ધર્મના કાર્યમાં વાપરવાનો વિચાર કર્યો અને પત્નીની સલાહ પૂછી.પત્ની પણ ધર્મપરાયણા હતી. એણે પણ ખુશીથી ધર્મકાર્યમાં એ ધન ખર્ચવાની સલાહ આપી.ભીમજી એ ધન લઇને મંત્રી પાસે ગયો અને તીર્થોદ્ધારમાં એ રકમ ખર્ચવાને કહ્યું. મંત્રીએ કહ્યું:–"ભાઇ! આ દ્રવ્ય તમે તમારા ખર્ચને સારૂ રાખો." ભીમજીએ કહ્યું:–"ના,ભાઈ સાહેબ! આ પારકું ધન છે, મારાથી રખાય નહિ."એટલામાં તીર્થના અધિષ્ઠાતા કપર્દિ યક્ષે પ્રત્યક્ષ દર્શન દઇને કહ્યું:–" હે ભીમ ! તેં ધર્મમાં શ્રદ્ધા રાખી માટે તારી ધર્મબુદ્ધિથી પ્રસન્ન થઇને મેં આ ધન તને આપ્યું છે. તું ખુશીથી એનો ઉપભોગ કર." ભીમ ખુશી થતો ઘેર ગયો. ધર્મકાર્યમાં ઉત્સાહ બતાવ્યાથી પરમાત્માએ એનું દળદર મટાડી દીધું.

## ૨૬૩–ક્લાર્ક પદ્મલોચનની સહાનુભૂતિ

પદ્મલોચન બંગાળામાં બાલી ગામના રહેવાસી હતા. અંગ્રેજી સારૂં ભણેલા હતા. એ બોર્ડ ઑફ રેવન્યુ ઑફિસમાં નોકરી કરતા હતા. ઉપરી સાહેબો એમને ઘણું ચાહતા હતા અને ઑફિસમાં એમની વિશેષ ખ્યાતિ હતી. ઘણાઓ તેમને 'લાટ પદ્મલોચન' કહીને બોલાવતા.

એક વખતે સાહેબે એમના કામથી પ્રસન્ન થઇને પચાસ રૂપિયા પગાર વધારવાની ઇચ્છા જણાવી; પણ પદ્મલોચને કહ્યું:–"મને તો જે પગાર મળે છે એટલામાંજ મારો નિર્વાહ સારી રીતે ચાલે છે.આપ મારો પગાર ન વધારતાં મારા હાથનીચેના ટુંકા પગારના કારકુનોનો થોડો થોડો પગાર વધારી આપો." સાહેબ એમના એ સ્વાર્થત્યાગથી ઘણા પ્રસન્ન થયા અને તેમની સૂચનાનો અમલ કર્યો.

## ૨૬૪–હઝરત મહમદ સાહેબની સહાનુભૂતિ

એક દિવસ મહાત્મા મહમદે જોયું કે એક દાસી લોટની પોટલી માથે મૂકીને રોતી રોતી જઈ રહી છે.તે મહાપુરુષે કારણ પૂછ્યું તો જણાયું કે,એ કોઇ યાહુદીની દાસી હતી. પોટલું ભારે હોવાથી ઘેર પહોંચતાં વાર થશે અને

શેઠ મારશે; એ ભયથી તે રડી રહી હતી. મહાત્માને દયા આવી. તેનો બોજો પોતાને માથે મૂકયો અને તેના શેઠની પાસે જઈને ભલામણ કરી આવ્યા. યાહુદી મહાત્મા મહમદના મહત્ત્વથી મુગ્ધ થઇ ગયો અને તેમનો શિષ્ય બન્યો.

## ૩૬૫--बालकनी सहानुभूतिमां निर्भयता

ક્રિમિયા અને રૂશિયાની વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું હતું, તે વખતે ટૉમસ ફ્રિપ નામનો એક બાળક ગ્રેનેડિયા દળના બેંડમાં બંસી વગાડનારો હતો. જે વખતે ઈનકારમેનનું ભીષણ યુદ્ધ ચાલી રહ્યું હતું, તે વખતે ફ્રિપે પાસેના એક ઘાયલ થયેલા સૈનિકને તરશથી તરફડીઆં મારતી સ્થિતિમાં એવું કહેતાં સાંભળ્યો કેઃ-“અત્યારે મને કોઇ એક પ્યાલો ચ્હા કરી આપે તો કેવું સારૂં !” બાળકના કરુણ હૃદયમાં એ સૈનિકની છેવટની ઈચ્છા પૂર્ણ કરવાની વ્યાકુળતા ઉત્પન્ન થઈ. સૈનિકોની ઝોળીમાં ચ્હા, પાણીની શીશી, કીટલી વગેરે હોય છે. એ વખતે ધનન્ ધનન્ કરતી ગોળીઓનો લાગલાગટ વરસાદ વરસી રહ્યો હતો, પણ બાળકે પ્રાણની જરા પણ ચિંતા ન કરતાં એ ગોળીઓના વરસાદમાં પણ આસપાસથી લાકડાંના ટુકડા એકઠા કર્યા અને દેવતા પાડીને ચ્હા બનાવી. એવામાં એક ગોળી તેની ટોપી ઉપર થઇને ચાલી ગઈ. બીજી ગોળી તેના કોટની બાંયમાંથી આરપાર ચાલી ગઇ.એક વાર તેના અભાને નાનો ઘા પણ લાગ્યો; પરંતુ બાળકે કશાએ ઉપર ધ્યાન ન આપ્યું અને દયાળુ હૃદયથી એ સૈનિકને ગરમાગરમ ચ્હા પીવરાવીને તેની તૃષ્ણા તૃપ્ત કરવા લાગ્યો. આસપાસ અનેક ઘાયલ સૈનિકો પડેલા હતા. તેઓએ આ બાળકની આટલી બધી સહાનુભૂતિ જોઈને, મૃત્યુસમયે એને ચુંબન કરીને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યા.

## ૩૬૬—धर्म कयां कामोमां छे ?

એક વખત ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહે શ્રી હેમચંદ્રાચાર્યને પૂછયું કેઃ-“ક્યાં ક્યાં કર્મ કર્યાથી ધર્મ પ્રાપ્ત થાય છે ?” વિદ્વાન આચાર્યજીએ તરતજ કહ્યું:-

पात्रे दानं गुरुषु विनयः सर्वसत्त्वानुकंपा।
न्याय्या वृत्तिः परहितविधावादरः सर्वकालम् ॥
कार्यो न श्रीमदपरिचयः संगतिः सत्सु सम्यग्।
राजन् सेव्यो विशदमतिना सैष सामान्यधर्मः ॥

પાત્ર જોઇને દાન કરવું, ગુરુજનોપ્રત્યે વિનય દર્શાવવો, પ્રાણીમાત્ર-પ્રત્યે દયા રાખવી, ન્યાયી વૃત્તિ રાખવી, હમેશાં પારકાના કલ્યાણનાજ ઉપાય શોધવા, લક્ષ્મીનું અભિમાન ન કરવું અને સત્પુરુષોની રાતદિવસ સંગત રાખવી. હે રાજા! શુદ્ધબુદ્ધિવાળાએ સેવવાયોગ્ય આજ સાધારણ ધર્મ છે.

# ३६७–साधु हुस्न बसरीनी खुबीओ

## પાપનો પશ્ચાત્તાપ

હુસ્ન બસરી અરબસ્તાનના એક પ્રસિદ્ધ સાધુ હતા. એમની માતા હઝરત પેગંબર સાહેબની પત્ની આયેષાની એક દાસી હતી. આયેષાની એ બાળક ઉપર ઘણી કૃપા હતી અને એની માતા કામે લાગી હોય ત્યારે પોતે ખોળામાં લઇને સ્તનપાન કરાવતાં. પોતે નિઃસંતાન હોવા છતાં સ્નેહવશ બેચાર ટીપાં દૂધનાં એમના સ્તનમાંથી નીકળતાં. હુસ્ન મોટા થયા પછી બહુ જ્ઞાની અને ધર્માત્મા તપસ્વી થયા હતા; છતાં પણ બાલ્યાવસ્થામાં પોતાને હાથે થયેલા એક પાપનું સ્મરણ એમને બહુ થયા કરતું હતું. એ સ્મરણ તાજું રાખવા સારૂ જ્યારે પોતે નવું અંગ વસ્ત્ર ધારણ કરતા ત્યારે એના ઉપર એ પાપ લખી રાખતા અને એ વખતે એવું રોદન કરતા કે એકદમ બેભાન થઇ જતા.

## હૃદયનું મૃત્યુ કયું ?

હુસ્ન બસરીને એક દિવસ મલેક દિનારે પૂછયું:–"મારે માટે દુર્દશા કયી?" તેમણે જવાબ આપ્યો:–"હૃદયનું મૃત્યુ." જિજ્ઞાસુએ પૂછયું:–"હૃદયનું મૃત્યુ કેવી રીતે થાય?" સાધુએ ઉત્તર આપ્યો:–"સંસારમાં આસક્તિ રાખ્યાથી."

## ૩૬૮—મહાત્મા હુસ્નની સાધુતા

એક વખત કોઈએ મહાત્મા હુસ્નને પૂછ્યું:–"તમે કેવી સ્થિતિમાં છો ?" તેમણે ઉત્તર આપ્યો:–" ભર દરિયામાં તૂટી ગયેલા વહાણના એક લાકડાને આધારે તરતા માણસની દશા કેવી હોય, કહો જોઇએ?" પેલાએ કહ્યું:–"ઘણી કઠણ અવસ્થા." મહાત્માએ કહ્યું:–" મારી દશા પણ એવીજ છે."

એ મહાત્મા પ્રભુપ્રાર્થના એવી કરતા કે:–"હે ઇશ્વર ! તેં મને સંપત્તિ આપી છે,પણ હું કૃતજ્ઞ થયો નથી; વિપત્તિ આપી છે પણ ધીરજ ધારણ કરી નથી. કૃતજ્ઞ થયો નથી છતાં પણ તેં મારી પાસેથી સંપત્તિ પાછી છીનવી લીધી નથી; ધૈર્ય ધારણ નથી કર્યું છતાં પણ તેં આફતને ટકાવી રાખી નથી. ઇશ્વર ! તારી પાસેથી કૃપાસિવાય બીજા શાની આશા રખાય ?"

એક દિવસ હુસ્નને કોઇએ પૂછ્યું:–"કહો જોઇએ, તમારો કોઇ સુખનો દહાડો હતો ?" એમણે જવાબ આપ્યો:–" હા, એક દિવસ હું અગાશીમાં ફરી રહ્યો હતો.ત્યાં રહ્યે રહ્યે મેં એવું સાંભળ્યું કે તારા હૃદયના એકાદ ખુણામાં પણ જો મારાવિના બીજી બાબતને માટે પ્રેમ હશે તો તને ક્ષમા નહિ મળે."

---

## ૩૬૯—વિદ્યાસાગરનાં માતાનું સહાનુભૂતિમાં સુખ

એક વખત એક ગરીબ સ્ત્રી શિયાળાની ઋતુમાં સાંજની વખતે ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનાં માતુશ્રીની પાસે પહોંચી અને એક ફાટેલા ચીંથરાથી ઢાંકેલા પોતાના બાળકને બતાવીને એક જૂના લૂગડાની માગણી કરી. દયાસાગર વિદ્યાસાગરનાં માતાએ તરતજ પોતાને ઓઢવાનો કામળો એને આપ્યો અને કહ્યું:–" જૂના ફાટેલા લૂગડાથી આ કુમળા બાળકની ટાઢ નહિં જાય અને કુમળા ફૂલને કરમાતાં વાર ન લાગે." ગરીબ સ્ત્રી આશીર્વાદ દઈને ચાલી ગઇ. વિદ્યાસાગરની જનનીએ કામળો આપી દીધાની વાત કોઈને જણાવી નહિ અને આખી રાત રસોડામાં ઉનમણાની પાસે બેસીને કાઢી. બીજે દિવસે બધાને એ વાતની ખબર પડી ગઇ અને તેમને ઓઢવાને માટે નવું વસ્ત્ર આવી ગયું.

---

## ३७०—संपूर्ण अनासक्तिनो उपदेश

સાધુ જવનિદ બગદાદી એ પ્રસિદ્ધ મુસલમાન તપસ્વી હતા. એક યુવક તેમના સમાગમમાં આવ્યો અને પોતાની બધી સંપત્તિ એણે વહેંચી મારી. પોતાની પાસે હજાર મુદ્રા હતી, તે જવનિદને આપવાની ઇચ્છા જણાવી; પણ લોકોએ કહ્યું કે એ પૂરા ત્યાગી છે, ધનનો સ્વીકાર નહિ કરે. એ સાંભળીને યુવક દજલા નદીને કિનારે ગયો અને મુદ્રાની કોથળી પોતાની પાસે રાખી એમાંથી એકે એકે મુદ્રા પાણીમાં ફેંકવા લાગ્યો. આખરે જ્યારે હજારે મુદ્રા પાણીમાં ફેંકી દેવાઇ ત્યારે તે ખાલી હાથે ગુરુની પાસે આવ્યો અને પોતાના ત્યાગનો વૃત્તાંત કહી સંભળાવ્યો. સાધુએ તેને જોઇને કહ્યું:–" જે સ્થળે એકજ વાર પગ મૂકવો જોઇએ, ત્યાં તેં હજાર વાર પગ મૂકયો–અર્થાત્ હજારે મુદ્રા એકી વખતે નાખી દેવાત, છતાં તેં એકે એકે નાખી. એ કાર્ય ઉત્તમ નથી. તારી અનાસકિત હજુ બરાબર મટી નથી. મારાથી તારૂં કાંઇ કામ નહિ સરે. ધર્મ-સાધના કરવામાં પણ તું એજ પ્રમાણે હિસાબ ગણ્યા કરવાનો અને તેથી પોતાના અંતિમ ધ્યેયને નહિ પહોંચી શકે; માટે ચાલ્યો જા, બજારમાં જા અને કોઇ શરાફની દુકાને બેસીને રૂપિયા ગણ્યા કરજે."



## ३७१—ईश्वर जेनापर कृपा करे तेने दुःख मोकले छे.

સાધુ જવનિદની પાસે એક સમયે એક પુરુષે જઇને કહ્યું:"હું અન્નવસ્ત્રા-દિથી બહુ દુઃખી છું, કૃપા કરીને મને આશીર્વાદ આપો." જવનિદે તેને આશ્વા-સન આપીને કહ્યું કેઃ–" જાઓ, ચિંતા ન કરો. ઇશ્વર જેના ઉપર કૃપા કરે છે, તેનેજ એ અન્નવસ્ત્રનું દુઃખ મોકલે છે; માટે પ્રભુની નિંદા ન કરશો."



## ३७२—प्रभुनुं काम पहेलुं करो—एक हजामनी सेवा

એક દિવસ મક્કા નગરમાં એક હજામ કોઇ ગૃહસ્થની હજામત કરી રહ્યો હતો, એવામાં સાધુ જવનિદ ત્યાં જઈ પહોંચ્યા અને કહ્યુંઃ–" ખુદાની ખાતર મારી પણ હજામત કરી આપીશ ?" હજામે કહ્યું:–" હા, ઘણી ખુશીથી." ખુદાનું નામ સાંભળીને તેનાં નયનોમાં અશ્રુ આવ્યાં હતાં.

એણે પોતાના સદ્‌ગૃહસ્થ ઘરાકને કહ્યું:–"હમણાં આપના વાળ કાપવાનું કામ સમાપ્ત નહિ કરી શકું, આપ થોડી વાર ઉઠી જાઓ. હમણાં તો આ માણસે ખુદાની ખાતર પોતાની હજામત કરવાનું કહ્યું છે, માટે એનું કામ પહેલાં કરવું પડશે." એમ કહીને એણે જવનિદને પ્રેમથી બેસાડયા અને તેમના માથાને ચુંબન કરીને હજામત કરી. ત્યારપછી થોડાક કાગળમાં ચાંદી વગેરેના ટુકડા બાંધીને તે સાધુના હાથમાં મૂકયા અને કહ્યું કે:–"આને તમારા કામમાં વાપરજો. સાધુએ તે દાન ગ્રહણ કરીને સંકલ્પ કર્યો કે:–"હવે સૌથી પહેલું જે દાન મળશે તે હું આ હજામને એના દાનના બદલામાં આપીશ." ઇશ્વરનું કરવું એવું થયું કે, થોડા દિવસ પછી બસરાના એક ધનવાને એક કોથળી રૂપિયાની ભરીને તે સાધુને દાન કરી. સાધુ એ કોથળી લઇને હજામની પાસે ગયા અને જણાવ્યું કે, તેં મારી હજામત કરી હતી તે દિવસે મેં સંકલ્પ કર્યો હતો કે, સૌથી પહેલું જે દાન મળશે તે તને અર્પણ કરીશ. હજામે એ સાંભળીને કહ્યું:–"આપને ઈશ્વરની પણ શરમ નથી આવતી ? મહારાજ ! આપે મને ખુદાની ખાતર હજામત કરવાની પ્રાર્થના કરી હતી. હવે એના બદલામાં મને દાન આપવા આવ્યા છો ? આપે એવો કોઇ માણસ જોયો છે, કે જે ખુદાની ખાતર કામ કરે અને તેના બદલામાં મહેનતાણું લે ?" કેવો ઉચ્ચભાવ !

સાધુ એ વચન સાંભળીને છોભા પડી ગયા. પોતાના શિષ્યોને એ વારંવાર કહેતા કે:–"નિષ્કામ ઈશ્વરભકિત હું એ હજામની પાસેથી શીખ્યો છું."

---

## ૩૭૩–दयादाननां काम नोकरो उपर न राखो.

એક મુગલસૈનિક આર્થિક સંકડામણમાં આવી પડવાથી તેણે દિલ્લીના બાદશાહ બાબર પાસે જઇને મદદ માગી. બાદશાહે એક અમલદારને તેને માટે ઘટતી વ્યવસ્થા કરવાનું કહ્યું. સૈનિક મુગલાઈ વ્યવસ્થા જાણતો હતો. એને શંકા હતી કે, બાદશાહે તો હુકમ આપ્યો પણ અમલદારને હાથે આપણો દહાડો વળે એમ નથી. તેણે હાથ જોડીને બાદશાહને કહ્યું:–"જહાંપનાહ ! જે પાણિપતના યુદ્ધમાં આપને હિંદુસ્તાનનું રાજ્ય મળ્યું, તે યુદ્ધમાં હું મારા પ્રતિનિધિની મારફતે લડયો નહોતો. મેં પંડેજ ઘોડા ઉપર સવાર થઇને તથા ભાલો હાથમાં લઇને વેગપૂર્વક શત્રુઓ ઉપર હુમલા કર્યા હતા

અને મારા પોતાનાજ ખભા ઉપર શત્રુના બધાએ ઘા સહન કર્યા હતા.” સરળ હૃદયનો બાદશાહ એનો ભાવાર્થ સમજી ગયો અને એના ઉદર-પોષણની વ્યવસ્થા પોતાનાજ હાથમાં લીધી.

## ૩૭૪–एक राजपुत्रनुं सौंदर्यनुं अभिमान

એક રાજપુત્ર ઘણો ખૂબસુરત હતો. બધાને મુખેથી પોતાના સૌંદર્યની પ્રશંસા સાંભળી સાંભળીને તેના મનમાં એવી ખાત્રી થઈ ગઈ હતી કે, મારા જેવો સુંદર યુવક બીજો કોઇ નથી.

એક દિવસ એ રાજપુત્ર હરણનો શિકાર ખેલવા ગયોહતો.વનમાં રખડતાં રખડતાં તેણે જોયું કે, એક સંન્યાસી એક મડદાના માથાને વારેઘડીએ ઉથલાવી ઉથલાવીને જોઇ રહ્યો છે. રાજપુત્રે તેની મશ્કરી કરીને પૂછ્યું:– “ મહારાજ ! શું તપાસી રહ્યા છો ?”

સંન્યાસીએ રાજપુત્રની તરફ સ્થિર દૃષ્ટિ રાખીને કહ્યું:–“ આ માથું રાજાનું છે કે ભિખારીનું અને તે સુંદર પુરુષનું છે કે કદ્રૂપાનું, તે નક્કી કરવા સારૂ આ મડદું તપાસી રહ્યો છું ; પણ કાંઈ સમજાતું નથી.”

આવું સાંભળીને રાજપુત્રનો અહંકાર મટી ગયો.

## ૩૭૫–भाइओनो स्नेह

નવદ્વીપના સુપ્રસિદ્ધ નૈયાયિક શ્રીરામ શિરોમણિના ભાઇ રઘુમણિ વિદ્યારત્ન એક ઉત્તમ સ્માર્ત પંડિત હતા. બન્ને ભાઇઓ જેવા સારા વિદ્વાન હતા તેવાજ ભલા પણ હતા. સભાઓમાં મળતી દક્ષિણા વગેરેની તેમને પુષ્કળ આવક હતી. શ્રીરામ શિરોમણિને ત્રણ પુત્ર હતા. રઘુમણિને એક પુત્ર હતો. એક દિવસ શ્રીરામે રઘુમણિને કહ્યું:–“ ભાઈ ! આપણે હવે જુવારૂ માંડવું જોઇએ. રઘુમણિએ કહ્યું:–“ ભાઇ ! એ શું બોલ્યા ? બીજાઓને ઘેર તો એ પ્રમાણે થાય છે, પણ આપણે પંડિતતરીકે પ્રસિદ્ધ છીએ. આપણે ઘેર પણ જૂદા રહેવાનો વખત આવે તો લોકો શું કહેશે?” શ્રીરામે કહ્યું:–“ આપણે બંને જૂદા પડીએ એમ હું નથી કહેતો, પણ છોકરાઓના ભાગ વહેંચી દેવા એ વાજબી લાગે છે; કેમકે ભવિષ્યમાં એ લોકોમાં સંપ રહે કે નહિ તે કહી શકાય એમ નથી.”

રઘુમણિએ કહ્યું:–" મોટાભાઇ ! આપે જે દલીલ આપી તેની આગળ મારૂં કાંઇ ચાલે એમ નથી. તમે છોકરાઓને ભાગ વહેંચી આપો."

શ્રીરામ શિરોમણિએ બધી મિલ્કતના દાયભાગ પ્રમાણે હિસ્સા કરી એક યાદી તૈયાર કરીને નાના ભાઈને જોવા સારૂ આપી. રઘુમણિએ યાદી જોઇ દિલગીર થઇને કહ્યું:–"મોટાભાઇ! આ શું ? તમે અને હું જૂદા પડતા હોત તો આ પ્રમાણે બે સરખા ભાગ કર્યે ચાલત; પણ આપણે તો જૂદા પડતા નથી. વહેંચણી તો થઈ રહી છે છોકરાઓની ખાતર" શ્રીરામે કહ્યું:–" ત્યારે તમેજ વહેંચણી કરી આપો." રઘુમણિએ બધી મિલ્કતના ચાર સરખા ભાગ કરીને ત્રણ ભત્રિજાઓને ત્રણ ભાગ અને પોતાના પુત્રને એક ભાગ આપ્યો."

## ૩૭૬–સ્ત્રીકેળવણીમાં રેંટીઆની આવશ્યકતા

ઇંગ્લેંડના રાજા પહેલા જેમ્સની પાસે કોઇ એક સદ્‌ગૃહસ્થ પોતાની પુત્રીની કેળવણીનાં ઘણાં વખાણ કરીને કહેવા લાગ્યો કે:–" એને લેટીન, ગ્રીક અને હિબ્રુ ભાષા સારી રીતે લખતાંવાંચતા આવડે છે. " રાજાએ ઉત્તર આપ્યો:–" એ બધું ભાષાઓનું શિક્ષણ આપ્યું એ વાત તો ખરી પણ એને કાંતતાં આવડે છે કે નહિ ? "

સ્ત્રીઓને સામાન્ય જ્ઞાનની જરૂર છે, પણ રેંટીઓ ચલાવવા જેવા ગૃહ-ઉદ્યોગનું પ્રયોજન વિલાયતમાં પણ આજથી ઘણાં વર્ષોપૂર્વે પ્રતીત થયું હતું.

## ૩૭૭–અંગ્રેજોનો સ્વદેશી ઉદ્યોગપ્રત્યે પ્રેમ

સિલોનના ગવર્નર સર વેસ્ટ રિઝવેએ એકવાર જર્મન આગબોટમાં વિલાયતથી કોલંબોની યાત્રા કરી હતી. (૧૯૧૦માં ) એ ખબર બહાર પડતાં મિસ્ટર વાન કિલન નામના પાર્લામેંટના એક સભાસદે સંસ્થાનોના પ્રધાનને પાર્લામેંટ(મહાસભા)માં ખુલ્લી રીતે પ્રશ્ન પૂછ્યો હતો કે:–"કોલંબો થઇને જે અંગ્રેજી કંપનીની આગબોટો આવ–જા કરે છે,તેમાં વિલાયતની મુસાફરી કરવાને ગવર્નર સાહેબને ફરજ પાડવામાં આવશે કે ?" ઉત્તરમાં સંસ્થાનોના પ્રધાને જણાવ્યું કે:–"એ વિષયમાં સરકાર તરફથી કોઇ જાતના દબાણની જરૂર જણાતી નથી, પણ એક અંગ્રેજ સ્ટીમરે ગવર્નર સાહેબના

એક પ્રિય કૂતરાને સાથે લઇ જવાને ના પાડી હતી, તેથીજ એમને પરદેશી આગબોટમાં સફર કરવી પડી હતી."

## ૩૭૮—વિદેશીના વાપરમાટે વડાપ્રધાને માગેલી ક્ષમા

આગલા દૃષ્ટાંતમાં જણાવેલા પ્રસંગને મળતોજ પ્રસંગ ઈંગ્લેંડના વડા પ્રધાન મિસ્ટર એસકવીથની બાબતમાં પણ બન્યો હતો. તેમની પત્નીએ એક પ્રસંગે કાપડ વગેરે ઘણી વિદેશી વસ્તુઓની ખરીદી કરી હતી. એ વખતે વિલાયતના સમાજમાં ખળભળાટ મચી રહ્યો હતો અને વિલાયતના એ વડા પ્રધાનને સ્વજનો આગળ પત્નીની એ વર્તણુકમાટે ખુલાસો કરીને માફી માગવી પડી હતી.(ઈ. સ. ૧૯૧૦)

જે અંગ્રેજો ભારતવાસીઓના સ્વદેશીવ્રતને જોઇને આંખો ચઢાવે છે, તેજ પોતાના દેશમાં સ્વદેશી વસ્તુના ઉપયોગના કટ્ટર હિમાયતી હોય છે.

## ૩૭૯—ડેન્માર્કનિવાસીઓનો સ્વજાતિપ્રેમ

શ્રી રામપુર શહેર પહેલાં ડેન્માર્કનિવાસી લોકોના તાબામાં હતું. ડેન્માર્કે જ્યારે એ શહેર અંગ્રેજોને વેચ્યું, ત્યારે બધા સમૃદ્ધિશાળી ડેન્માર્ક-વાસીઓ ઘરબાર વેચીને સ્વદેશ ચાલ્યા ગયા; પણ ગરીબ માણસો એવી રીતે સ્વદેશ પાછા ફરવાને અશક્ત હતા. તેમને તો હિંદુસ્તાનમાંજ રહેવું પડ્યું. એમના કલ્યાણને સારૂ સમૃદ્ધિશાળી ડેન્માર્કવાસીઓએ પોતાની કેટલીક મિલકત અંગ્રેજસરકારને સોંપી અને કહ્યું કે, જ્યારે અમારો કોઇ ડેન્માર્ક-નિવાસી નાણાંની તંગીને લીધે દુઃખી દશામાં આવી પડે, ત્યારે આ રકમના વ્યાજમાંથી એમને મદદ આપવી. આજદિનસુધી હુગલીના કલેકટરની કચેરીમાંથી શ્રી રામપુરના ગરીબ ફિરંગીઓને એ ફંડમાંથી સહાયતા આપવામાં આવે છે.

## ૩૮૦—ईश्वरचंद्रविद्यासागर अने स्वावलंबन

એક દિવસ કર્માંઠાર રેલ્વેસ્ટેશન ઉપર એક બંગાળી દાકતર નાની-સરખી બૅગ હાથમાં લઈને ટ્રેનમાંથી ઉતરીને 'મજૂર, મજૂર' બૂમ પાડી રહ્યા હતા. એવામાં સાધારણ કપડાં પહેરેલા એક મનુષ્યે દાકતર સાહેબની પાસે આવીને તેમના હાથમાંની બૅગ ઉપાડી લીધી અને બહાર તેમની ગાડીમાં મૂકી આપી. દાકતર સાહેબે બે પઇસા મજુરીના આપવા માંડયા, એટલે પેલા માણસે હસીને કહ્યું:–"જરા સરખી બૅગની ખાતર આપ મુંઝાઈ રહ્યા હતા, તેમાં મેં આપને થોડી મદદ કરી, એમાં મજૂરી શેની લેવાની? મારૂં નામ ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર છે." પેલા દાકતર બાબુ તો શરમના માર્યા મરણતોલ થઈ ગયા અને વિદ્યાસાગર મહાશયને પગે પડીને કહેવા લાગ્યા:–"પરોપકાર આપના જીવનનું વ્રત છે, આપ દયાના સાગર છો. મને જે શિખામણની જરૂર હતી, તે આજ મળી ચૂકી છે. હવે હું પોતાને હાથે કામ કરતાં કદિ શરમાઇશ નહિ."

---

## ૩૮૧—संत हबीबनी ईश्वरभक्तिमां एकनिष्ठा

અરબસ્તાનમાં હબીબ નામના એક પવિત્ર સાધુ થઇ ગયા છે. એ રાત-દિવસ ઇશ્વરભકિત અને તત્ત્વચિંતનમાંજ નિમગ્ન રહેતા. એક દાસી એમના ઘરમાં ત્રીસ વર્ષથી નોકરી કરી રહી હતી, પણ પ્રભુભકત હબીબે એક દિવસ પણ તેનું મુખ દીઠું ન હતું. એક દિવસ એ દાસી એમની આગળ આવી ત્યારે એમણે કહ્યું:—"હે બાઇ! મારી દાસીને બોલાવી લાવ." દાસીએ કહ્યું:—"હુંજ આપની દાસી છું." હબીબે કહ્યું કે, આ ત્રીસ વર્ષમાં ઇશ્વરસિવાય બીજા કોઇની તરફ ઝાંખવાનું મારાથી બન્યું નથી, એટલે મેં તને પણ ઘરમાં હોવા છતાં ત્રીસ વર્ષસુધી જોઇ નથી, તેથીજ આજે ઓળખી ન શકયો.

કેવી નિષ્ઠાવાળી ઇશ્વરભકિત!

---

## ૩૮૨–શુદ્ધ બોલવા કરતાં શુદ્ધ સંકલ્પ શ્રેષ્ઠ છે.

સાધુ હબીબને અરબી ભાષા ખરેખર આવડતી નહોતી. એક દિવસ સંધ્યાકાળે સાધુ હુસન તેમને ઘેર ગયા. હબીબ એ વખતે ઉભા થઈને નમાઝ પઢી રહ્યા હતા. 'અલ્‌હમ્દ' ની જગ્યાએ અલ્‌હમદ એમ તે બોલી રહ્યા હતા. હુસ્ને વિચાર કર્યો કે, હબીબને શુદ્ધ ઉચ્ચારપૂર્વક નમાઝ પઢતાં આવડતું નથી, માટે એમની સાથે નમાઝ પઢવી એ વાજબી નથી. એવું વિચારીને એ એકલા એકાંતમાં જઈને ઉપાસના કરવા લાગ્યા. પછી એ વિષે એક વાર એમણે ઇશ્વરને પૂછયું કે:—"પ્રભુ! આપને શેનાથી સંતોષ થાય છે?" ઇશ્વરે કહ્યું:–"તેં મારો સંતોષ પ્રાપ્ત કર્યો હતો પણ એ સાચવી શકયો નહિ." હુસ્ને પૂછયું:–"કેવી રીતે?" પરમેશ્વરે કહ્યું:–"હબીબનું અનુકરણ કરીને નમાઝ પઢવાથી તારૂં વિશેષ કલ્યાણ થાત." અલ્‌હમ્દ' શબ્દોના ઠીક ઉચ્ચાર ઉપર તેં ધ્યાન આપ્યું, પણ તેના હૃદયના શુદ્ધ ભાવનો વિચાર ન કર્યો. જીભના શુદ્ધ ઉચ્ચારણ અને હૃદયનો શુદ્ધ ભાવ, એ બેમાં મોટો ભેદ છે. **શુદ્ધ ઉચ્ચાર કરતાં શુદ્ધ સંકલ્પ વધારે શ્રેષ્ઠ છે.**

## ૩૮૩–હિંદુની રાજભક્તિ

બાદશાહ ઔરંગઝેબ એક સમયે વિક્રમસિંહ નામના એક રાજપૂત-સરદારની વીરતા અને વિશ્વાસપાત્રતાથી મુગ્ધ થઇ ગયો અને એ સરદારને કહેવા લાગ્યો કે:–"તમારા જેવા વીરપુરુષે હિંદુ ન રહેવું જોઇએ. તમે મુસલમાન થઈ જાઓ તો તમને એક પ્રદેશના સૂબા બનાવી દઉં." રાજપૂત વીરે વિનય-પૂર્વક ઉત્તર આપ્યો:–"શહેનશાહ! મારી રાજભક્તિ હિંદુધર્મમાંથી ઉત્પન્ન થયેલી છે. હિંદુધર્મનો ત્યાગ કર્યાથી મારો જે વિશ્વાસ છે કે 'આપના શરીરમાં અષ્ટદિકપાલ વાસ કરી રહ્યા છે'. તે નષ્ટ થશે. પછી તો આપ કેવા માણસ છો, આપનાં આચરણ કેવાં છે–એ બધી બાબતોનોજ વિચાર મારા મનમાં આવવા માંડશે. વળી આપ વિચાર કરી જુઓ કે, જો હું ઉંચી પદવી-ની લાલચમાં આવી જઈને મારા ઇષ્ટ દેવતાની સેવાનો ત્યાગ કરવા તૈયાર થાઉં, તો હું એથી પણ થોડી લાલચની ખાતર દુનિયાના માલિક–આપની વિરુદ્ધ આચરણ કરવા તૈયાર થઇશ કે નહિ?"

## ३८४--सर वॉल्टर रेलेनी क्षमा

એક દિવસ એક હઠીલા યુવકે એક બહાદુરીનું બીડું ઝડપીને રાણી ઇલિઝાબેથના ઘણા આદરપાત્ર મહાવીર સર વૉલ્ટર રેલેને દ્વંદ્વયુદ્ધ કરવાનું કહેણ મોકલ્યું. એ સમયમાં ઈંગ્લેંડના સારા માણસો હમેશાં તલવાર બાંધીને ફરતા અને દ્વંદ્વયુદ્ધનો અસ્વીકાર કરવો એ એમને માટે બહુજ કાયરતાનું લક્ષણ ગણાતું. સર વૉલ્ટર રેલેએ મલ્લયુદ્ધ કરવાની ના કહી, એટલે પેલા અસભ્ય યુવકે 'હિચકારા' કહીને તેના મુખ ઉપર થુંકી દીધું. તલવાર વાપરવામાં સિદ્ધહસ્ત રેલેએ આ પ્રમાણે અપમાનિત થયા છતાં પણ ધીરજથી કહ્યું:–" હું મોં ઉપર રૂમાલ ફેરવીને જેટલી સહેલાઈથી તારૂં થુંક લૂછી નાખી શકું છું, તેટલીજ સહેલાઈથી જો તારી છાતીમાંના તલવારના ઘાને લૂછી નાખવાનો અને વગરકારણે નરહત્યા કરવાના પાપમાંથી મારૂં રક્ષણ કરવાનો કોઈ ઉપાય હોત તો હું હમણાંજ તારી સાથે તલવાર લઈને લડવા તૈયાર થઇ જાત."

---

## ३८५—एक ब्राह्मण पंडितनी समयसूचकता

શ્રીયુત કેદારનાથ ચક્રવર્તી વનગ્રામની અંગ્રેજી નિશાળમાં મુખ્યપંડિત હતા. નદીઆની સંસ્કૃત શાળામાં એમણે શિક્ષણ મેળવ્યું હતું. તેમનું વય ૩૫ વર્ષનું હતું. રાતના આઠ વાગે નિશાળની બૉર્ડિંગ હાઉસમાં એ બેઠા હતા. ત્યાંથી ગામને છેડે રહેનારા એક ગોવાળના ઘરમાંથી ચીસનો અવાજ સાંભળીને એ તરતજ ગોવાળના ઘર તરફ ગયા. જુએ છે તો એક ચિત્તાએ ગોવાળના વાછરડાને પકડ્યું છે. પંડિતે તરતજ એક મજબૂત વાંસ હાથમાં લઈને બે હાથે એવા જોરથી ચિત્તાને માર્યો કે વાંસ તો તૂટી ગયો, પણ સાથે સાથે ચિત્તો પણ પલાયન કરી ગયો. પંડિતજી બહુ દૂરથી મદદ કરવા સારૂ પહોંચ્યા હતા, પણ પડોશના કાયર લોકોથી હાથપગ ન હલાવાયા. તેમણે તો બૂમરાણ કરીનેજ સંતોષ માન્યો હતો.

# ૩૮૬—કવિતા ખુશામત સારૂ નથી.

દક્ષિણ દેશમાં થિઆગરાજ નામના એક પ્રસિદ્ધ ગવૈયા થઇ ગયા છે. એ પરમ શુદ્ધ અને સાધુવૃત્તિના પુરુષ હતા. તેઓ કવિતા પણ રચી જાણતા હતા. એક દિવસ તંજાવરના રાજા સરબોજીએ એક નોકરદ્વારા સંગીતશાસ્ત્રીને સંદેશો કહાવ્યો કે, આપ રાજા સાહેબની પ્રશંસામાં બેએક સરસ ગીત રચી આપો. રાજા સાહેબ આપને એના બદલામાં સરપાવ તરીકે જમીન અને પુષ્કળ સુવર્ણ દાન કરશે. સંગીતશાસ્ત્રીએ કહ્યું:—"ભાઈ! ધન જેવી મૂલ્યવાન વસ્તુ તારા રાજા સાહેબ બેએક ગીત જેવી તુચ્છ વસ્તુમાટે શા સારૂ ફેંકી દેવા તૈયાર થાય છે? વળી મારે મારી સંગીતવિદ્યાનો ઉપયોગ રાજાઓની ખુશામત કરવામાં શા સારૂ કરવો જોઇએ? રાજાઓમાંના ઘણાખરા અજ્ઞાની, પ્રમાદી, દુર્વ્યસની, દુરાચારી અને મનુષ્યસમાજને દુઃખ દેનારા હોય છે." રાજાના સેવકે વારંવાર આગ્રહ કર્યો અને સોનાની થેલીઓની લાલચ બતાવી. એ ઉપરથી સંગીતશાસ્ત્રીએ અપ્રસન્ન થઇને કહ્યું:—"પૂળો મૂકો એ સોનામાં! જે સુવર્ણ મનુષ્યને જૂઠી ખુશામત કરવાને લલચાવે અને શોક તથા ગ્લાનિને રસ્તે ચઢાવે એવી સુવર્ણની થેલીઓને ધિક્કાર છે. મને સોનાનીજ કદર હોત તો મેં મારા ઇષ્ટદેવ રામચંદ્ર ભગવાનની સુવર્ણની મૂર્તિને ક્યારનીએ ગળાવી નાખીને લહેર કરી હોત; પણ ના, મારી આંખો એ મૂર્તિના સુવર્ણને નથી નિરખતી; એ તો એની અંદર વિરાજમાન પ્રભુની ઝાંખી કરે છે." ત્યારપછી એમણે કલ્યાણ રાગમાં એક સરસ ગીત ગાયું. તેનો ભાવાર્થ એવો હતો કે:—"અધિક આનંદ શેનાથી પ્રાપ્ત થાય છે? ધનથી કે રામચંદ્રજીની પવિત્ર પૂજા કર્યાથી? હે આત્મન્! મને સાચી વાત કહી દે કે, વધારે મીઠું શું છે? દૂધ, દહીં અને માખણ કે શ્રીરામના ભજન અને ધ્યાનનો અમૃતરસ? આરોગ્ય શાથી વધે છે? શાંતિ અને દ્દઢતાની ગંગામાં ગોથું લગાવ્યાથી કે નીચતા અને અધમતાના કીચડમાં ફસાયાથી? વધારે સારૂં શું છે? ક્રોધી મનુષ્યની પ્રશંસા કે ભગવાનની સ્તુતિમાં ગાયેલું ભજન?" રાજાનો નોકર વધારે કશુંજ બોલ્યા વગર ચાલ્યો ગયો.

## ૩૮૭—રાજગાદીનું અભિમાન શું?

પરમ પવિત્ર સાધુ અબુ અલિ શકીકે બાદશાહ હારૂન રશિદને પૂછ્યું કેઃ—"આપ કોઈ દિવસ રેતીના રણમાં ગયા હો અને ત્યાં આપને પુષ્કળ તરસ લાગે અને તૃષાતુર થઇને આપ તરફડીઆં મારી રહ્યા હો, કંઠ સૂકાઈ ગયો, હોય, એવે વખતે કોઇ આપને ઠંડુ પાણી આપે તો આપ એને કેટલું મૂલ્ય આપો ?" બાદશાહે કહ્યું:—"જે માગે તે આપું." શકિકે કહ્યું:—"એ માણસ અડધું રાજ્ય લીધા વગર પાણી આપવાની ના પાડે તો અડધું રાજ એને આપો ?" હારૂન રશિદે કહ્યું:—'હા, આપું.' મહાત્માએ કહ્યું:—"એ જળ પીધાથી આપને કોઇ એવો રોગ થઇ આવે કે, જેથી આપનો જીવ જોખમમાં આવી પડે અને એવે સમયે કોઇ વૈદ આવીને કહે કે, દવાના બદલામાં બાકીનું અડધું રાજ્ય આપો તો દવા કરૂં, તો પછી તેને બાકીનું અડધું રાજ્ય આપો ખરા ?" બાદશાહે કહ્યું:—'પ્રાણ બચતો હોય તો અડધું રાજ્ય શી વિસાતમાં? એ પણ આપું.'એ સાંભળીને સાધુએ શિખામણ આપી કેઃ—"પ્યાલા પાણીના બદલામાં જે રાજ્ય આપી દેવાનો વારો આવે એવા રાજ્યનું તે વળી અભિમાન શું કરવું ?" એ ઉપદેશ સાંભળીને વિદ્વાન રાજા હારૂન રશિદની આંખમાં આંસુ આવી ગયાં.



## ૩૮૮—આબુ હેફઝ ખોરાસાનીનો અતિથિસત્કાર

સાધુ આબુ હેફ્ઝ એક સમયે શબ્બીશેખ નામના એક ધાર્મિક પુરુષને ત્યાં ચાર માસસુધી મહેમાન રહ્યા હતા.શબ્બી શેખે રોજ નવાં નવાં પકવાન્ન ખવરાવીને એમની પરોણાગત કરી. વિદાય થતી વખતે આબુ હેફ્ઝે કહ્યું:—"શબ્બી ! તમે એક વાર નેશાપુર આવજો. અતિથિસત્કાર કેવી રીતે કરવો જોઇએ એ હું તમને શીખવીશ." શબ્બી જરાક ઉદાસ થયા અને પૂછવા લાગ્યા:—"મારાથી કાંઇ ગેરવાજબી કૃત્ય થયું છે ?" આબુ હેફ્ઝે જવાબ આપ્યોઃ—"ગેરવાજબી બીજું શું હોય ? તમે બહુ તસ્દી લીધી છે. એટલી બધી તસ્દી લેવી એ વાજબી નથી. અતિથિસત્કાર એવી રીતે કરવો જોઇએ કે, એના આવ્યાથી આપણને કોઇ રીતનો ભાર ન લાગે. મહેમાનની પરોણાગત કરવા પાછળ વધુ ખર્ચ કરવાથી તે આપણને વસમું પડી જાય

છે અને તેની હાજરી ભારરૂપ લાગે છે.એ ક્યારે વિદાય થાય એવી ઇચ્છા રહે છે અને એની વિદાય આનંદનું કારણુ થઇ પડે છે. અતિથિની બાબતમાં એવી અવસ્થા થઇ પડે તો ગૃહસ્થાઈ ન કહેવાય."

ત્યારપછી એક દિવસ શબ્બી નેશાપુર ગયા અને આબુ હેફ્જને ઘેર મહેમાન થયા.એ દિવસે ૪૧ અતિથિ એમને ઘેર આવેલા હતા. આબુ હેફ્જે ૪૧ દીવા સળગાવ્યા હતા. શબ્બીએ આશ્ચર્ય પામીને પૂછ્યું:-'જનાબ ! આપે આજે આટલીબધી તકલીફ કેમ ઉઠાવી?૪૧ દીવા શા સારૂ પ્રગટાવ્યા છે ?" આબુએ ઉત્તર આપ્યો:-"શબ્બી ! એ તકલીફ મેં તમારી ખાતર ઉઠાવી નથી, મહેમાન ઈશ્વરના મોકલ્યા આવે છે, ઈશ્વરનું એ પ્રિયદાન છે. એકતાલીસ મહેમાન મારે ઘેર મોકલવા માટે ખુદાનો ઉપકાર માનવા ખાતર ૪૧ દીપક મેં સળગાવ્યા છે.

## ૩૮૯—लांबु आयुष्य भोगववाना उपाय

ગ્રીસ દેશના પ્રસિદ્ધ વિદ્વાન પ્લુટાર્ક દીર્ઘાયુષ્ય ભોગવીને મરણુ પામ્યા હતા. માણસ લાંબુ આયુષ્ય કેવી રીતે ભોગવે અને તંદુરસ્તી સાચવી રાખે એ સંબંધમાં એમણે નીચેનો અભિપ્રાય પ્રકટ કર્યો છે. હાલના સમયમાં પણ એ ઉપાય ધ્યાનમાં લેવા જેવા છે.

" તમારા મગજને ઠંડુ રાખો અને પગને ગરમ રાખો. દરેક રોગને માટે ઔષધ ખાવા કરતાં, વધારે સારો ઉપાય એ છે કે, એક દિવસ ઉપવાસ કરી નાખો. પોતાની શારીરિક ઉન્નતિ ઉપર ધ્યાન આપો; પરંતુ માનસિક ઉન્નતિને પણ વિસરી ન જાઓ."

## ૩૯૦—अपूर्व आत्मत्याग अने वीरता

સુરત શહેરમાં ઇ. સ. ૧૮૮૩ માં તાપી નદીમાં મોટી રેલ આવી હતી. તેમાં કેટલાંક ગામ અને સુરતનાં પરાં આખાં તણાયાં હતાં.દાદાભાઈ પાંડીઆ નામના એક પરોપકારી પારસી યુવકથી પોતાની આંખ આગળ માનવબંધુઓનો નાશ થતો જોઈ શકાયો નહિ. તરવામાં એ કુશળ હતો. આવા સખ્ત પૂરમાંથી પણ બચાવી શકાય તેટલાં માણસોને બચાવવાનો તેણે સંકલ્પ કર્યો. તોફાને ચઢેલી તાપીમાં ઝંપલાવવું એ મૃત્યુના મુખમાં કુદવા સમાન

હતું; પણ એ સાહસી યુવકે પોતાના જીવનનો જરાપણ મોહ રાખ્યા વગર નદીમાં તરીને એક પછી એક એકસો ને છ મનુષ્યોને બચાવ્યાં.થાક ખાવાની એને ફુરસદ નહોતી. રાતદિવસ એણે પ્રભુનાં એ સંતાનોને બચાવવામાંજ ગાળ્યાં. આ બનાવ ઉપર ધ્યાન ખેંચતાં સાક્ષર શ્રી બળવંતરાય ઠાકોર વાજબી રીતે કહે છે કે:-" આ પરાક્રમ સદા કાળને માટે નોંધી રાખવા જેવું અસાધારણ કહેવાય. આપણે શાળોપયોગી ચોપડીઓમાં સેંટ બર્નાર્ડ અને ન્યૂફાઉન્ડલેંડના કૂતરાઓની સેવાઓ નોંધીએ છીએ અને માણસે પોતાની જાતને જોખમમાં નાખી કરેલી મોટી સેવાઓના અહીંના દાખલા આપણને જડતા નથી, એટલે તે પણ યૂરોપીય નોંધોમાંથી ઉછીના લઇએ છીએ તથા સામાન્ય રીતે માનીએ છીએ કે આપણે ત્યાં એવી વીરતા, એવું પૌરુષ અને એવી સમયસૂચકતા, એવું સાહસ પાકતાંજ નથી; પરંતુ આ આપણું આપણા લોકો માટેનું હીણું મત વાસ્તવિક નથી. મોટી રેલની કારમી તાણમાંથી એકસો ને છ મડદાં જેવી કાયાઓને કાંઠે આણનાર માણસની આપણે શી કદર કરી ? તેને એક ઘડિયાળ રૂપિયા વીસનું ઇનામ આપવામાં આવ્યું અને 'રેલફંડ' માંથી રૂપિયા સોની ભેટ મળી. આવી સેવાનો આર્થિક બદલો હોયજ નહિ.એ ત્રાજવે એનું મૂલ્ય થાયજ નહિ.પ્રાચીન ગ્રીસમાં આવો મર્દ માણસ થયો હોત તો તેની સંગેમરમરની પ્રતિમા સર્જાઈ હોત.આપણે તો એની છબી પણ સાચવી રાખવાની અક્કલ કે ગુણજ્ઞતા વાપરી નથી. નિઃસંશય જે પ્રજાઓમાં ઈતિહાસનાં સાધનો નથી ઉપજતાં,નથી જળવાતાં, નથી ચર્ચાતાં તે તે પ્રજાઓના અતિશય સ્વાર્થી અને અકૃતજ્ઞ સ્વભાવનુંજ એ પરિણામ છે."

---

## ૩૧૧-ઊંઘ લાવવાનો ઉપાય--પ્રભુના ઉપકારોનું ચિંતન

ડીલંડ નામનો એક વિદ્વાન કહે છે કે:-"જ્યારે મને ઊંઘ નથી આવતી, ત્યારે ઈશ્વરે મારા ઉપર વરસાવેલા આશીર્વાદોને હું એક પછી એક યાદ કરીને ગણવા મંડી પડું છું; તે એટલા બધા યાદ આવે છે કે, પૂરા ગણી રહું તે પહેલાંજ હું ઊંઘી જાઉં છું."

## ૩૧૨—महेनतना कामकाजमां गौरव

સ્વામી રામતીર્થ અમેરિકામાં નિવાસ કરતા હતા, ત્યારે એક ધનવાન સ્ત્રીએ એક દિવસ તેમને પોતાને ઘેર પધારવાનું નિમંત્રણ મોકલ્યું. તે સ્ત્રી પુષ્કળ ધનની અધિકારિણી હતી. તેણે પોતાના દેશની ઉન્નતિની ખાતર પીસ્તાળીસ લાખ રૂપિયાનું દાન કર્યું હતું. રામતીર્થજી ત્યાં પહોંચ્યા ત્યારે એ શ્રીમંત બાઇ જોડા સાફ કરવા માટે રાહ જોઇને ઉભી હતી. સ્વામીજીએ આશ્ચર્યથી પૂછ્યું:–" આટલા બધા નોકરો હાજર છતાં આ કામ તમે પોતાને હાથે શા સારૂ કરવા ઇચ્છો છો ? " તેણે જવાબ આપ્યો:–" આ પ્રકારનું શારીરિક કામ કરવામાં તો અમે અમારૂં ગૌરવ માનીએ છીએ." એમ કહી તેણે એ કામ પોતાને હાથેજ કર્યું.

---

## ૩૧૩-निराभिमान मदनमोहन मालवीआ

એક સમયે સ્વામી રામતીર્થ પ્રયાગ નગરથી થોડેક દૂર ગંગાકિનારે રામબાગમાં વસતા હતા. એક દિવસ ત્યાંથી નીકળી સ્વામી રામતીર્થ સ્વામી અખંડાનંદજી સાથે ગંગાસ્નાન કરવા સારૂ ગયા. બંને સ્વામીઓ કોપીન-ભેર હતા. પંડિત મદનમોહન માલવીઆજી પણ ગંગાકિનારે સાથે ગયા હતા. સ્નાનથી પરવારી સ્વામી રામતીર્થની બદલવાની કોપીન લઇ અખંડાનંદજી કિનારે ઉભા હતા. ગંગામાંથી બહાર નીકળતાં કોપીન આપી; પરંતુ એમના પગે ચીકણો કાદવ ચોટેલો હતો, જે લુછવા માટે કશું સાધન તે વખતે હાજર નહોતું. એથી તેવે પગેજ તેઓ ઉપાન પહેરવા જતા હતા. એવામાં માલવીઆજીએ તેમના ચરણ પાસે દોડી જઈ પોતાના ગળામાંના દુપટ્ટાવડે ચરણ સાફ કરવા માંડયા. ભારતના પ્રસિદ્ધ નેતા, વાઈસરૉયની સભાના પ્રતિષ્ઠિત સભાસદ, મહાપુરુષ માલવીઆ પોતાના પદ–ગૌરવનો જરાપણ વિચાર ન આણતાં સરળતા અને નિરભિમાનપૂર્વક એક સંન્યાસીના ચરણ પોતાના કિંમતી દુપટ્ટાવડે લૂછી રહ્યા છે. કેવું સુંદર દૃશ્ય !






# શુદ્ધિપત્ર



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૩ | સાથી | સૌથી |
| ૨૭ | ૨ | લાગ્યું. | લાગ્યું નહિ. |
| ૩૧ | ૧૩ | પત્ન | પત્ની |
| ૫૨ | ૯ | પસાની | પૈસાની |
| ૫૮ | ૧૮ | અવિર્ભાવ | આવિર્ભાવ |
| ૬૩ | ૧૩ | આકડીનાં | આકડાનાં |
| ૬૩ | ૨૮ | પધયા | પધાર્યા |
| ૯૭ | ૭ | છટો | છૂટો |
| ૯૭ | ૯ | સન્યની | સૈન્યની |
| ૧૧૯ | ૧૯ | पुस्तकानां | पुस्तकोनां |
| ૧૨૨ | ૧૮ | धम | धर्म |
| ૧૨૪ | ૨૦ | ફ્યો | ફ્યોં |
| ૧૫૧ | ૫ | विष | विषे |
| ૧૫૫ | ૩ | પિત્તા | પિત્તો |
| ૧૬૭ | ૧૬ | અપુવ | અપૂર્વ |
| ૧૮૫ | ૨૩ | સાક્ષ | સાક્ષી |
| ૧૯૧ | ૮ | સાથી | સૌથી |
| ૨૨૦ | ૩ | સાથીઓનીઠ | સાથીઓની |
| ૨૨૩ | ૨૫ | સૈનિ | સૈનિકો |
| ૨૩૯ | ૨૪ | બધાંન | બધાંના |
| ૨૪૩ | ૧૩ | ક્ષમ | ક્ષમા |
| ૨૫૫ | ૬ | દ્વષ | દ્વેષ |
| ૨૫૫ | ૮ | વલાયત | વિલાયત |

